## आषाढस्य प्रथम दिवसे ❖ લાલજી કાનપરિયા

વરસે કોનાં સ્મરણોનો વરસાદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?
જળથી લથબથ કોણ પાડતું સાદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?

મોરપિચ્છના રંગો પહેરી બાળાવેશે કોણ આંગણે આવે પાછું ?
ભીના ભીના ટહુકાઓની છાબ ભરીને કોણ આંગણે લાવે પાછું ?

મનને ચડતો હરિયાળો ઉન્માદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?
વરસે કોનાં સ્મરણોનો વરસાદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?

હસ્તરેખાઓ બધીય જળના રેલા થઈને વહી જાય અનાયક આજે
મેઘધનુ શી રંગીન વાતો પવન કાનમાં કહી જાય અચાનક આજે.

લોહી સોંસરો ઊઠે છે એક નાદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?
વરસે કોનાં સ્મરણોનો વરસાદ રે આ આષાઢસ્ય પ્રથમ દિવસે ?



## તમે-અમે ❑ લાલજી કાનપરિયા

તમે મનની માલીપાની કોરી કટ ઇચ્છા, અમે રુદિયાની ભીનીછમ્મ લાગણી
તમે મૂંગા રહેવાની ટેવ હોઠમાં ઉછેરો, અમે ઉછેરીએ બોલકણી માગણી !

ગઈ સાલ ચોમાસું કોરુંધાકોર ગયું,
કેવો અષાઢ ઓણ જાશે ?
બેય તે કાંઠામાં હું તો છલકાતી હોઉં, પણ
મારામાં આવી કોણ ન્હાશે ?

તમે વેણ બોલો તોય અણગમતાં બોલો, અમે ગણગણીએ મનગમતી રાગણી
તમે મનની માલીપાની કોરીકટ ઇચ્છા, અમે રુદિયાની ભીનીછમ્મ લાગણી.

જોત રે જોતાંમાં આમ વીતી જશે
આ આયખાની લીલીછમ ક્ષણો
આવતી કાલ કોણે દીઠી છે દુનિયામાં ?
આજની ફસલ આજ લણો !

તમે કાળઝાળ સૂસવતી લૂની જેવા અને લ્હેરખી છીએ અમે ફાગણી !
તમે મનની માલીપાની કોરીકટ ઇચ્છા, અમે રુદિયાની ભીનીછમ્મ લાગણી.



## શું ભીતર એવું નડ્યું ❑ ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ

શું ભીતર એવું નડ્યું ?
સકળ શોધમાં જેની નીકળ્યાં, એ જ ક્યાંય ના જડયું.

સાવ સુક્કીભઠ નદી છતાંયે
છાતીમાં ઘૂઘવાટ,
સીધી સડક છે; છતાં તમે કાં
સૌને પૂછો વાટ ?

સફેદ પ્રશ્નો પૂછી પૂછી આ પગમાં શું દડદડ્યું ?
શું ભીતર એવું નડ્યું ?

પાળ વગરના તળાવ મધ્યે
રહેતો કાચબો એક,
સસલા સાથે હોડ બકીને
પ્હોંચ્યો અવ્વલ છેક,

સૂરજ સાથે કરીને કિટ્ટા, ઓસબિંદુ કાં લડ્યું ?
શું ભીતર એવું નડ્યું ?

ખીજડ ડાળે નિર્લજ્જ ચકલી
ચીંચી ચીંચી કરતી,
બરછી જેવા તડકે બાપડી
લળી લળી કરગરતી,

લૂની ઘોર થપાટે આખ્ખું અકળ સકળ તડતડ્યું,
શું ભીતર એવું નડ્યું ?

વાતાયનના કળા ઉલાળે
વગડો'ગ્યો છે થીજી,
ખરા બપોરે કામુક કોયલ
કૂહુ કરીને રીઝી !

છૂટા છવાયા વગડે પીધો મહુડો ને અડવડ્યું,
શું ભીતર એવું નડ્યું ?



□ નીલેશ રાણા

ઘરમાં રમતી એકલતા ને
વાત ગગનની કરી
તોડી નાખ્યા જાતે દરવાજા
બહાર જતાં એ ડરી,

થાકેલું ઘર લઈ હાથમાં
વનરાઈમાં દોડું
બાંધેલા અશ્વો વર્ષોથી,
હાશ ! શ્વાસમાં છોડું
કર્યા હાથ હોંશે લાંબા
ત્યાં ગયાં આંગળાં ખરી

ચાલ સમેટી સઘળું જરી
સૂકવું પડછાયો તડકે
રૂંધાતી બે બુંદ રૂમાલે
વેરાતી સૂની સડકે
બિંબ-પ્રતિબિંબ ગાગરમાં :
તોય ગયા કિનારો તરી.
□

ઘરઘર □પ્રીતમ લખલાણી

નદી સંગે
ક્યારેય
ઘર વસાવી શક્યો નહીં !
એ વિષાદે
મનને હળવું કરવા !
કાંઠે
રમતાં બાળકો સાથે
ઘરઘર રમવા
દરિયો
હડી કાઢતો આવે !!!
□

## માડી ❑ રતિલાલ સથવારા

માડી- તે દિ'થી પડી ગયો એકલો,
જે દિ'ચાલી ગૈ તું મોટે ગામ,
વેળાને કરડે કાગડા.

માડી, મૂંઝારો વરસે કાળી રાતમાં,
તડકો ચાંપે છે ડિલ પર ડામ,
સૂકાં તે ખખડે તોરણો.

માડી, સંબંધો વ્હૈ ગ્યા છે લોહીના,
કાળાં કરતૂકોનાં હવે કામ,
અજંપો મુજને આવરે.

માડી, હાંફે વેળા આઠે પ્હોરમાં,
મારી ગાથાનું દુઃખી નામ,
અટવાયું સમદર નાવડું.

માડી, તુજ વિના સુખ શમણું થૈ ગયું,
ભૂલું પડી ગયું પંખીડું, આમ,
ડારે છે આભે વાદળાં.

માડી, તાગ ના મળે કોઇ વાતનો,
મારી મંઝિલની તું હતી રામ,
મળે તો માડી, તું કયાં મળે ?

❑

## ❑ સુ. દ.

એ
હિમાલય ગયો.
હિમાલયને જોવાનું ભૂલી
બરફને વીણવામાં ખોવાઇ ગયો.

એ ગયો
ઘૂઘવતા સમુદ્ર પાસે.
સમુદ્રને જોયા વિના
એ મોજાંઓને છીણવામાં
ધોવાઇ ગયો.

એ લીલાછમ વનમાં ગયો.
ન જોયું વનશ્રીનું સૌંદર્ય.
એ ઝાડી - ઝાંખરાઓમાં
અટવાઇ ગયો.

હવે શું કરવું
એની ખબર પડી નહીં.
એટલે તેજાબથી એણે
આંખોને ધોઇ નાખી.

❑

## કૃષ્ણ-વિષાદ □ રતિલાલ સથવારા

મારા આત્માને થાય છે :
દુઃશાસન ખેંચી રહ્યો છે
મારા વિચારની દ્રૌપદીને....
મારા હૃદયને આઘાત આપવા
શિશુપાળની નવ્વાણું ગાળ રાજસૂય વેળા
યજ્ઞ-પરસાળથી વિસ્તરીને મારી પાછળ પડી છે...

સત્યના શરીરને
અસત્યની તલવારથી કાપી રહ્યો છે દુર્યોધન
- અને
સત્તર સત્તર વખત
મારાં ચરણ ડગ્યાં દુષ્ટ જરાસંધથી

મારી ખોપરીને રઝળાવવા
કાલયવને ચેડાં કર્યાં....
રોજ રાતે નીંદરમાં કૌરવો

સો કાળાં સ્વપ્ન બની પાછળ પડે છે

અશ્વત્થામાએ બનાવટી
મહોરા સાથે ઓછો નથી પીડ્યો મને !

મારાં સ્વજન યાદવો
અંદર અંદર કપાઇ મૂઆ તે
આઘાત મારાથી સહન થયો નહીં

જો,
પારધી વેળાસર
ન જાગ્યો હોત તો ?

## □ અનંત પટેલ

ચંદ્રએ
ઉઘાડી કરી મૂકેલી
આ પૂનમની રાતને
ચાલ તારી આંખના
કાજળથી સ્હેજ
ઢાંકીએ !



### ❑ રમેશ દવે

હવે મેં,
સિંહના પંજામાંથી,
ફાંસ કાઢી લીધી છે,
ઐરાવતના કુંભસ્થળ પર શ્રીફળ વધેરી,
મેં એનો મદ જારી નાખ્યો છે,
રઘુકુળના રામને,
દુર્લભ એવા ચાંદ પર,
મેં મારા પગના તળિયાની રેખાઓ આંકી નાખી છે,
આજે મારા હાથ મજબૂત છે,
હું આર્મસ્ટ્રોંગ છું,
આજે મને પૃથ્વી સામાન્ય થાળી જેવી લાગે છે,
ગોળ ગોળ થાળી,
ગોળ ગોળ મીંડુ,
ગોળ ગોળ ઈંડુ,
પરંતુ હું સભાન થઈ ગયો છું,
કે મારા ઈંડાની કાચલી મારે જ ફોડવાની છે,
એટલે હવે આ ઊંચાઈનો કોઈ અર્થ નથી,
જે ભૂંસાઈ જાય તે પગલાં પાડવાનો કોઈ અર્થ નથી,
હવે તો અર્થનો પણ કોઈ અર્થ નથી,
મને યાદ છે કે હું ભૂલ્યો છું,
હું ભૂલ્યો છું તે મને યાદ છે,
આ પિંડ,
આ પિંડ બ્રહ્માંડ,
હું મને અનાદિ કાળથી શોધતો ફરું છું,
પરંતુ આ નક્ષત્રોનું ચક્કર ચક્કર ચકરાતું આવરણ,
મારી સમજણ પર,
સમયનો ભેજ લગાડી જાય છે,
તેમ છતાં,
મેં સિંહના પંજામાંથી,
ફાંસ તો કાઢી જ લીધી છે
કારણકે,
સહેજમાં આનંદી ઊઠે એવા,
'સહજાનંદને' હું પામી ચૂક્યો છું.



## ❑ મહેશ દવે

*સૂરજના છડીદારની કૂકડે..કૂકથી*
*જાગતો'તો હું ક્યારેક.*
*રહ્યાં નથી હવે આસપાસ પ્રભાતના એ પોકાર.*
*મનુષ્યનો કોળિયો થવા સંઘરાયેલાં*
*મરઘાં-મરઘી દેખાય હવે ફક્ત પાઉલ્ટ્રીમાં.*
*ઊઠું છું હવે ટેવથી,*
*સંભળાય ચકલીઓનું ચીં, ચીં, કોયલના ટહુકા,*
*મોરની કેકા ને મહુઆ પ્રલંબ કુઉં કુઉં કુઉં કુઉં...કુ.*
*આવ્યો શહેરથી દૂર અહીં રહેવા ત્યારે*
*બહુ સંભળાતા'તા આ ગાન*
*નો'તું રહેતું ચા પીવાનું ભાન*
*શહેર આવી લાગ્યું છે હવે મારી પડખે*
*ઓસરતાં ગયા છે ગાન*
*શા કામના હવે આ કાન?*
*બચપણમાં જોયા'તાં બહુએ કાગડા ને કબૂતર*
*સાંભળતો 'કાંઉ'... 'કાંઉં ને 'ઘુઉં'...'ઘુઉં'*
ક્યાં ગયાં એ કાગ ને પારેવાં?
લુપ્ત થઈ જવાનાં શું ડાયનોસૉરની જેમ?
વન્ય પ્રાણીઓ ને રૂપાળાં પક્ષીઓ માટે
છે મોટી મોટી અભયારણ્ય-યોજના,
પણ થશે શું મારાં પારેવાં, કાગડા, મરઘાં, ચકલાં ને મોરનું?

❑

## ❑ અભિજિત

રાત્રિ પ્રશાંત છે
સ્વર્ગમાં આકાશગંગાનો પ્રવાહ પણ શાંત છે
અને તળાવના પાણીમાં તરતાં કમળો
મને તેની નજદીક આકર્ષે છે
ચાંદનીને માણનારાઓ માટે
સ્વપ્ન સુંદર સ્વપ્ન

દૂર દૂર મને કોઇ બોલાવે છે
પહાડોમાંથી પડઘાઓ સંભળાય છે
રાત્રિ વાદળ વિહોણી સ્વચ્છ છે
હું સ્વર્ગમાં ફરું છું દૂર દૂર
પાણીમાં તરું છું.
આકાશમાં ભ્રમણ કરું છું

આ સ્વચ્છ અને સુંદર રાત્રિમાં
હું મારા પ્રેમીજનને આમંત્રવા ઇચ્છું છું
અને હું ગીતો ગાતો જંગલમાં ફરું છું
અને હું તેને ફૂલ અર્પણ કરું છું
કે જે મારા હૃદયમાં ખીલેલું છે

આજની રાત રાતરાણીના બગીચાની જેમ મહેકે છે
હું તેની ચમકતી આંખોમાં મૃદુતાપૂર્વક જોઉં છું
મારા હાથોમાં દિવ્ય ગીત કોતરવા ઇચ્છુ છું
હાથમાં હાથ પકડીને પડછાયા રહિત
રાત્રિમાં ચાલવા ઇચ્છું છું

આ રાત્રિ મીઠી અને સુંદર છે
એ કદાચ નહીં જાણતી હોય કે હું ક્યાં છું
નથી જાણતો હું કે તે ક્યાં છે
રાત્રિ ઢળતી હતી ત્યારે
હું મારું પ્રેમગીત ગાતો હતો



## ગઠબંધન ▢ પ્રેરણા કે. લીમડી

અમારા પાડોશી આ કાકા ને આ કાકી
ચલચિત્રની કૉમેડી ને ટ્રેજેડી સરખી કથા એમની ચાલે
બન્ને અડધાં બહેરાં અને અડધા દાંત વગરના
દીકરા પરદેશમાં મજા કરે કાકા હિંચકે લીલાલહેર...
સવાર પડે ને ચાલે એમની જુગલબંધી
ભઈસાબ, આ ચાહ થાય છે ઠંડી, કાકી જોરથી ઘાંટો પાડે
આ છાપાં મારા પેલા ભવના વેરી કાકી બડબડ કરતાં આવે
સાંજ પડે કાકા જૉગર્સ પાર્ક જાય ને કાકી દેવદર્શન
દિ આથમતાં કાકા ક્યારેક ઓશરીએ આંટા મારે
ક્યાં ગુડાણાતા ? ટાઇમ શું થયો જોયો ? કાકા કાકીને ઘાંટા પાડે
અરે શી પ્રભુ લીલાની કથા હતી કાકી ઘરમાં ઘૂસતાં બોલે
ક્યારેક કાકા ટેસમાં આવી ફિલ્મી ગીત લલકારે
અરે જરા તો લાજો આ છોકરા સાંભળશે
કાકી ખોટી રીસમાં બોલે
ચશ્માં પહેરેલી આંખ મારીને કાકા હિંચકે જોરથી ઠેસ મારે

કાકા ઉત્તર જાય તો કાકી દક્ષિણ
મૂવા કયા જોશીડાએ જોશ મેળવ્યા કાકી ગણગણ કરે
હિંચકે બેસી પાન બનાવી કાકા કાકીને પ્રેમથી ખવડાવે
ક્યારેક કાકા જોરથી ખાંસે કાકી વાંસો ધીરેથી પંપાળે
રાત પડે ને ઘરમાં કાકીનું રાજ ચાલે
તુલસી સવિતા પાર્વતીની ઘરમાં આવનજાવન ચાલે
ધૂંધવાયેલા કાકા હિંચકે ઝૂલતાં ઊંઘે
ધીરેથી આવીને કાકી પ્રેમથી શાલ ઓઢાડે



□ **પન્ના નાયક**

પ્રેમની લીલીછમ જાજમ બિછાવેલા રસ્તા પર
પગમાં છાલાં પડે ત્યાં સુધી
અટક્યા વિના
ચાલ્યા કરો છો તમે.
તમને
કોણ સમજાવે
કે
આ કહેવાતા પ્રેમનો રસ્તો
ક્યાંય જતો નથી
ક્યાંય લઈ જતો નથી.
તમે ઊભા હતા ત્યાં ને ત્યાં જ
ઊભા છો અને હજી ઊભા જ રહેશો.
છતાંય
મનમાં માનો છો
ને વંચક મનને મનાવો છો
કે
તમે જોજનના જોજન કાપ્યા છે.
હકીકતમાં તો...



તને પ્રેમ કર્યો હતો
એ
ભૂલી જવા
મેં
આપણા હાસ્યના ફુવારા
મુસળધાર વરસાદમાં ભેળવી દીધા,
આપણી વિશ્રંભકથા
પતંગિયાઓની પાંખ પર મૂકી દીધી,
અને
આપણા આશ્લેષની નિકટતા
તાજા જ પડેલા સ્નોને સોંપી દીધી.

હવે
હું
સ્મૃતિરહિત...



### ❑ દિનેશ ડોંગરે "નાદાન"

રએક ક્ષણને ચાખું છું શબરીના બોર જેમ,
ીડાઓ ઉછેરું છું સતત ગુલમહોર જેમ.

ાવોય મિત્રતાનો હવે જો કરે કોઈ
ીધો હૃદયને વાગે છે એ તીક્ષ્ણ ન્હોર જેમ.

રનાં કમાડ સાવ મેં ખુલ્લાં મૂકયાં પછી
ના કોણ આવે જાય છે અહિંયાથી ચોર જેમ?

ંતુષ્ટ છું ને વ્યસ્ત છું સંસારમાં છતાં,
ારી ભીતર શ્વસ્યા કરે કોઈ અઘોર જેમ.

ઘનઘોર અંધકારને કીધા પછી દફન,
નાદાન" ફૂટયું છે કશું ભીતરથી પ્હોર જેમ.



### ❑ ખલીલ ધનતેજવી

જ્યારથી લોકો બધા પાગલ થયા ઈમેલના
જોવા પણ મળતા નથી હસ્તાક્ષરો ફીમેલના

તું હમેશાં કાલ પર ટાળે છે આખી વાતને,
આ રીતે મળવાની મુદત રોજ પાછી ઠેલના!

સાવ ઘેટાં બકરાં જેવી છે આ માણસ જાત પણ,
પાંદડાં ચાવે છે એ પણ રોજ નાગરવેલનાં.

કાલ જોજેને પવનનાં ટોળેટોળાં આવશે,
મીણબત્તીએ કરી છે સૂર્યની અવહેલના.

લોક કે'છે મોરનાં ઈંડા ચીતરવાં ના પડે,
પણ હું પૂછું છું કે ઈંડાં મોરનાં કે ઢેલનાં?



## ❑ સતીન દેસાઇ "પરવેઝ"

પરબ જેવુંય જે કૈં છે, અગોચર છે, પરબ ક્યાં છે,
તરસ ને તૃપ્તિના માર્ગો સમાંતર છે, પરબ ક્યાંછે !

તરણનાં તારણોયે સાવ નક્કર છે, પરબ ક્યાં છે,
વહે છે ભીતરે કેવળ સમંદર છે, પરબ ક્યાં છે !

સતત આરોહ ને અવરોહના પર્વતને સર કરતા,
ઝરણનાં મૂળ - શા શ્વાસોય પથ્થર છે, પરબ ક્યાં છે !

બધા આકાશને પાતાળ પણ પાણીચું આપી દે,
રઝળતો ખુદ પરબના નામે ઇશ્વર છે, પરબ ક્યાં છે !

સદા અવઢવ રહી છે એ જ એ શાશ્વત પરબ બાબત,
ન કેવળ પાત્ર, જળ પોતે જ નશ્વર છે, પરબ ક્યાં છે !

ધરો છો કેમ ધરણાં પ્યાસનાં, શબ્દોની સામે પણ,
કે સદીઓથી ગઝલતરસ્યાં નગર-ઘર છે, પરબ ક્યાં છે !

ચરમ તે તૃપ્તિના નેજા તળે તૃષ્ણા જ અવતરતી,
હંમેશા પૂછતો દર-દર પયંબર છે, પરબ ક્યાં છે !

સતત અંધારને, અજવાસને, એના રઝળપાટો,
સફરમાં ઓગળે આંખોય આખર છે, પરબ ક્યાં છે !

ક્ષિતિજની બારમાસી શુષ્ક ઝરમર એ ઝીલે ક્યાં લગ,
અગમ તરસી દિશાઓનું સ્થળાંતર છે, પરબ ક્યાં છે !

રણોને એની સાક્ષીનો જ મહિમા હોય છે કેવળ,
તરસનો આગવો જોકે સ્વયંવર છે, પરબ ક્યાં છે !



## ક્યાંય પણ ગયો નથી

ક્યાંય પણ ગયો નથી : હાજરાહજૂર છે
જૂનાગઢ શહેરમાં એક ગુલમહોર છે.

નરસિંહના ઝૂલણા છંદમાં ઝૂલતો
ઝૂલતો આ રહ્યો : ગઝલનો પ્હોર છે.

ક્ષણોને તોડતો, બુકાની છોડતો
હૃદયને જોડતો ગઝલ - ઘાયલ કવિ

કેટલા લય નવા, કેટલી કલ્પના :
કલમની મશાલને તેં નથી ઓલવી.

તું મનોજ : કામદેવ :
ગઝલની રતિક્રીડા ચાલતી અવનવી

ગઝલને સો વરસ થઈ ગયાં તે છતાં
મનોજના હાથમાં રેશમી દોર છે

નરસિંહના ઝૂલણા છંદમાં ઝૂલતો
ઝૂલતો આ રહ્યો : ગઝલનો પ્હોર છે.

(૧-૯-૧૯૯૨) - સુ.દ.

ક વિતાનું શીર્ષક નથી, અહીં મેં આપ્યું છે. સદ્‌ગત ગઝલકાર કવિ મનોજ ખંડેરિયાને અનુલક્ષીને છેક ૧૯૯૨માં બીજા કવિ સુ.દ.(સુરેશ દલાલ)એ એક રચના કરી હતી.

સામાન્યતયા સર્જકના નિધન બાદ મરણોત્તર કાવ્યાંજલિઓના ગંજ પ્રકાશિત થાય , અને આગિયાની જેમ ઘડીક ઝબકી ઘડીતકીમાં હોલવાઇ જાય છે. આ કૃતિ એવા કુળની :

ગઝલસર્જક મનોજ હયાત નથી ત્યારે ‘ક્યાંય પણ ગયો નથી : હાજરાહજૂર છે’ પંક્તિ કાવ્યભાવકો માટે કેટલી આશ્વસ્તકારક બને છે. ’૯૨માં હયાત હતા કવિ ત્યારે પણ હાજરહજૂર અને આજે પણ એમ જ. પણ કવિનું લક્ષ્ય મનોજ નામે વ્યક્તિ નથી, ન હોય, એથી ન્યારી અને ઊંચેરી લાગે એનો આ કાવ્યપંક્તિ નમૂનો છે : ‘જૂનાગઢ શહેરમાં એક ગુલમહોર છે.’

એક જ કડીમાં મનોજના શહેર અને ગુલમહોર - પુષ્પને સંકલિત કરી આપ્યું. સર્જકને એના નગરનું ‘એક’ (રિપીટ ‘એક) પુષ્પ કહેવાની ગુંજાયશ અને ગજું અહીં ઊભર્યું લાગે.

શેઅર સમી બીજી પંક્તિ, જૂનાગઢના જ નહીં સમસ્ત ગુજરાતના શ્રેષ્ઠતમ ભક્ત

કવિ, નરસિંહ મહેતા અને એમના ઝૂલણા છંદને ઉલ્લેખી, નરસિંહના 'ઝૂલણા છંદમાં ઝૂલતો ઝૂલતો આ રહ્યો : ગઝલનો પ્હોર છે.' પંક્તિ મઢી. (મુને સાયગલ સાંભર્યા, ઝૂલના ઝૂલા ઓરી...) કાવ્યત્વ ક્યાં છે, સુજ્ઞો સમજી શકે. કર્તાએ આંગળી ચીંધી ઝૂલણા ઝૂલામાં ઝૂલતો 'આ રહ્યો' તે બતાવ્યું પણ શું ? કોઇ વ્યક્તિ ? ના, વ્યક્તિરૂપને અતિક્રમી કડી ઘડી : 'ગઝલનો પ્હોર છે.' ગઝલના પ્હોર - પ્રહરને છંદમાં 'ઝૂલતો ઝૂલતો' દર્શાવવો અને એને કાવ્યવિષયવ્યક્તિ સાથે પ્રયોજવો ત્યાં કવિકર્મ છે. માત્ર 'ગુલમહોર' સાથે 'ગઝલનો પ્હોર' પ્રાસના તાળા મેળવી આગળ વધવાથી કાવ્યત્વ ચૂકી જવાય.

એક 'ગઝલ-ઘાયલ' રાજકોટમાં (અમૃત 'ઘાયલ') પણ જૂનાગઢમાંય નવા લય, નવીન કલ્પના વડે ગઝલથી ઘાયલ કરી શકતા મનોજ ખંડેરિયા હતા 'ક્ષણોને તોડતો' હૃદયને જોડતો' તો કોઇપણ ગઝલ કવિ હોઇ શકે પણ અહીં કર્તા 'બુકાની છોડતો' લખીને 'સૌરાષ્ટ્રની રસધાર'ના બહારવટિયાનો સંદર્ભ ક્યી લાવ્યા છે. બુકાની બાંધીને તો બહારવટે ચઢી આતંક ફેલાવાય, એક તંત્રબંધ દશા થઇ એ, જ્યારે બુકાની છોડે, તંત્ર ઢીલા કરે તો (મીઠી) ક્ષણોને તોડી, હૃદયને જોડી શકે. બહારવટિયાની ભોમકા સાથે ભક્તો સંતોની, બમ્મ ગિરનારી જૂનાગઢિયા ભૂમિમાં જ નરસિંહ નામની દિવ્ય દીવાદાંડીએ, શ્રીકૃષ્ણ - રાસલીલામાં મશાલ ઝાલી રાખી હાથ બળવા છતાં દેહાધ્યાસને ઢૂકવા નહોતો દીધો ! મનોજ સંદર્ભે કર્તાએ કલમને મશાલમાં પલટવાનો કીમિયો કરી દેખાડયો : 'કલમની મશાલને તેં નથી ઓલવી.'

છેલ્લે, નરસિંહ તો પ્રથમ પરમ કૃષ્ણભક્ત હતા, જ્યારે મનોજ કાવ્યભારતીના અતિ ગઝલરસિક એટલે કર્તાએ 'તું મનોજ: કામદેવ: ગઝલની રતિક્રીડા ચાલતી અવનવી' લખ્યું. (એક તારીખ વગરના કાગળ ઉપર શ્રી મોરારીબાપુએ લખી દીધું છે, "હા, એટલું કહું કે, મનોજ એટલે કામ... કવિતા જગતનો આ કામ ખૂબ જ કામનો માણસ સિદ્ધ થયો) કામનો માણસ સિદ્ધ થયો જ ને. નહીંતર કવિ સુરેશ દલાલ ૧-૯-૧૯૯૨માં આવું ક્યાંથી લખત ? 'ગઝલને સો વરસ થઇ ગયાં તે છતાં મનોજના હાથમાં રેશમી દોર છે.'

'ઇમેજ' પ્રકાશનના ચોથા પૂંઠે સુ.દ.ની કૃતિ આસપાસ મનોજના વિખ્યાત શેઅરો સ-રસ પાથર્યા છે, એમાંના બે પેશ કરું :

**કોઈ મારું ભવિષ્ય શું લખશે**
**મારે માટે કલમ વિધાત્રી છે.**

**તારે કાજે ગઝલ મનોરંજન**
**મારે માટે તો પ્રાણવાયુ છે.**

સુરેશ દલાલ માટે કવિતા માત્ર મનોરંજન નથી, એમનો પ્રાણવાયુ પણ છે.

અમદાવાદ, ૨૧-૮-૦૪



## ❑ સુ. દ.

મને થયું
કે લાવ, હું મારું ચિત્ર દોરું

કોરા કાગળ પર
પહેલાં દોર્યો ચહેરો
એ જોઇએ એટલો સુખી ન લાગ્યો.
હશે - કરીને પીંછીને
સ્હેજ ગતિ આપી.

મારી આંખોને
હું ન ઓળખું એ તો
કેમ બને ?
મેં દોરી આંખો,
પણ જોઉં છું તો
વિસ્મયનાં હરણ
છલાંગ મારીને છટકી ગયાં.

હોઠ પર ભીનું
સ્મિત મૂકવાનો
પ્રયત્ન કર્યો
પણ એ તો થોડીક જ ક્ષણોમાં
સુકાઇ ગયું.

જીભ મૂકવાનું તો ભૂલી જ ગયો
અને આમ ને આમ
કંઠમાં બધાં જ ગીત
ગૂંગળાઇ ગયાં.

❑

## (૧) સમય ◻ વિપિન પરીખ

વરસો પહેલાં
શ્રવણ પોતાનાં માતાપિતાને
કાવડમાં બેસાડી જાત્રાએ લઈ જતો.
આજે
એ એમને 'મર્સિડીઝ'માં બેસાડી
(કોઈ ન જુએ તેમ)
વૃદ્ધાશ્રમમાં મૂકી આવે છે !

### (૨) ઇશુને

એ લોકોએ તમને
કાંટાળો તાજ પહેરાવી ઠેકડી ઉડાવી
મૃત્યુનો પણ મલાજો ન રાખ્યો !
આજે બે હજાર વરસ પછી
એ લોકોએ અમને ફૂલોની માળાનું વચન આપી
કાંટાળો તાજ પહેરાવ્યો છે
તે કહેતા રહ્યા, 'હસતા રહેજો !'
અમે એ લોકોએ આપેલા ક્રોસને ઊંચકી
ગલીએ ગલીએ ભટકીએ છીએ.

### (૩) કલાસ રૂમ

બધા વિદ્યાર્થીઓ ક્યાં ચાલી ગયા
આખો 'ક્લાસ રૂમ' ખાલી કેમ છે ?
પેલો છેલ્લા બાંકડા પર બેસીને
તબલાં વગાડતો કનુ ક્યાં ગયો ?
અને બાજુમાં બેઠેલી મીના સાથે વાત કરતી
લીના ક્યાં ગઈ ?
'સર'ને પૂછી જોઉં ?
પણ 'સર' જ ક્યાં દેખાય છે ?
લો પછી મોટા પ્રિન્સિપાલ સાહેબને પૂછી જોઉં.
અરે ! બહાર બેઠેલો પ્યૂન કહે છે,
'એ તો ક્યારના ચાલી ગયાં છે.'
ઉપરવાળા સાહેબને વિનંતી કરું
મારા દસ-પંદર બચેલા મિત્રોને
આ શહેરમાં ક્યાં ગોઠવ્યા છે.
મારે એમને મળવું છે.
◻

# કાવ્ય માટેના પ્રેમ અને પરિશ્રમની સમૃદ્ધિ

❑ દીપક મહેતા

**સં**પાદનો તો ઢગલાબંધ પ્રગટ થાય છે. આપણી ભાષામાં કવિતાનાં સંપાદકોની પણ નવાઈ નથી. એક ને એક સંપાદક એક કરતાં વધારે પ્રકાશકો કે સંસ્થાઓ માટે કાર્બન કોપી જેવાં સંપાદનો તૈયાર કરે એવું પણ બનતું રહે છે. ગુજરાતી કવિતાના સંપાદનો સૌથી વધુ સંખ્યામાં જો કોઈએ કર્યાં હોય તો તે સુરેશ દલાલે. પણ 'બૃહત ગુજરાતી કાવ્યસમૃદ્ધિ' તેમનાં આજ સુધીના સંપાદનોમાં તો ખરું જ, પણ ગુજરાતી કવિતાનાં આજ સુધીમાં પ્રગટ થયેલાં સંપાદનોમાં પણ મુઠ્ઠી ઊંચેરું રહે તેવું છે. આ પુસ્તક સંપાદકે ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ અને હિંમતલાલ ગણેશજી અંજારિયાને અર્પણ કર્યું છે. ઇચ્છારામે 'બૃહદ કાવ્યદોહન'ના આઠ ભાગમાં આપણી મધ્યકાલીન કવિતાનું સીમાચિહ્નરૂપ સંપાદન આપ્યું. 'કાવ્યમાધુર્ય' અને કાવ્યસૌરભ' જેવાં અંજારિયાનાં સંપાદનો એક જમાનામાં માત્ર વિદ્યાર્થીઓ દ્વારા જ નહીં, કાવ્યરસિકો દ્વારા પણ વંચાતાં. બળવંતરાય ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ' નામે સંપાદિત કર્યું તે મુખ્યત્વે અભ્યાસીઓ માટે. અહીં આ સંપાદનમાં ઇચ્છારામની બૃહત્તા છે, અંજારિયાનાં માધુર્ય અને સૌરભ છે. બળવંતરાયની સમૃદ્ધિ છે. ૧૧'×૮.૫'નાં મોટા કદનાં સાડા છસો પાનાં નરસિંહ મહેતાથી માંડીને શ્રીનાથ જોશી સુધીનાં ૬૩૦ સર્જકોની ૧૦૦૮ રચનાઓ. ૬૦૦ વર્ષની ગુજરાતી કવિતાની ઝલક ઝાંખી સંપાદકે રજૂ કરી છે. અનુક્રમને મથાળે સંપાદકે 'સર્જકો' અને 'રચનાઓ' શબ્દો કદાચ સભાનપણે વાપર્યા છે. આપણાં ઘણાંખરાં સંપાદનોમાં જેમની 'કવિ' તરીકે પ્રતિષ્ઠા થઈ હોય તેવાઓની જ રચનાઓ જોવા મળે. સંપાદનમાં કયા કયા કવિઓ હોય, કયા કયા ન હોય એની પણ જાણતાં-અજાણતાં એક રૂઢિ બંધાઈ ગઈ છે. પણ આ સંપાદન એવી રૂઢિથી ઊફરું ચાલે છે. મુખ્યત્વે કવિ તરીકે જેમની પ્રતિષ્ઠા નહીં તેવા સર્જકો- ગોવર્ધનરામ [illegible]ઠી, અમૃત કેશવ નાયક, રમણલાલ વ. દેસાઈ, જ્યોતીન્દ્ર દવે, ગુલાબદાસ બ્રોકર, [illegible]લાલ પટેલ, ચુનીલાલ મડિયા, ધીરુબહેન પટેલ, કલ્લોલિની હઝરત, ચંદ્રકાંત બક્ષી, [illegible] જોશી, ગુણવંત શાહ, હસમુખ ગાંધી, અવિનાશ પારેખ, ઉત્પલ ભાયાણી, નૌશિલ [illegible] સૌરભ શાહ, શ્યામલ મુનશી વગેરેની કૃતિઓ પણ અહીં સમાવી છે. દેખીતું છે કે સંપાદકની નજર માત્ર 'કવિ' પર નહીં 'કૃતિ' પર પણ રહી છે. પણ આમ થયું હોય ત્યારે સંપાદનમાંની બધી કૃતિઓમાં કાવ્યત્વની સપાટી ખરબચડી રહે તે સ્વાભાવિક છે. આથી જ કદાચ સંપાદકે અહીં સમાવેલી કૃતિઓને 'રચનાઓ' તરીકે ઓળખાવી છે. પણ રચનાઓની શોધમાં અહીં તેમણે જેટલી દૂર સુધી જાળ ફેંકી છે એટલી બીજા કોઈ સંપાદકે ભાગ્યે જ ફેંકી હશે.

આ સંપાદન એક બીજી રીતે પણ ચીલાચાલુ સંપાદનો કરતાં જુદું પડે છે. મોટે ભાગે 'પૃષ્ઠ સંખ્યાની મર્યાદા'ને આગળ ધરીને સંપાદકો દીર્ઘકાવ્યોથી દૂર જ રહેતા હોય છે. એક-બે પાનામાં સમાય એવી જ કૃતિઓ પસંદ કરે છે. આ સંપાદનમાં એવો વહેરોવંચો કર્યો

નથી. આ સંપાદનમાં પ્રેમાનંદનું 'સુદામા ચરિત્ર', કાન્તનું 'ચક્રવાકમિથુન', બળવંતરાય ઠાકોરનું 'આરોહણ' નાનાલાલનું 'પિતૃતર્પણ', સુન્દરમનું '૧૩-૭ની લોકલ' ઉમાશંકર જોશીનું 'મંથરા', સુરેશ જોષીનું 'મૃણાલ', નિરંજન ભગતનું 'પાત્રો', લાભશંકર ઠાકરના 'માણસની વાત'નો દીર્ઘ અંશ, સિતાંશુ યશશ્ચંદ્રનું 'જટાયું', ચંદ્રકાંત શાહનું 'રિઅરવ્યૂ મિરર', જેવાં દીર્ઘકાવ્યો પણ સમાવ્યાં છે, તો સામે પક્ષે માત્ર બે જ પંક્તિની રચના પણ વીણીને મૂકી છે, જેમ કે રમણલાલ સોની અને ચંપકલાલ વ્યાસની રચનાઓ. ભાવ, ભાષા, વિષય, અભિવ્યક્તિ, કાવ્ય પ્રકારો વગેરે સબબે ગુજરાતી કવિતાનું જે વૈવિધ્ય છે તેનું પ્રતિબિંબ શક્ય તેટલું ઝીલવાનો અહીં સંપાદકે પ્રયત્ન કર્યો છે. આ સંપાદન વિદ્વાનો માટે જ તૈયાર નથી થયું. સરેરાશ કાવ્યરસિકને નજર સમક્ષ રાખીને તૈયાર થયું છે. એટલે આવા કાવ્યરસિકના મનમાં દાયકાઓથી જેની એક-બે પંક્તિ પણ જડાઈ રહી હોય તેવી રચનાઓ પણ અહીં જોવા મળે છે. જેમ કે, 'આંધળી માનો કાગળ', 'મંદિર તારું વિશ્વ રૂપાળું'. તો બીજી બાજુ બાજુ લગભગ અજાણ્યા લાગે તેવા સર્જકો કે અજાણી કૃતિઓ સાથેય અહીં વાચકનો ઘણી વાર મેળાપ થઈ જાય છે. પુસ્તકને અંતે લેખક- સૂચિ અને પ્રથમપંક્તિ સૂચિ આપી છે તથા શક્ય હોય ત્યાં સર્જકોનાં જન્મ-મૃત્યુની તારીખો અને ટૂંક પરિચય આપ્યાં છે. કવિઓના ફોટા, હસ્તાક્ષર, કાવ્યસંગ્રહોનાં કવર વગેરે સામગ્રીથી પુસ્તકને સજાવ્યું છે. મુદ્રણ અને પ્રોડક્શન 'ઈમેજ'ના નામને શોભે એવું છે.

પોતાના 'નિવેદન- સંવેદન'માં સંપાદકે કહ્યું છે : "કાર્ય પૂરું થાય છે પણ એ પૂર્ણ ક્યારેય થતું નથી." એટલે કે આ સંપાદન સંપૂર્ણ હોવાનો દાવો નથી. આટલા વિસ્તૃત સંપાદનને અંતે પણ કશું જ શેષ રહેતું નથી એમ તો ન જ કહેવાય. મધ્યકાલીન સાહિત્યમાં જૈન કવિઓની કૃતિઓનો એક સબળ પ્રવાહ વહે છે. અહીં આનંદઘનને સમાવ્યા છે. તેમ બીજા થોડાક જૈન કવિઓને પણ સમાવી શકાય. ૧૯મી સદીમાં તેવી જ રીતે પારસી કવિતાનો એક આગવો પ્રવાહ વહે છે. બહેરામજી મલબારી અને અરદેશર ખબરદાર ઉપરાંત બીજા થોડાક કવિઓને સ્થાન આપી શકાય. આપણી જૂની રંગભૂમિનાં નાટકોમાં ગીતો એ એક મહત્ત્વનું અંગ હતું. પ્રભુલાલ દ્વિવેદી કે રઘુનાથ બ્રહ્મભટ્ટ અહીં એનું પ્રતિનિધિત્વ કરે છે. પણ બીજા કેટલાક 'કવિઓ'ની કૃતિઓ ઉમેરી શકાય અને આ બધુ ઉમેરતાં સંપાદનનું કાવ્યત્વનું પોત પાંખું પડી જાય એવી બીક પણ રાખવા જેવી નથી. આવું કેટલુંક પુસ્તકની બીજી આવૃત્તિમાં ઉમેરી શકાય. પણ એટલું તો નક્કી કે અહીં ગુજરાતી કવિતાની જે સમૃદ્ધિ સચવાઈ છે. તેય આછી કે ઓછી તો નથી જ. અહીં માત્ર ગુજરાતી કવિઓનું જ ક્રિયેટિવ પર્ફોર્મન્સ જોવા મળે છે એવું નથી, સંપાદકનું ક્રિયેટિવ પર્ફોર્મન્સ પણ જોવા મળે છે. સંપાદકના નિવેદનના પહેલા જ વાક્યના ઉત્તરાર્ધમાં એવો નિર્દેશ થયો છે કે આ સંપાદનનું કામ પાંચેક મહિનામાં જ પૂરું થયું છે. પણ વધુ મહત્ત્વનો આ વાક્યનો પૂર્વાર્ધ છે, જેમાં કહ્યું છે કે 'આમ જુઓ તો આ આખી જિંદગીનું કામ છે', આખી જિંદગી કવિતાને ભરપૂર પ્રેમ ન કર્યો હોય તેવા કોઈનું આવું સંપાદન, આ રીતે કરવાનું શક્ય ન જ બને. કારણ અહીં માત્ર પરિશ્રમ નથી, પ્રેમ છે, કવિતા માટેનો. અને ઉલટ છે કવિતાને કાવ્યરસિક સુધી પહોંચાડવાની. આવાં સંપાદનો આપણી ભાષાનાં વારંવાર પ્રગટ થતાં નથી.

બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ. સં. સુરેશ દલાલ. ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૯૯/૧ ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ- ૪૦૦ ૦૦૨, ૧ આવૃત્તિ ૨૦૦૪. ૨૦+૬૨૮ પાનાં, સચિત્ર રૂા. ૫૦૦.

('મુંબઈ સમાચાર'માંથી)



# નરસિંહ મહેતા

*(ઈ. ૧૫મી સદી)*

યોગ્ય રીતે જ કહેવાયું છે કે ગુજરાતી ભાષાને પ્રારંભમાં જ હેમચંદ્રાચાર્ય અને નરસિંહના આશીર્વાદ મળ્યા છે અને ફળ્યા છે. ગુજરાતી કવિતાનું પ્રભાત નરસિંહના પદે પદે ઊઘડે છે. માત્ર નરસિંહની જ નહીં પણ સમગ્ર ગુજરાતી મધ્યકાલીન કવિતા પ્રાણ, ભક્તિ અને વૈરાગ્યના પદોથી છલકે છે. નરસિંહે કૃષ્ણને ગોપીભાવે ભજ્યા. એમની દૃઢ પ્રતીતિ છે કે ભક્તિ જેવો પદારથ નથી અને 'કૃષ્ણ કીર્તન વિના નર સદા સૂતકી'



## અખિલ બ્રહ્માંડમાં

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.

પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા!
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એ જ આશે.

વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે;
કનક-કુંડળ વિશે ભેદ ન્હોયે·
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.

ગ્રંથ ગરબડ કરી, વાત નવ કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે;
મન-વચન-કર્મથી આપ માની લહે,
સત્ય છે એ જ; મન એમ સૂઝે.

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરે એ જ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના:
પ્રીત કરું, પ્રેમથી પ્રગટ થાશે.



## હળવે હળવે હળવે હરજી

હળવે હળવે હળવે હરજી મારે મંદિર આવ્યા રે,
મોટે મોટે મોટે મેં તો મોતીડે વધાવ્યા રે.

કીધું કીધું કીધું મુને કાંઈક કામણ કીધું રે;
લીધું લીધું લીધું મારું મન હરીને લીધું રે.

ભૂલી ભૂલી ભૂલી હું તો ઘરનો ધંધો ભૂલી રે;
ફૂલી ફૂલી ફૂલી હું તો હરિમુખ જોઈ ફૂલી રે.

ભાગી ભાગી ભાગી મારા ભવની ભાવટ ભાગી રે,
જાગી જાગી જાગી હું તો હરિને સંગે જાગી રે.

પામી પામી પામી હું તો પૂરણ વરને પામી રે;
મળિયો મળિયો મળિયો મહેતા નરસૈંયાનો સ્વામી રે.

## શ્રીનાથ જોશી

(૧૨-૧૨-૧૯૬૨)

આ નવા કવિએ બહુ થોડાં
કાવ્યો લખ્યાં છે. ભવિષ્યમાં જો,
એમની કલમ પાસેથી કશું મળતું
રહે તો કાવ્યસંગ્રહ થઈ શકે.

–

હું તમારી કવિતા વાંચું છું ત્યારે
મને એમ લાગે છે કે હું સમુદ્રના સાન્નિધ્યમાં છું.
પૃથ્વી પર વસું છું
છતાંય તમારી ધરતી અને આકાશની વચ્ચે
હું અજાણ્યા લયતાલમાં ગરસું છું:

તમારી સૃષ્ટિના મુલાયમ પ્હાડ પર મેં
કુમળા બાળક જેવા સૂર્યને ઊગતાં જોયો છે.
ચંદનો ચ્હેરો જોયો છે મેં
તમારા બન્ને હાથની રસાળ ડાળીઓ વચ્ચે

અંધકારના મૌનની વચ્ચે
વહે છે હવા
કોઈ લાવણ્યમય સ્ત્રીની
સહજ, સ્વાભાવિક ગતિ જેવી.

હું તમારી કવિતા વાંચું. છું ત્યારે
મને એમ લાગે છે
કે હું સમગ્ર વિશ્વના સાન્નિધ્યમાં છું.



( "બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ" માંથી.)

## વિઝા અનુભવનું કાવ્ય ◻ મુકેશ જોશી

પાસપોર્ટમાં સ્પષ્ટ લખેલું તો પણ એણે પૂછયું નામ
વિધવા થયેલાં ફોઈ ફરીથી યાદ આવ્યાં, મેં કર્યાં પ્રણામ.

બા-બાપુનું કામ પૂછયું ને પૂછયું એણે મારું ગામ
શૈશવની શેરીમાં પાછો ધક્કો માર્યો એણે આમ

જન્મતિથિ, તારીખ, વાર કે ચોઘડિયાનું કંઈ ના સૂઝયું
સારું છે કે શું કરવા જન્મ્યો છું એણે એ ના પૂછયું

મેં શ્રદ્ધાથી જોયું એણે શંકા જેવો ભાલો કાઢ્યો
ટાઈપ થયેલો ભૂતકાળ મેં ત્યાં ને ત્યાં એને દેખાડયો

લોહી વચાળે સઘળી ઇચ્છા ટાઢ સમી થરથરતી દેખી
કાતર જેવી નજરૂયું એણે ઉપરથી સણસણતી ફેંકી

ક્યાંથી આવ્યા, ક્યાં જાવાના અને કેટલા દહાડા રહેશો ?
ઉપનિષદ પણ એ જ પૂછે છે, એનો ઉત્તર તમેય દેશો ?

તીખા તીખા પ્રશ્નોથી શું માણસને ઓળખવા માગો ?
જેને પૂછો એ માણસ તો પોતાનાથી ખાસ્સો આઘો

વિઝનથી વિઝાની વચ્ચે શ્વેત-શ્યામ રંગીન કાયદા
પંખીને પૂછાય કદી કે ઊડવાના છે કયા ફાયદા ?

ભરનીંદરે જે સ્વપ્ન ચગાવ્યું, એક ઝાટકે એણે કાપ્યું
ઝળઝળિયાંએ જાતે આવી આંખોને આશ્વાસન આપ્યું

પાછા ફરતાં ફરી કોઈએ બૂમો પાડી મારા નામે
હવે નથી અટવાવું મારે, ચાલ્યો હું સાચા સરનામે
◻




'નિર્મિશીકરણ: ગુજરાતી ગઝલકારોનું'
સંગ્રહમાંથી : ચિત્રકાર- નિર્મિશ ઠાકર

MUKUL CHOKSI
(1959)

ઉન્માદ કંચુકીથીય કમનીય કાળ છે,
ઝૂલો તો ડાળ છે અને ઊતરો તો ઢાળ છે.

મુકુલ ચોકસી

## વિઝા અનુભવનું કાવ્ય ▫ મુકેશ જોશી

પાસપોર્ટમાં સ્પષ્ટ લખેલું તો પણ એણે પૂછયું નામ
વિધવા થયેલાં ફોઈ ફરીથી યાદ આવ્યાં, મેં કર્યાં પ્રણામ.

બા-બાપુનું કામ પૂછયું ને પૂછયું એણે મારું ગામ
શૈશવની શેરીમાં પાછો ધક્કો માર્યો એણે આમ

જન્મતિથિ, તારીખ, વાર કે ચોઘડિયાનું કંઈ ના સૂઝયું
સારું છે કે શું કરવા જન્મ્યો છું એણે એ ના પૂછયું

મેં શ્રદ્ધાથી જોયું એણે શંકા જેવો ભાલો કાઢ્યો
ટાઈપ થયેલો ભૂતકાળ મેં ત્યાં ને ત્યાં એને દેખાડ્યો

લોહી વચાળે સઘળી ઇચ્છા ટાઢ સમી થરથરતી દેખી
કાતર જેવી નજરૂપું એણે ઉપરથી સણસણતી ફેંકી

ક્યાંથી આવ્યા, ક્યાં જવાના અને કેટલા દહાડા રહેશો ?
ઉપનિષદ પણ એ જ પૂછે છે, એનો ઉત્તર તમેય દેશો ?

તીખા તીખા પ્રશ્નોથી શું માણસને ઓળખવા માગો ?
જેને પૂછો એ માણસ તો પોતાનાથી ખાસ્સો આઘો

વિઝનથી વિઝાની વચ્ચે શ્વેત-શ્યામ રંગીન કાયદા
પંખીને પૂછાય કદી કે ઊડવાના છે ક્યા ફાયદા ?

ભરઠોરે જે સ્વપ્ન ચગાવ્યું, એક ઝાટકે એણે કાપ્યું
ઝળઝળિયાંએ જાતે આવી આંખોને આશ્વાસન આપ્યું

પાછા ફરતાં ફરી કોઈએ બૂમો પાડી મારા નામે
હવે નથી અટવાવું મારે, ચાલ્યો હું સાચા સરનામે
▫




"નિર્મિશીકરણ: ગુજરાતી ગઝલકારોનું"
સંગ્રહમાંથી : ચિત્રકાર- નિર્મિશ ઠાકર

MUKUL CHOKSI
(1959)

ઉન્માદ કંચુકીથીય કમનીય કાળ છે,
ઝૂલો તો ડાળ છે અને ઊતરો તો ઢાળ છે.

. મુકુલ ચોકસી



" બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ "ના વિમોચન પ્રસંગે
નવીનભાઈ દવે, ઝાયડસ ગ્રુપના પ્રબોધ ર. જોશી, સંપાદક સુરેશ દલાલ,
મરાઠી કવિ મંગેશ પાડગાંવકર અને ગોપાલ દવે

# અરુણ કોલટકરની રચના

## દ્રોણ: મનુષ્ય અને વાનરનું કાવ્ય

❑ મહેશ દવે

સિત્તેર પાનામાં પથરાયેલું, પાંચ પ્લસ (૫+) સર્ગમાં વહેંચાયેલું અને લગભગ બારસોપચાસ પંક્તિનું એક સુદીર્ઘ કાવ્ય વાંચવાનો લહાવો મળ્યો. કાવ્યનું શીર્ષક છે, 'દ્રોણ'; એના કવિ છે, અરુણ કોલટકર અને કાવ્યને મરાઠીમાંથી ગુજરાતીમાં અવતાર્યું છે, અશ્વિની બાપટે. 'અનૂદિત'ને બદલે 'અવતાર્યું' શબ્દ સહેતુક વાપર્યો છે. કાવ્ય વાંચીએ ત્યારે ગુજરાતીમાં મૌલિક કાવ્ય વાંચતા હોઈએ એવો અહેસાસ થાય છે. અશ્વિની બાપટે એવું તો અનુવાદકર્મ સિદ્ધ કર્યું છે કે શબ્દો અને ભાવ જરાય પરાયા લાગતા નથી.

કાવ્યમાં કથા છે, કથારસ છે, કુતૂહલ છે, પૌરાણિક પાત્રો છે, એક પ્રકારની પ્રશિષ્ટતા છે – જાણે ખંડકાવ્ય જ જોઈ લો! કાવ્યમાં સંકેતો છે, પણ એ જરાય બોલકા નથી; કટાક્ષ છે પણ ક્યાંય કડવાશ નથી, રમૂજના ચટકા છે, પણ કોઈનીય ઉપહાસ નથી, નર્યો નર્મ હાસ્યવિનોદ છે. કાવ્ય છંદમાં નથી, એ અછાંદસ છે, પણ તેમાં પદ્યમય ગદ્યના લયનો હિલ્લોળ છે.

પહેલાં તો કથા જોઈએ. કથા વાંચતાં વાંચતાં જ કાવ્ય ઊઘડતું આવે છે.

લંકા વિજય મેળવી રામ પાછા ફર્યા છે. "શુદ્ધ ચારિત્ર્ય માટે પ્રત્યક્ષ અગ્નિએ સીતાને પ્રમાણપત્ર આપ્યું છે." વિજયનો ઉત્સવ મનાવવા પાર્ટી તો આપવી જ જોઈએ. મોટી, નવ દિવસ જેટલી લાંબી ચાલનારી પાર્ટી રામે યોજી છે. તેમાં વાનરોને તો આમંત્રણ હોય જ ને! વિજયમાં સિંહફાળો તો એમનો જ હતો. રામે આપેલી પાર્ટી કાંઈ જેવી તેવી હોય? કોઈ મણા રાખવામાં આવી નથી. બધું જ ધામધૂમથી. કૌશલ્ય અને મનોરંજનની અનેક પ્રકારની રમતોનું આયોજન થયું છે:

*આમલીપીપળી, નારગોળિયો, મુક્કાબાજી, કુસ્તી,*
*ગદાફેંક, ઝાડફેંક, પથ્થરફેંક*

... ... ... .... ..... ........

*કથાકથન, નકલ, વેશભૂષા*

લંકાના રાજકોષમાંથી અને પરાજિત રાજાઓના ખજાનામાંથી મળેલા રત્નો, શસ્ત્રો, દાગીના, મુકુટ વગેરે પારિતોષિક તરીકે અપાવાના છે.

પાર્ટીમાં જમવાનું તો મુખ્યસ્થાને હોય જ. જીભના ચટકા માટે અનેક વાનગીઓની રેલમછેલ છે.

*એટલે કે ચાખવાના, ચાટવાના, ચૂસવાના,*
*ચાવવાના, ચગળવાના*
*કાતરવાના, ગળવાના, ઓરવાના*

અનેક પદાર્થ છે. વિવિધ પ્રાણીઓ અને જળચરનાં માંસ, કીડીની ચટણી સહિતની ભાત ભાતની ચટણીઓ, કચૂંબરો, રાયતાં, અથાણાં ને એવું તો કંઈક કંઈક. પીવા માટે તરહ તરહના જળ અને મદિરા તો —

*જૂના મદ્યના કુંભ*
*અનેક વર્ષે નીકળ્યા હતા આ પ્રસંગે*
*રાવણના ભંડકિયામાંથી*

*ને લંકાના એક ધનવાન*
*શૌણ્ડિક શ્રેષ્ઠીના*
*અંગત સંગ્રહમાંથી*

એ મદ્યો વળી ટપક ટપક ટપકે છે નાગકન્યાઓના મુખ અને સ્તનોમાંથી. પાર્ટીના આયોજક મંડળના અધ્યક્ષ વિભીષણ પોતે છે અને મંદોદરીની દેખરેખ નીચે બધી રસોઈ થઈ છે.

આવી પાર્ટીમાં પંક્તિભેદ તો થાય નહીં. માણસો માટે એક પંગત અને વાનરો કે બીજી પંગત પડાય નહીં. એકને માટે માંસાહાર સહિત સર્વ રસો અને બીજાને ફ્લાહાર એવો વેરોવંચો થાય નહીં. પણ વાનરો તો શાકાહારી એનું શું? મુશ્કેલી નીવારવા યુક્તિ રચાઈ છે. પ્રવેશદ્વારે એક તળાવ બનાવ્યું છે. એમાં ડૂબકી મારે એટલે વાનર માણસ થઈ જાય. બહાર નીકળવાના નિર્ગમ (Exit) દ્વારે બીજું તળાવ બનાવ્યું છે. નવ દિવસની પાર્ટી માણી exitના તળાવે ડૂબકી મારે એટલે મૂળ વાનર માણસમાંથી પાછો વાનર થઈ જાય.

પાર્ટી તો જોરદાર ચાલી. રાક્ષસો, માણસો ને વાનરો બધાં પી 'પીને ટાઇટ' થયા છે. જોક્સ કરે છે, સર્વ પ્રકારની મજા માણે છે, પણ પાર્ટી પતવાનો સમય આવવા માંડ્યો તેમ તેમ વાનરોના પેટમાં તેલ રેડાવા માંડ્યું.

*ફરી વાનર બનવાનું*
*ને આ ડાળથી તે ડાળે*
*કૂદકા મારતા રહેવાનું?*

કલ્પના અસહ્ય છે. વાનરોને, ખાસ કરીને યુવાનપેઢીને લાગવા માંડ્યું છે કે માણસની યોનીમાં મજા છે એવી વાનર જાતિમાં ક્યાંથી મળવાની? કેટલાક વૃદ્ધોએ સમજાવા માંડ્યું. માણસ થઈને જીવવાનું સારું નથી. કેટલાય ઉપકાર કર્યા છે રામે, તે સર્વ ભૂલી બીજા તળાવે ન નહાવાનું વાજબી નથી.

*અરે પૂંછડી તો વૈભવ કે'વાય તમારી જાતિનો*
*ને એ પૂંછડીની બી હવે*
*શરમ લાગવા માંડી તમને*
*ફટ છે તમને*

કૂદકા મારવા કરતાં બે પગે ચાલવામાં શું મજા? કેટલા જોખમ? આમતેમ જોઈને ચાલવાનું, ઊંચેથી કૂદકો માર્યો તે મર્યો સમજો. માણસોમાં વળી વર્ણાશ્રમ છે. તમને બનાવશે શુદ્ર. કોઈકે કહ્યું અહીં પાર્ટીમાં તો બધું ફોકટ મળ્યું, પણ માણસની દુનિયામાં તો કંઈ પણ લેવા જશો તો પડશે પૈસા.

*એકાદી બારબાળા આવી ચોંટશે તમને*
*તમારી જાંઘ પર બેસી*
*ગળામાં હાથ ભેરવી*

પીવડાવશે સૂરા, પણ બીજા હાથથી ફંફોસશે તમારા ખિસ્સાં. પાણીય મફત નહીં મળે. માણસોમાં વાત્સલ્ય તો જરાય નથી. મોટા 'ટેટા'થી ધવરાવે ને પછી તરછોડી દે બાળકો. આપણે ત્યાં તો નાની ડીંટડીથી ધવડાવી પેટે વળગાડી બચ્ચાને મા "ફીલી" લઈ જાય. માણસો તો ભણવા મોકલે બાળકને બીજે. ક્યાંથી વિકસે તેમનામાં કુટુંબપ્રેમ? સગ્ગી મા જોડે વાત કરે ભણેલો છોકરો બીજી ભાષામાં, હાઇટેક ધનુષ્યનો ટંકાર કરે, પ્રાણ લેવાની વિદ્યાઓમાં થાય પારંગત વગેરે.

વારવા છતાં તરુણ વાનરોને ગળે વાત ઊતરતી નથી ને વૃદ્ધો બિચારા પાછળ પાછળ ઘસડાય છે. એ સમયે સૌને યાદ આવ્યા સીતામાતા. 'એમને જઈને કહીએ. એ જરૂર માર્ગ કાઢશે.' બધા ભેગા થઈ હુડુડુડુ હટ ચાલ્યા સીતામા પાસે. પછી યાદ આવ્યું કે આમ ટોળાબંધ ન જવાય. પ્રતિનિધિમંડળ મોકલવું જોઈએ. પ્રતિનિધિમંડળ ચાલ્યું સીતામા પાસે. સીતામાતા તો એકલા બેઠા છે એક ઝાડ નીચે.

અગ્રણીને ટાંકણે પડિયા ખૂટી પડ્યા છે એટલે બેઠાં બેઠાં પડિયા બનાવે છે. પડિયા બનાવતાં બનાવતાં સીતામાતાએ વાનરોની વાત સાંભળી. પછી કહ્યું: 'વાનરનું રૂપ તમારે ફરી ધારણ ન કરવું હોય તો એમ ને એમ બીજા તળાવમાં ડૂબકી માર્યા વગર ગુપચુપ નીકળી જાવ.' પણ વાનરોને લક્ષ્મણનો ડર છે. સીતાનેય લાગે છે કે રામને પણ આ નહીં રુચે. રામ એટલે તો ચાતુર્વર્ણ્યના પુરસ્કર્તા. છલાંગ મારીને વાનરો એકદમ ઉચ્ચ પાયરીએ ચડી જાય એ તેમને કેમ ગમે? ઉપાય તરીકે સીતામાએ તો થમાવી દીધી અગ્રણીના હાથમાં પડિયાઓની એક થપ્પી અને કહ્યું, "જાવ, નાસો. તમારું મનધાર્યું થશે. મારા આશીર્વાદ છે તમને."

પ્રતિનિધિમંડળ અને વાનરો ભડકી ગયા. આ બાઈનું મગજ ફટકી ગયું છે કે શું? આપી આપીને આપ્યા પડિયા! વાનરો જોઈ રહ્યા પડિયાને.

*આ શું*
*પડિયા? ખાલી?*
*શું કરવાનું એમનું? ચાટવાના?*

એક વાનરે તો દાંતિયા કાઢ્યા. દાંતિયા કાઢ્યા કે તરત એ મૂળ જાતિમાં આવી ગયો. વાનરો બધા હેબતાઈ ગયા. ત્યાં વાનરસમિતિના નેતાએ બધાને દેખાડવા ઊંચે ધર્યો'તો તે પડિયો મંડ્યો ઊડવા. છલાંગ મારીને પેલો મૂળ રૂપમાં આવી ગયેલો વાનર પડ્યો એ પડિયાની પાછળ. બીજા પણ દોડ્યા પાછળ પાછળ. પડિયો મોટો થતો ગયો, એટલો મોટો કે યુદ્ધવહાણ જેવડો. એ પડિયો ખાબક્યો સમુદ્રમાં. સમુદ્રના ખળભળી ઉઠેલા પાણીમાં ઝોલા ખાતું પડિયાનું વહાણ ઊભું છે. ચમત્કારથી વાનરો ખુશ છે. માંડ્યા દોડવા વહાણની દિશામાં. વહાણમાં કોણ વહેલું ચઢે એની ચાલી ડસાચડસી.

પડિયા-વહાણ પાછળ દોડનારામાં બે જ અપવાદ છે. એક રેતીમાં માથું ખૂપાવી રડતો હતો. બીજો હતો પેલો વાનર અગ્રણી. અગ્રણીએ ગુપચુપ રેતીમાં ખાડો ખોદ્યો ને પડિયાની થપ્પી દાટી દીધી. નજીકમાં તેણે એક શંખ પડેલો જોયો. શંખ પણ અદ્ભુત છે.

*એ શંખનો ઘૂમટ*
*મરોડદાર*
*અને કઠોર હતો*

*સ્વપ્નમાં રતિમગ્ન થવાની ક્ષણે*
*અશ્મીભૂત થયેલ એકાદ*
*યક્ષિણીના સ્તન જેવો*

*એ શંખ ભીતરથી*
*સુંવાળો હતો એકાદ*
*અપ્સરાની યોની જેવો.*

અગ્રણીએ શંખ કાને ધર્યો. અગ્રણીને શંખે કેટલીય રસપ્રદ વાર્તાઓ કહી. શંખે આશ્વાસન પણ આપ્યું: 'સીતામાતાના આશીર્વાદ છે પછી શાનો ડર?' અગ્રણીએ શંખ ફૂંક્યો અને આનંદની ભરતી આવી. એકાએક એ ઉડ્યો. ગયો અવળી પશ્ચિમ દિશામાં. ઘણું કરીને એ અંગદનો ભાઈ ઇંગ હતો. તે પડ્યો એક બેટના કિનારે. તેને નામ આપ્યું ઇંગ્લૅન્ડ. ત્યાં પહોંચ્યાં'તા બીજા વાનરોય.

પેલો બીજો જે રડતો હતો ને બેસી રહ્યો હતો તેણે છેલ્લા વહાણ સુધી નજર લંબાવી ને એણે જોયા પેલા નીકળી પડેલાઓને

*તેમની જ વંશવેલ વિસ્તરીને*
*આગળ ઉપર તેમની શાખાઓ*
*અમેરિકન, અંગ્રેજ, ફ્રેન્ચ, જર્મન,*

*ઇટાલિયન, રશિયન,*
*હબસી, સીદી, આરબ, તુર્ક, ચીની, જાપાની*
*વગેરે નામે પ્રસિદ્ધ થવાની હતી.*

છેલ્લા સર્ગ+માં જરા વળાંક આવે છે. ગોવિંદરાજા ભૂષણ મહોદયની ટીકાને આધારે કેમ્બ્રિજમાં બેસી સંશોધન કરી રહેલો સંસ્કૃતનો અધ્યાપક જ્હૉન અર્થ બેસાડી રહ્યો છે. માધવ યોગીન્દ્ર શું કહે છે અને લોકનાથ તીર્થનો શો મત છે, એ તપાસી રહ્યો છે. ત્યાં એની બારીમાં એની નજરે ચડે છે એક મોટો વાનર. બારીમાં એક ···ર્સલ મૂકી વાનર ચાલ્યો જાય છે.

*કેળના પાનમાં સરખી રીતે વીંટાળેલું*
*અને કોઈક ઘાસથી*
*કાળજીપૂર્વક બાંધેલું હતું એ પાર્સલ*
*અને એમાં એક હસ્તપ્રત હતી*
*તાડપત્ર પર લખેલી.*

એકી બેઠકે જ્હોને હસ્તપ્રત વાંચી લીધી. એ નોંધો કરતો ગયો અને એમ કરતા કરતાં તેને ઊંઘ આવી ગઈ. અડધી રાતે ઊઠીને જોયું તો હસ્તપ્રત ગાયબ. માણસની ઉત્ક્રાંતિ અને માનવભ્રમણના ગૂંચવાડા ભરેલા ઈતિહાસ પર નવો પ્રકાશ પાડનાર હસ્તપ્રત ગુમાવી દીધી હતી જ્હોને, પણ સ્મૃતિ તાજી હતી. સ્મૃતિને આધારે તેણે મહત્ત્વનું બધું લખવા માંડ્યું. અહીં કથા અને કાવ્ય પૂરું થાય છે!

ક્યાં,કયા અને કેટલા સંકેતો વાચીશું કાવ્યમાં? કઈ વ્યંજનાઓ તપાસીશું? નારીવાદ, વર્ણવ્યવસ્થા કે અસમાનતાના પ્રશ્નો વિચારીશું કે મનુષ્ય કરતા વાનરની કે મર્કટની લાલચુ મતિનો અભ્યાસ કરીશું? કે કરીશું વિદ્વાનોની જુદા જુદા પાઠ અને પ્રક્ષેપોની શોધ? કશું જ નથી તાંચવું. આપણે વાંચીશું ફક્ત કાવ્ય, મોટે મોટેથી પાઠ કરીશું અને આનંદ માણીશું.

૭૨ વર્ષના અરુણ કોલટકર પેઇન્ટિંગમાં પારંગત છે. ગ્રાફિક ડિઝાઈનિંગ અને આર્ટ ડાયરેક્શનનાં ક્ષેત્રોમાં એમણે કામ કર્યું છે. એમના ત્રણ અંગ્રેજી અને પાંચ મરાઠી કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. એમને ઘણા પારિતોષિકો મળ્યા છે. નિમંત્રણ મળ્યાથી દેશ-પરદેશમાં એમણે કવિતા વાચન કર્યું છે.

પ્રસ્તુત કાવ્યનું શીર્ષક વાચતા મહાભારતના દ્રોણ એટલે કે દ્રોણાચાર્ય યાદ આવે, પણ કાવ્યને એ દ્રોણ સાથે કોઈ લેવાદેવા નથી. મરાઠીમાં 'દ્રોણ' શબ્દનો અર્થ થાય છે પડિયો કે દડિયો. અશ્વિની બાપટે શીર્ષક એ જ રાખ્યું છે તે સારું જ કર્યું છે.

પ્રસ્તુત કાવ્યમાં કોલટકરે અવનવી શબ્દરચનાઓનો છૂટથી ઉપયોગ કર્યો છે. સંસ્કૃત શબ્દો ને શબ્દાવલીઓ, તળપદા શબ્દો ને ગ્રામ્ય બોલી, આધુનિક અને અંગ્રેજી શબ્દો સુધ્ધાંને રસળતી રીતે લયમાં ગુંથ્યા છે. અદ્ભુત વાસ્તવિકતા અને ફેન્ટસી એકબીજાની સાથે સાથે ચાલે છે. પેઇન્ટરની જેમ એમણે રેખાચિત્રો ને પ્રકૃતિચિત્રો (landscaps) ઉપસાવ્યા છે. ફક્ત કથન કર્યું છે, ઉપદેશક—અભિનિવેશ સદંતર ટાળ્યો છે. અનુવાદકે પણ સરસ માવજત કરી એ તમામ પાસાઓને જાળવ્યા છે.

ઘણા વખતે સાદ્યંત સરસ કાવ્ય વા[illegible] આનંદ અનુભવ્યો. [illegible]
મહેતાનું પ્રકાશનગૃહ વિકલ્પ પ્રકાશન બહુ [illegible] ી. એણે બેએક પ્રકાશ
માંડ કર્યા છે, પણ એના પ્રકાશનોમાં પ્ર[illegible] અને સૌંદર્યદૃષ્ટિ
મુદ્રણ, પ્રુફવાચન અને સમગ્ર પુસ્તકનિર્માણ [illegible] અતુલ ડોડિ
કાવ્યમાં ઓતપ્રોત થઈ સૂચક અને સાંકેતિક [illegible] કર્યું છે. [illegible]
અનુવાદક અને પ્રકાશકને ખૂબ ખૂબ અ[illegible]

(૨૨.

### ❑ ભગવતીકુમાર શર્મા

માણસ શું ઈશ્વરને પૂછે?
સરનામું પથ્થરને પૂછે?!

ગલી,મહોલ્લો,શેરી,ફળિયું
મારા વાવડ ઘરને પૂછે.

કાગળની હોડી ક્યાં ડૂબી?
કાંઠાઓ સમદરને પૂછે.

ભમરો કેદી બન્યો કમળનો?
સુગંધ જઈ સરવરને પૂછે.

કાળજ કોરાયાની ઘટના;
કાંટો શું કળતરને પૂછે?

પડછાયાઓ ભીંતમાં ગારદ;
કોણ સ્તબ્ધ હરફરને પૂછે?

નાદ અનાહત જાગે ક્યારે?
વ્યંજન ક્ષણ ક્ષણ સ્વરને પૂછે.
❑

### ક્યાં છે શબ્દ ? ❑ જયા મહેતા

શબ્દને આપણે ખૂબ ખૂબ
રમાડયો
ઉછાળ્યો
ફેરવ્યો
તોળ્યો
ભોળવ્યો

ક્યાં છે શબ્દ
બાળકની વાણી જેવો

ક્યાં છે શબ્દ
ઊઘડતા ફૂલ જેવો

લોહીની ગતિ જેવો
ધબકતો શબ્દ
ક્યાં છે?

એની કાયા રઝળે છે હવે
અહીંતહીં
પ્રાણહીન ❑

એકી બેઠકે જહોને હસ્તપ્રત વાંચી લીધી. એ નોંધો કરતો ગયો અને એમ કરતા કરતાં તેને ઊંઘ આવી ગઈ. અડધી રાતે ઊઠીને જોયું તો હસ્તપ્રત ગાયબ. માણસની ઉત્ક્રાંતિ અને માનવભ્રમણના ગૂંચવાડા ભરેલા ઇતિહાસ પર નવો પ્રકાશ પાડનાર હસ્તપ્રત ગુમાવી દીધી હતી જહોને, પણ સ્મૃતિ તાજી હતી. સ્મૃતિને આધારે તેણે મહત્ત્વનું બધું લખવા માંડ્યું. અહીં કથા અને કાવ્ય પૂરું થાય છે!

ક્યાં,કયા અને કેટલા સંકેતો વાચીશું કાવ્યમાં? કઈ વ્યંજનાઓ તપાસીશું? નારીવાદ, વર્ણવ્યવસ્થા કે અસમાનતાના પ્રશ્નો વિચારીશું કે મનુષ્ય કરતા વાનરની કે મર્કટની લાલચુ મતિનો અભ્યાસ કરીશું? કે કરીશું વિદ્વાનોની જુદા જુદા પાઠ અને પ્રક્ષેપોની શોધ? કશું જ નથી વાંચવું. આપણે વાંચીશું ફક્ત કાવ્ય, મોટે મોટેથી પાઠ કરીશું અને આનંદ માણીશું.

૭૨ વર્ષના અરુણ કોલટકર પેઇન્ટિંગમાં પારંગત છે. ગ્રાફિક ડિઝાઇનિંગ અને આર્ટ ડાયરેક્શનનાં ક્ષેત્રોમાં એમણે કામ કર્યું છે. એમના ત્રણ અંગ્રેજી અને પાંચ મરાઠી કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. એમને ઘણા પારિતોષિકો મળ્યા છે. નિમંત્રણ મળ્યાથી દેશ-પરદેશમાં એમણે કવિતા વાચન કર્યું છે.

પ્રસ્તુત કાવ્યનું શીર્ષક વાચતા મહાભારતના દ્રોણ એટલે કે દ્રોણાચાર્ય યાદ આવે, પણ કાવ્યને એ દ્રોણ સાથે કોઈ લેવાદેવા નથી. મરાઠીમાં 'દ્રોણ' શબ્દનો અર્થ થાય છે પડિયો કે દડિયો. અશ્વિની બાપટે શીર્ષક એ જ રાખ્યું છે તે સારું જ કર્યું છે.

પ્રસ્તુત કાવ્યમાં કોલટકરે અવનવી શબ્દરચનાઓનો છૂટથી ઉપયોગ કર્યો છે. સંસ્કૃત શબ્દો ને શબ્દાવલીઓ, તળપદા શબ્દો ને ગ્રામ્ય બોલી, આધુનિક અને અંગ્રેજી શબ્દો સુધ્ધાંને રસળતી રીતે લયમાં ગૂંથ્યા છે. અદ્‌ભુત વાસ્તવિકતા અને ફેન્ટસી એકબીજાની સાથે સાથે ચાલે છે. પેઇન્ટરની જેમ એમણે રેખાચિત્રો ને પ્રકૃતિચિત્રો (landscaps) ઉપસાવ્યા છે. ફક્ત કથન કર્યું છે, ઉપદેશક–અભિનિવેશ સદંતર ટાળ્યો છે. અનુવાદકે પણ સરસ માવજત કરી એ તમામ પાસાઓને જાળવ્યા છે.

ઘણા વખતે સાદ્યંત સરસ કાવ્ય વાચવા મળ્યું. તેનો આનંદ અનુભવ્યો. નૌશિલ મહેતાનું પ્રકાશનગૃહ વિકલ્પ પ્રકાશન બહુ જાણીતું નામ નથી. એણે બેએક પ્રકાશન માંડ કર્યા છે, પણ એના પ્રકાશનોમાં પ્રયોગશીલતા, સૌષ્ઠવ અને સૌંદર્યદૃષ્ટિ છે. મુદ્રણ, પ્રુફવાચન અને સમગ્ર પુસ્તકનિર્માણ ઘણું ઊંચી કોટીનું છે. અતુલ ડોડિયાએ કાવ્યમાં ઓતપ્રોત થઈ સૂચક અને સાંકેતિક એવું લાજવાબ આવરણ કર્યું છે. કવિ, અનુવાદક અને પ્રકાશકને ખૂબ ખૂબ અભિનંદનો.

## ❑ ભગવતીકુમાર શર્મા

માણસ શું ઈશ્વરને પૂછે?
સરનામું પથ્થરને પૂછે?!

ગલી,મહોલ્લો,શેરી,ફળિયું
મારા વાવડ ઘરને પૂછે.

કાગળની હોડી ક્યાં ડૂબી?
કાંઠાઓ સમદરને પૂછે.

ભમરો કેદી બન્યો કમળનો?
સુગંધ જઈ સરવરને પૂછે.

કાળજ કોરાયાની ઘટના;
કાંટો શું કળતરને પૂછે?

પડછાયાઓ ભીંતમાં ગારદ;
કોણ સ્તબ્ધ હરફરને પૂછે?

નાદ અનાહત જાગે ક્યારે?
વ્યંજન ક્ષણ ક્ષણ સ્વરને પૂછે.
❑

## ક્યાં છે શબ્દ ? ❑ જયા મહેતા

શબ્દને આપણે ખૂબ ખૂબ
રમાડયો
ઉછાળ્યો
ફેરવ્યો
તોળ્યો
ભોળવ્યો

ક્યાં છે શબ્દ
બાળકની વાણી જેવો

ક્યાં છે શબ્દ
ઊઘડતા ફૂલ જેવો

લોહીની ગતિ જેવો
ધબકતો શબ્દ
ક્યાં છે ?

એની કાયા રઝળે છે હવે
અહીંતહીં
પ્રાણહીન ❑

એકી બેઠકે જહોને હસ્તપ્રત વાંચી લીધી. એ નોંધો કરતો ગયો અને એમ કરતા કરતાં તેને ઊંઘ આવી ગઈ. અડધી રાતે ઊઠીને જોયું તો હસ્તપ્રત ગાયબ. માણસની ઉત્ક્રાંતિ અને માનવભ્રમણના ગૂંચવાડા ભરેલા ઇતિહાસ પર નવો પ્રકાશ પાડનાર હસ્તપ્રત ગુમાવી દીધી હતી જહોને, પણ સ્મૃતિ તાજી હતી. સ્મૃતિને આધારે તેણે મહત્ત્વનું બધું લખવા માંડ્યું. અહીં કથા અને કાવ્ય પૂરું થાય છે!

ક્યાં,ક્યા અને કેટલા સંકેતો વાચીશું કાવ્યમાં? કઈ વ્યંજનાઓ તપાસીશું? નારીવાદ, વર્ણવ્યવસ્થા કે અસમાનતાના પ્રશ્નો વિચારીશું કે મનુષ્ય કરતા વાનરની કે મર્કટની લાલચુ મતિનો અભ્યાસ કરીશું? કે કરીશું વિદ્વાનોની જુદા જુદા પાઠ અને પ્રક્ષેપોની શોધ? કશું જ નથી વાંચવું. આપણે વાંચીશું ફક્ત કાવ્ય, મોટે મોટેથી પાઠ કરીશું અને આનંદ માણીશું.

૭૨ વર્ષના અરુણ કોલટકર પેઇન્ટિંગમાં પારંગત છે. ગ્રાફિક ડિઝાઇનિંગ અને આર્ટ ડાયરેક્શનનાં ક્ષેત્રોમાં એમણે કામ કર્યું છે. એમના ત્રણ અંગ્રેજી અને પાંચ મરાઠી કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. એમને ઘણા પારિતોષિકો મળ્યા છે. નિમંત્રણ મળ્યાથી દેશ-પરદેશમાં એમણે કવિતા વાચન કર્યું છે.

પ્રસ્તુત કાવ્યનું શીર્ષક વાચતા મહાભારતના દ્રોણ એટલે કે દ્રોણાચાર્ય યાદ આવે, પણ કાવ્યને એ દ્રોણ સાથે કોઈ લેવાદેવા નથી. મરાઠીમાં 'દ્રોણ' શબ્દનો અર્થ થાય છે પડિયો કે દડિયો. અશ્વિની બાપટે શીર્ષક એ જ રાખ્યું છે તે સારું જ કર્યું છે.

પ્રસ્તુત કાવ્યમાં કોલટકરે અવનવી શબ્દરચનાઓનો છૂટથી ઉપયોગ કર્યો છે. સંસ્કૃત શબ્દો ને શબ્દાવલીઓ, તળપદા શબ્દો ને ગ્રામ્ય બોલી, આધુનિક અને અંગ્રેજી શબ્દો સુધ્ધાંને રસળતી રીતે લયમાં ગુંથ્યા છે. અદ્‌ભુત વાસ્તવિકતા અને ફેન્ટસી એકબીજાની સાથે સાથે ચાલે છે. પેઇન્ટરની જેમ એમણે રેખાચિત્રો ને પ્રકૃતિચિત્રો (landscaps) ઉપસાવ્યા છે. ફક્ત કથન કર્યું છે, ઉપદેશક–અભિનિવેશ સદંતર ટાળ્યો છે. અનુવાદકે પણ સરસ માવજત કરી એ તમામ પાસાઓને જાળવ્યા છે.

ઘણા વખતે સાદ્યંત સરસ કાવ્ય વાચવા મળ્યું. તેનો આનંદ અનુભવ્યો. નૌશિલ મહેતાનું પ્રકાશનગૃહ વિકલ્પ પ્રકાશન બહુ જાણીતું નામ નથી. એણે બેએક પ્રકાશન માંડ કર્યાં છે. પણ એના પ્રકાશનોમાં પ્રયોગશીલતા, સૌષ્ઠવ અને સૌંદર્યદૃષ્ટિ છે. મુદ્રણ, પ્રુફવાચન અને સમગ્ર પુસ્તકનિર્માણ ઘણું ઊંચી કોટીનું છે. અતુલ ડોડિયાએ કાવ્યમાં ઓતપ્રોત થઈ સૂચક અને સાંકેતિક એવું લાજવાબ આવરણ કર્યું છે. કવિ, અનુવાદક અને પ્રકાશકને ખૂબ ખૂબ અભિનંદનો.

## ❑ ભગવતીકુમાર શર્મા

માણસ શું ઈશ્વરને પૂછે?
સરનામું પથ્થરને પૂછે?!

ગલી,મહોલ્લો,શેરી,ફળિયું
મારા વાવડ ઘરને પૂછે.

કાગળની હોડી ક્યાં ડૂબી?
કાંઠાઓ સમદરને પૂછે.

ભમરો કેદી બન્યો કમળનો?
સુગંધ જઈ સરવરને પૂછે.

કાળજ કોરાયાની ઘટના;
કાંટો શું કળતરને પૂછે?

પડછાયાઓ ભીંતમાં ગારદ;
કોણ સ્તબ્ધ હરફરને પૂછે?

નાદ અનાહત જાગે ક્યારે?
વ્યંજન ક્ષણ ક્ષણ સ્વરને પૂછે.
❑

## ક્યાં છે શબ્દ ? ❑ જયા મહેતા

શબ્દને આપણે ખૂબ ખૂબ
રમાડયો
ઉછાળ્યો
ફેરવ્યો
તોળ્યો
ભોળવ્યો

કયાં છે શબ્દ
બાળકની વાણી જેવો

કયાં છે શબ્દ
ઊઘડતા ફૂલ જેવો

લોહીની ગતિ જેવો
ધબકતો શબ્દ
કયાં છે?

એની કાયા રઝળે છે હવે
અહીંતહીં
પ્રાણહીન ❑

❑ રાજેન્દ્ર શુક્લ

❑ અનુ.: સતીન દેસાઈ 'પરવેઝ'

હંસી જમીન કી હૂં મૈં પે ફૂલ કા સફર હૂં મૈં,
યું તો કહીં નહીં, નજર કે બસ કરીબતર હૂં મૈં.

ન જામ હૂં, ન સાકિયા, ન મૈં કિસીકી પ્યાસ હૂં,
મંદિર-ફલક સે જો બહે, ખુમાર તરબતર હૂં મૈં.

યહાં પે પહેલી સુબ્હ કી ખમોશ-સી વો ઝીલ મેં,
કંવલ હી સા બે-લફઝ રો ઉજાલા મોતબર હૂં મૈં.

જરા ભી મૈં હટું નહીં, ઉસી જગાહ પે હૂં અભી,
અઝલ સે આજ તક મગર હરેક પલ સફર હૂં મૈં.

ન ઝૌકે - એતિરાજ હૈ, ન રુખસતોં કી હૈ અદબ,
મૈં એતિરાફે-પાક હૂં, હરેક કી બસર હૂં મૈં.

(શબ્દાર્થ: કરીબતર = અત્યંત નજીક, ફલક = ગગન, બે-લફઝ = અશબ્દ, મોતબર = વિપુલ, અઝલ = આદિકાળ, ઝૌકે-એતિરાઝ = વિરોધનો લગાવ, રુખસત = વિદાય, એતિરાફે-પાક = પવિત્ર સ્વીકાર, બસર = નિર્વાહ)





❑ સોનલ પરીખ

પથ્થરો
દલીલબાજ થઇ ગયા છે.
ઠોકર તો આપે જ છે;
ને તમને કળ વળી ગઇ હોય

લોહી ચાલ્યું જતું હોય
ત્યારે પોતે આપેલી ઠોકરને
વાજબી ઠરાવીને જ
જંપે છે



❑ ચિનુ મોદી

❑ અનુ.: સતીન દેસાઈ 'પરવેઝ'

પરબત કે નામ પત્થર, દરિયા કે નામ પાની.
'ઈર્શાદ' હમ તો ખુદ હૈં, નામે-ખુદા ઝુબાની.

આંસુ પે હૈ યે કિસકે નાખૂન કી નિશાની!
હસરત કે દસ્તો-પા હૈ, યે બાત આજ જાની.

માના કિ માત ખાઈ હૈ ખેલ મેં નફસ કે
આમાદા મેરે ઘર હો ઓ તાશ કી ભી રાની.

સચ ઔર આઈને કે આગે ભી ગાહે - ગાહે
થક જાયેં ખીંચકર હી શમશીરે - નાતવાની.

થક જાયેં ખીંચકર હી શમશીરે - નાતવાની
'ઈર્શાદ' હમ તો ખુદ હૈં નામે - ખુદા ઝુબાની.

(શબ્દાર્થ: નામે-ખુદા = ઇશ્વરને નામે, દસ્તો-પા = હાથપગ, નફસ = શ્વાસ, આમાદા = રાજી થવું, ગાહે-ગાહે = ક્યારેક, શમશીરે - નાતવાની = કમજોરની તલવાર)



**જીવનની તલાશમાં** ❑ જયંત મહેતા

બેભાન દર્દીની ચેતનાને
લાલ બોટલમાં લટકાવીને,
ઘડિયાળના કાંટા, ટક, ટક, ટક!
અને
ચૂપકીથી સરકી જતી ક્ષણો
ટપ... ટપ... ટપ?
ક્યાં જતાં હશે?



❑ રાજેન્દ્ર શુક્લ

❑ અનુ.: સતીન દેસાઈ 'પરવેઝ'

હંસી જમીન કી હૂં મૈં યે ફૂલ કા સફર હૂં મૈં,
યું તો કહીં નહીં, નજર કે બસ કરીબતર હૂં મૈં.

ન જામ હૂં, ન સાકિયા, ન મૈં કિસીકી પ્યાસ હૂં,
મંદિર-ફલક સે જો બહે, ખુમાર તરબતર હૂં મૈં.

યહાં પે પહેલી સુબ્હ કી ખમોશ-સી વો ઝીલ મેં,
કંવલ હી સા બે-લફ્ઝ રો ઉજાલા મોતબર હૂં મૈં.

જરા ભી મૈં હટું નહીં, ઉસી જગહ પે હૂં અભી,
અઝલ સે આજ તક મગર હરેક પલ સફર હૂં મૈં.

ન ઝૌક - એતિરાજ હૈ, ન રુખસતોં કી હૈ અદબ,
મૈં એતિરાફે-પાક હૂં, હરેક કી બસર હૂં મૈં.

(શબ્દાર્થ: કરીબતર = અત્યંત નજીક, ફલક = ગગન, બે-લફ્ઝ = અશબ્દ, મોતબર = વિપુલ, અઝલ = આદિકાળ, ઝોકે-એતિરાઝ = વિરોધનો લગાવ, રુખસત = વિદાય, એતિરાફે-પાક = પવિત્ર સ્વીકાર, બસર = નિર્વાહ)

❑

❑

❑ સોનલ પરીખ

પથ્થરો
દલીલબાજ થઈ ગયા છે.
ઠોકર તો આપે જ છે;
ને તમને કળ વળી ગઈ હોય
લોહી ચાલ્યું જતું હોય
ત્યારે પોતે આપેલી ઠોકરને
વાજબી ઠરાવીને જ
જંપે છે

❑

❑ ચિનુ મોદી

❑ અનુ.: સતીન દેસાઈ 'પરવેઝ'

/ પરબત કે નામ પત્થર, દરિયા કે નામ પાની.
'ઈર્શાદ' હમ તો ખુદ હૈં, નામે-ખુદા ઝુબાની.

આંસુ પે હૈ યે કિસકે નાખૂન કી નિશાની!
હસરત કે દસ્તો-પા હૈ, યે બાત આજ જાની.

માના કિ માત ખાઈ હૈ ખેલ મેં નફસ કે
આમાદા મેરે ઘર હો ઓ તાશ કી ભી રાની.

સચ ઔર આઈને કે આગે ભી ગાહે - ગાહે
થક જાયેં ખીંચકર હી શમશીરે - નાતવાની.

થક જાયેં ખીંચકર હી શમશીરે - નાતવાની
'ઈર્શાદ' હમ તો ખુદ હૈં નામે - ખુદા ઝુબાની.

(શબ્દાર્થ: નામે-ખુદા = ઈશ્વરને નામે, દસ્તો-પા = હાથપગ, નફસ = શ્વાસ, આમાદા = રાજી થવું, ગાહે-ગાહે = ક્યારેક, શમશીરે - નાતવાની = કમજોરની તલવાર)



**જીવનની તલાશમાં ❑ જયંત મહેતા**

બેભાન દર્દીની ચેતનાને
લાલ બોટલમાં લટકાવીને,
ઘડિયાળના કાંટા, ટક, ટક, ટક!
અને
ચૂપકીથી સરકી જતી ક્ષણો
ટપ... ટપ... ટપ?
ક્યાં જતાં હશે?

## આદિવાસી સ્ત્રીઓ ▫ નિર્મલા પુતુલ ▫ સુશી દલાલ

(હિન્દી)
એમની આંખોની પહોંચ સુધી જ
સીમિત હોય છે એમની દુનિયા
એમની દુનિયા જેવી કેટકેટલી દુનિયા
શામિલ છે આ દુનિયામાં
નથી જાણતી તે
તેઓ નથી જાણતી કે

કેવી રીતે પહોંચી જાય છે એમની ચીજો દિલ્હી
જોકે રાજમાર્ગ સુધી પહોંચતા પહેલાં જ
દમ તોડી નાખે એમની દુનિયાની પગદંડીઓ
નથી જાણતી કે કેમ સુકાઈ જાય છે
એમની દુનિયા સુધી આવતાં-આવતાં નદીઓ
તસવીરો કેવી રીતે પહોંચી જાય છે એમની મહાનગર
નથી જાણતી તેઓ ! નથી જાણતી !!
▫

## Li Bai (701-761) ▫ વિક્રમ શેઠ ▫ સુ. દ.

(ચાઈનીઝ)
ફૂલોની વચ્ચે શરાબની સુરાહી
હું એકલો પીઉં છું : નથી કોઈ મિત્ર મારી સાથે
હું મારો જામ ઉઠાવું છું : અને ચંદ્રને આમંત્રણ આપું છું
એ અને મારો પડછાયો અને અમે ત્રણ

કેમ પીવાય એની ચંદ્રને ગતાગમ નથી
મારો પડછાયો મારી ફૂલો સાથેની છેડછાડના ચાળા પાડે છે
પણ હું તો આ બંને સાથે જલસા કરીશ
અને ઘડીના છઠ્ઠા ભાગમાં થઈ જશે વસંત

ચાલો, આપણે સોગંદ લઈએ કે માનવીય બંધનોથી દૂર
આપણે મિત્ર થઈશું.
અને જ્યાં રૂપેરી નદીનો અંત આવે છે
ત્યાં મળશું.
▫

# સરિતા માટે વૃક્ષનું ગીત

❑ લીઆ ગોલ્ડબર્ગ (હિબ્રૂ-ઇઝરાઇલ)
❑ અનુવાદ : મહેશ દવે

કરવટ બદલી છે વર્ષે,
ત્યારે કહું છું સખી સરિતાને —
ખેંચી જાય છે તું મારી સોનેરી પાનખર,
મારા પર્ણ સાથે વહી જાય છે મારી રક્ત-શક્તિ.

નિહાળશે તું મને
ફરી પાછી આવશે જ્યારે મારી વસંત.

સરિતા, મારી સખી, સદાય વહી જાય ને પાછી
નિત-નવીન છે તું, ને પાછી એની એ જ
વહેતી રે'છે બે કાંઠા વચ્ચે
તેમ રહું હું શિશિર-વસંતની વચ્ચે,
હું જ બીજ, કળી ને ફળ હું,
અતીત ને ભાવિ મારું હું,
હું એકાકી સૂનું થડીયું
ને તું છે મારો સમય, સમયનું ગીત.

❑

લીઆ ગોલ્ડબર્ગ ૧૯૧૧માં લીથુનિઆમાં જન્મ્યા. કોવનો અને બૉન યુનિ.માં તેમણે અભ્યાસ કર્યો. ૧૯૩૫માં તેઓ પેલેસ્ટાઈન હિજરત કરી ગયા. તેમણે જેરૂસલેમની હિબ્રૂ યુનિવર્સિટીમાં તુલનાત્મક સાહિત્યના અધ્યાપક તરીકે કામ કર્યું. તેમણે નવલકથા, નાટક અને બાળસાહિત્ય પણ લખ્યું છે. યુરોપીય સાહિત્યના અનુવાદક તરીકે પણ તેઓ જાણીતા છે. ૧૯૭૦માં તેમનું અવસાન થયું.

## નવો પોશાક ❑ રાચેલ કોર્ન ❑ સુ. દ.

(યિડિશ)
સાત સાત વરસનાં વ્હાણાં વાયાં
આજે એ લાંબાંલચ વરસો પછી
હું પહેરું છું
નવો પોશાક

પણ એ ખાસ્સો ટૂંકો પડે છે
મારી વેદના માટે
ને મારી ઉદાસી માટે સાંકડો
અને પ્રત્યેક શ્વેત કાચનું બટન
આંસુ જેવું
સરી જાય છે સળ પરથી
પથ્થર જેવું ભારેખમ

❑

## ડાળખી ❑શંભુપ્રસાદ જોશી

કોટડીમાં છું પુરાયો!
બારણું તો બંધ એવું
કે ન ખૂલે!
બારી તો એકેય ના દીવાલ ફરતે,
માત્ર બાકોરાં રહ્યાં આ છેક ઊંચે.
સ્હેજ અમથી એકમાંથી
દૃષ્ટિ નીસરે બહાર, ત્યાં તો
શી મજાની ડાળખી ફૂલે લચેલી
સૂર્યતેજે ઝળહળે છે!
તાપ ક્ષણમાં નષ્ટ કારાગાર કેરા,
મ્હેંકથી તરબોળ આખ્ખા સૂર્યને આ
શ્વાસમાં શોષી લઉં છું!

( " અશ્વત્થનાં પર્ણ " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : શંભુપ્રસાદ જોશી,એ-૨૦, ઓમ ટાવર્સ સેટેલાઈટ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, પ્ર. આ.૨૦૦૪, મૂલ્ય રૂ. ૫૦)

TO THE MUSE OF DOORWAYS EDGES VERGES

**❑Marrie Pongot**

Tall in the doorway stands
the gentle visitor.
I catch my breath

(She's quite deaf,
not interested in
details of my decor.
Her few words amaze me
Her visits are irregular,
brief. When our eyes meet,
how I am drawn to her.
I keep honey cakes, in case,
in the freezer. Once
she stayed for tea.)

She smiles. She speaks up, some.
Each word ravishes,
bright with the sciences
she practices
in the music business.

"One day, when you're not dumb,
you must come
to my place," she says,
and vanishes.



TO THE MUSE OF DOORWAYS EDGES VERGES

❑Marrie Pongot

Tall in the doorway stands
the gentle visitor.
I catch my breath

(She's quite deaf,
not interested in
details of my decor.
Her few words amaze me,
Her visits are irregular,
brief. When our eyes meet,
how I am drawn to her.
I keep honey cakes, in case,
in the freezer. Once
she stayed for tea.)

She smiles. She speaks up, some.
Each word ravishes,
bright with the sciences
she practices
in the music business.

"One day, when you're not dumb,
you must come
to my place," she says,
and vanishes.

❑

## નવો પોશાક ❑ રાચેલ કોર્ન ❑ સુ. દ.

(યિડિશ)
સાત સાત વરસનાં વ્હાણાં વાયાં
આજે એ લાંબાંલચ વરસો પછી
હું પહેરું છું
નવો પોશાક

પણ એ ખાસ્સો ટૂંકો પડે છે
મારી વેદના માટે
ને મારી ઉદાસી માટે સાંકડો
અને પ્રત્યેક શ્વેત કાચનું બટન
આંસુ જેવું
સરી જાય છે સળ પરથી
પથ્થર જેવું ભારેખમ

❑

## ડાળખી ❑ શંભુપ્રસાદ જોશી

કોટડીમાં છું પુરાયો!
બારણું તો બંધ એવું
કે ન ખૂલે!
બારી તો એકેય ના દીવાલ ફરતે,
માત્ર બાકોરાં રહ્યાં આ છેક ઊંચે.
સ્હેજ અમથી એકમાંથી
દષ્ટિ નીસરે બહાર, ત્યાં તો
શી મજાની ડાળખી ફૂલે લચેલી
સૂર્યતેજે ઝળહળે છે!
તાપ ક્ષણમાં નષ્ટ કારાગાર કેરા,
મ્હેંકથી તરબોળ આખ્ખા સૂર્યને આ
શ્વાસમાં શોષી લઉં છું!

( " અશ્વત્થનાં પર્ણ " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : શંભુપ્રસાદ જોશી,એ-૨૦, ઓમ ટાવર્સ સેટેલાઈટ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, પ્ર. આ.૨૦૦૪, મૂલ્ય રૂ. ૫૦)

## ઝુરાપો ❏જલ્પા હ. મહેતા

એક ઝુરાપો આપું સાજન, એક કરું ફરિયાદ,
એક તે આપું દરદ હું એવું સહેજો બારેમાસ.
અમને ભૂલી ગયાનું યાદ.. અમને ભૂલી ગયાનું યાદ.

મધદરિયે જઈ ડૂબવા ચાહો તોય ડૂબી નહીં શકશો
વગળ વહેણને પ્રેમની વાતો કોને જઈને કહેશો ?
એક અધૂરું ગીત બની જઈ, ગાશો બારેમાસ... અમને ભૂલી...

હોઠ નહીં ને હાથ નહીં, હું આંખ આલિંગન આપું
મેઘમલ્હાર મુઠ્ઠીમાં તોયે અંગૂઠો છું આપું
બારમેઘની મોસમ ના દઈ ઝૂરજો બારેમાસ... અમને ભૂલી...

ભૂલી ગયા છો કહેવું સહેલું, કહો શું ભૂલી શકશો ?
છૂટા છૂટા આપણ રસ્તા, છેટા શું રહી શકશો ?
ધરતી ને દરિયાની વચ્ચે, ક્ષિતિજ બારેમાસ... અમને ભૂલી..

ભૂલી ગયાની વાત કરી ત્યાં શ્વાસ લેવાનું ભૂલી,
તન વિના હું સાવ અધૂરીને મારગમાં અટૂલી
વનવાસ મળે તો સાજન સંગે, આવેના પ્રેહવાસ...
કરું ના આજ પછી ફરિયાદ..

( "ફીનિક્સ" કાવ્યસંગ્રહમાંથી. મુખ્ય વિક્રેતા : એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૬૫ )

## દર્પણ સન્મુખ □પ્રો. રજનીકાન્ત પંચોળી

સન્મુખ દર્પણ હું ધરું ને જોઉં છું મુખ આપ
જોઈ જોઈ છળી મરું ને કરચલીઓનો વ્યાપ.

મુખથી શબ્દ સરી પડે, ઓ રે ઓ ભગવાન
હૈયું મારું કેમ તે હજીય રાખ્યું જવાન ?

હૈયું નાનો હંસલો, દેવળ જૂનું કાય
ઊર્મિ છોળો ઊછળે, દિલમાં કેમ ખમાય ?

માથે ધોળા આવિયાંને હૈયે ઊઠે ઉમંગ
કેમ કરીને બેસું હું, ડોસી ડગરાં સંગ.

કેવી ક્રૂરતા તેં કરી, ઓ ગોઝારા કાળ,
ડગમગતા આ ખોળિયે ભરિયા પ્રેમ ઉછાળ.

જીવનની સંધ્યા પડી, શીળાં અંગે અંગ
હૈયે ક્યમ આ ઊછળે ભર યૌવનના રંગ.

( " અર્ઘ્ય" કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : શ્રીમતી વીરબાળા પંચોળી, બી/૧, નીલ ટેરસ, સેંટ જેમ્સ ચર્ચ પાસે, ફત્તેગંજ, વડોદરા - ૩૯૦ ૦૦૨. મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૬૫ )

❑મનસુખ નારિયા

પવન, પાણી, ધરા, આકાશના સંદર્ભમાં તું છે,
નજર સામે નથી જે સૂર્ય એના મર્મમાં તું છે.

બધે હોવું છતાં તારું કદી ના ક્યાંયે દેખાવું,
નહીં જે કોઈપણ જીતી શકે એ શર્તમાં તું છે.

નથી તું શ્વાસમાં મળતો, નથી ઉચ્છ્વાસમાં મળતો,
અને આ બેઉની વચ્ચે રહેલા ફર્કમાં તું છે.

હંમેશાં જ્યોત પ્રગટાવી તને શોધ્યા કરું કિંતુ,
અહીં દીપક તળે અંધાર જેવા અર્થમાં તું છે.

પુરાવા છે છતાં પણ તું કદી સાબિત નથી થાતો,
બધે તું વાદમાં વિખવાદમાં ને તર્કમાં તું છે.

તને કઇ રીતથી શોધું, તને હું ક્યાં જઇ શોધું ?
મળી શકતો નથી એવા સતત સંપર્કમાં તું છે.

( " રજકણથી રક્તકણમાં " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : કાઉન્સિલ ઓફ આર્ટ એન્ડ કલ્ચર, ૨૨૨, શ્રેયસ ડાયમંડ સેન્ટર, હીરા બજાર પાસે, વરાછા રોડ, સુરત - ૩૯૫ ૦૦૬. પ્ર. આ., મૂલ્ય રૂ. ૭૦ )

## ❑ભરત પાઠક

હું ને મારો ભાઈ,
એક જ ઘાટનાં કાગળ, કલમ, ખડિયો અને સ્યાઈ !

સરસતીમા સદાય રહે
એના ઉપર રાજી,
લખમીમાની મ્હેર મારે ઘેર
સંપત રાખે સાજી,
વ્હેંચણી આવી ભાતની ભાળી પામતા કૈંક નવાઈ !

કાગળ ઉપર ખેડ્ય કરે ઈ
આજમાં વાવે કાલ,
રતેરતની વાણી પીને
ફોરતું નર્યું વ્હાલ,
હિસાબ કરતો બેસું ત્યારે ઈ જ સુણાવે ગાઈ !

સાંતી મારું ચાસમાં ચાલે
જમા ને ઉધાર,
લેણાદેણની ખતવણીમાં
શૂનનો ગુણાકાર,
નિત વધાવીએં હાટડી સૌને ભગતની ચ્હા પાઈ !

( " ભગતની ચ્હા " કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મંદિર, જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. પ્ર. આ. ૧૯૯૫, મૂલ્ય રૂ. ૩૦ )

## પ્રકાશોપનિષદ્ □ડૉ.હર્ષદેવ માધવ □અનુ. શ્રુતિ હર્ષદેવ
(સંસ્કૃત)

પ્રકાશને છે વિવિધ રંગો;
શ્વેત, સુખ જેવો
ગુલાબી-ઉજ્જ્વળ, પ્રેમની જેવો કોમળ,
પીળાથી રંગાયેલ- જાગૃતિના સ્પંદનથી ચંચળ,
નીલમાં ભેળવેલ - વાસનાથી રજોટાયેલો,
અરુણની દ્યુતિમાં સ્નાન કરેલ- માયાના પરિચયથી મોહિત,
રાતોચોળ- રજોગુણના ગર્ભથી મંથર
રાતો અને પીળો - સૂર્યની આભાના ગ્રાસથી ગર્વવાળો.
પ્રકાશ - વિવિધ રંગવાળી દ્યુતિ-
મારામાં
ઉગાડે છે કમળનું વન,
જગાડે છે શાંત જળ,
નચાવે છે આકાશનાં પડળો,
વરસાવે છે મુદિતાને,
ચીતરે છે શુચિતાને
રંગે છે સુવર્ણરસથી મેઘમાલાને
પીગળાવે છે
મારા પ્રત્યેક અણુને
તેજના પારાવારમાં.

( " સુધાસિન્ધોર્મધ્યે " સંસ્કૃત કાવ્યસંગ્રહમાંથી. મુખ્ય વિક્રેતા : પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરી વાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. પ્ર. આ. ૨૦૦૨, મૂલ્ય રૂ. ૭૫ )

## સૂર્યવેધ ❑અરવિંદ વેગડા

આ અંધકાર સતત ભીંસતો રહે છે.
કાળમીંઢ માનવ અસ્મિઓ વચ્ચે
ચીસો પાડતી; આક્રંદ કરતી;
આડંબરી શ્રુતિઓ સતત પીડ્યા કરે છે,
અજવાશને.. સૂર્યની આણ દઈ.
મનુવાદી કંઠીઓના મણકામાં ઘૂમરાતી
પથ્થરની મૂર્તિઓ પર
અભિષેકાતી જ્યોતિઓનાં અંધારામાં ભીંસાતી
અતૃપ્ત ઈચ્છાઓનાં પોટલાં
વિંઝયા કરે છે કોરડા.
કોઈનું ખાંડવ વન સળગ્યા કરે છે યુગોથી
ને
તડ..તડ..કરતો અગ્નિ ઓક્યા કરે છે અંધારૂં..
અર્ધદગ્ધ તક્ષકો પિડાય છે.
હજીય,
કપાય છે કેટલાય અંગૂઠાઓ અંધારામાં
ને
તોય પણ
નત-મસ્તકે ચાલતી ઈચ્છાપરીઓનાં રંગીન
પીંછાઓમાં
ભભૂકતા દાવાનળને પ્રજ્વલિત કરવા

હજી
બાકી છે
સૂર્યવેધ.. સૂર્યવેધ..

( " પગેરું " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : અરવિંદ વેગડા, એ-૧૬, ન્યુ પરિમલ સોસાયટી, કીર્તિધામ તીર્થ પાછળ, ચાંદખેડા - ૩૮૨ ૪૨૪, અમદાવાદ, પ્ર.આ. ૨૦૦૩, મૂલ્ય રૂ. ૭૦ )

## તું કાગળ લખ □ચંદ્રેશ શાહ

કેમ બતાવું છાતી અંદર પડ્યો છે કેવો કાતિલ ઘાવ : તું કાગળ લખ
ને લીલુંછમ વૃક્ષ થયું સૂસવાતા વાવાઝોડે ઉજ્જડ સાવ : તું કાગળ લખ

પાદર, પડછાયો, પોપટ, પીંછું, પડઘો, પનિહારી પાંપણના પલકારે પોંખાશે
જળને શિશુવત્ ખોળામાં ઝંખે છે વરસોથી ખાલીખમ વાવ : તું કાગળ લખ

હું રૂબરૂ મળીને પણ હિંસક પીડાનું વર્ણન નહિ કરી શકું, હે રૂપલ !
આ કાળમીંઢ પથ્થર પણ પીગળતા એવો કરપીણ બનાવ : તું કાગળ લખ

કોઈ વિહ્વળ રાજકુમારી જેમ પછી તું ભલે દોડી આવ મને વીંટાવા
તરફડતા જીવને ચડ્યો છે તીક્ષ્ણ એકલતાનો ઝેરી તાવ : તું કાગળ લખ

( "અમૃતવર્ષા" કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : ચંદ્રેશ શાહ, ૭, પ્રાપ્તિ એપાર્ટમેન્ટ, ૬, પટેલ કોલોની, જામનગર - ૩૬૧ ૦૦૮, પ્ર. આ. ૧૯૯૯, મૂલ્ય રૂ. ૫૦ )

## □દિલીપ મોદી

તુજ જુદાઇની છે આ મોસમ, સખી!
રક્તમાં મારા વહે છે ગમ, સખી!
ધડકનોમાં સાંભળું છું આગમન,
પાથરી છે લાલ મેં જાજમ, સખી!

ફૂલદાનીમાં જુઓ ફૂલો નથી,
દર્પણોમાં એક પણ ચ્હેરો નથી.
રિક્તતાનું ઓરડે ટોળું અને-
સૂર્ય ઊગ્યો તે છતાં તડકો નથી.

( "હે સખી! સોગંદ છે મારા તને -" કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : ડૉ. દિલીપ મોદી, ૧૦ નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સુરત-૩૯૫ ૦૦૧, પ્ર. આ.૨૦૦૪, મૂલ્ય રૂ.૧૦૦ )

## થોક થોક છે કમળ-ગુલાબો ☐ચંદ્રકાન્ત શેઠ

જે આંખે હું હિન્દુ દેખું, એ આંખે હું મુસ્લિમ !
જે હૈયે હિન્દુને ચાહું, એ હૈયે હું મુસ્લિમ !
એક હાથ હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય મળ્યાથી મેળ સધાતો
જમુના ને ઝમઝમનો !
જે ચરણે હું કાશી પહોંચું, તે ચરણે હું મક્કા;
કુરાન-ગીતા બેય પઢે મુખ, એ જણ સચ્ચા પક્કા !
એક કાન હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય કાનથી સાદ સાંભળું
એક જ રામ-રહીમનો !
જે આભે ઉર ચાંદ ઊગતો, ત્યાં જ ઊગતો સૂરજ;
મંદિર ને મસ્જિદનો રસ્તો મારા પગલે એક જ !
ભલે જુદાં હો જિસમ
હવા તો એક જ સૌના શ્વાસે;
એક ગગનં ઓઢેલી ધરતી
સદા રહી સૌ પાસે !
હિન્દુ ચિઠ્ઠી, મુસ્લિમ ચિઠ્ઠી, ચિઠ્ઠી બુદ્ધ ને ખ્રિસ્તી;
વેશટેકની ગલીઓ તળિયે એક માતની મિટ્ટી !
નથી શાસ્ત્રમાં, નથી શસ્ત્રમાં,
નથી વસ્ત્ર કે વાધે;
ચોકે, વાડે નહીં, નહીં એ
ગાદી-પાટ કે પાધે !
જનસેવામાં જગન્નાથ તો અલ્લા સદા અમનમાં;
થોક થોક છે કમળ-ગુલાબો માણસાઈના મનમાં !

( " ઊંડાણમાંથી આવે, ઊંચાણમાં લઈ જાય . . ." ગીતસંગ્રહમાંથી. પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, ગાંધી રોડ, અમદાવાદ - ૧, પ્ર. આ.૨૦૦૪, મૂલ્ય રૂ. ૭૫ )

કવિતા : અનુભૂતિનું અ-ક્ષરધામ
સળંગ અંક : ૨૨૪
વર્ષ : ૩૮, અંક : ૨, ડિસે.-૦૪.-જાન્યુ.-૦૫
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

**સૂચના :** વરસમાં છ અંકો દર મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળવા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, એરમેલ રૂ. ૪૨૦, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SARASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મેનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



મકરન્દ દવે
૧૩/૧૧/૧૯૨૨ - ૩૧/૦૧/૨૦૦૫

# આ અમે ઉડાડ્યો ગુલાલ રહેશે '

અગનરથમાં ચાલી નીકળેલા અલગારી કવિ મકરન્દ દવે વન, ઉપવન અને તપોવનના યાત્રી હતા. મકરન્દ દવે સાથે કવિતાને કારણે વરસોનો નાતો. હજી પણ આંખ સામે એમના મરોડદાર અક્ષર તરે છે, તરવરે છે. એમની વાણીમાં સચ્ચાઈ અને ઉષ્મા. મળે ત્યારે જાણે ક્યારેય છૂટા ન પડ્યા હોઈએ એવી રીતે વાતનો તંતુ ચાલે. સાધના કરતો આ સાધક બાળકની જેમ રમૂજ પણ કરે અને હસી શકે. મૌનનો આરાધક અને શબ્દનો સાધક. કોઈ પરમ તત્વ સાથે એમનો તંતુ જોડાઈ ગયેલો.

મકરન્દ મુખ્યત્વે તો કવિ. શબ્દની પાછળના મૌનને પીધેલો કવિ. ગીત, ગઝલ સહજ. એમનો જીવ ભજનમાં. મેઘાણીની જેમ લોકગીતોના ઘાયલ. એટલા જ ઘાયલ બાઉલગીતોના અને ટાગોરના. એમના માટે કવિતાનો યોગ એ જ ભક્તિનો યોગ હતો. પોતે જ પોતાની પ્રયોગશાળા - યોગશાળા. મકરન્દ મૂળ તો સ્ફૂરણાના માણસ. 'ગમતાનો કરીએ ગુલાલ' પંક્તિ તો કહેવત જેવી થઈ ગઈ છે. એકવાર પત્રમાં એવું પૂછાયેલું કે તમે કવિતા લખો છો એ જાણું છું, પણ બીજું શું કરો છો? ત્યારે બે પંક્તિમાં એમણે જવાબ વાળેલો.

ઈર્ષા કાજ ઘણી નીચી,
ઊંચી ક્યાંય ઘૃણા થકી
મામૂલી ફૂલથી મ્હોરી,
મારી જીવન ડાળખી

એ ભલે કહે કે મામૂલી ફૂલો છે, પણ એમની કવિતા આપણે માટે મહામૂલાં ફૂલો છે. એમની શબ્દસાધના શબ્દબ્રહ્મની સાધનાના સ્તર સુધી પહોંચે છે. કવિતાનું શાસ્ત્ર જાણનારાનો તોટો નથી પણ આ શાસ્ત્ર જાણ્યા પછી પણ ખૂબ ઊંડાણથી શબ્દને માણીને, નાણીને કવિતા લખનારા કવિઓ બહુ ઓછા છે. મકરન્દ દવેની કવિતામાં વિષય અને પ્રકારનું વૈવિધ્ય તથા આશય અને અભિવ્યક્તિની અનેક છટા-ઘટાઓ સહૃદયોએ માણી જ છે.

મકરન્દ દવેના ગીતની પહેલી પંક્તિ આપમેળે પોતાનો મારગ શોધી લે છે. પોતાના કે અન્યના રસ્તા પર ચાલવાનું મકરન્દની કલમે મુનાસિબ નથી માન્યું. ઊંડી વાદળમાં પ્રવેશેલા તડકાની કવિતા મકરન્દ આપી શકે. પ્રથમ પંક્તિનું નોતરું આવ્યું એટલું જ બસ. પછી તો સહજ અનાયાસ તેડાગર શબ્દનો સાથ મળે છે. મકરન્દ પાસે પોતાનો લય-કેફ છે. એમની કવિતા બંધિયાર નથી. પોતાની પરંપરાની બંદીવાન નથી. હવાને હિલોળે જેમ પીંછું ફરકતું હોય એમ એ મુક્તપણે ફરકે છે.

છાંદસ, અછાંદસ, ગીત, ગઝલ, ભજન - આવું કંઈ કેટલુંયે પ્રગટ્યું છે મકરન્દ દવેની કલમમાંથી. એમના ઘૂંટાયેલા સૉનેટ પણ યાદ રહી જાય એવાં છે. મકરન્દ દવે છંદ કે લયનો ટેકણલાકડી તરીકે ઉપયોગ નથી કરતા પણ એમની કવિતામાં છંદનું કર્તૃત્વ પણ દેખાઈ આવે એવું છે.

મુગ્ધતા અને પરિપક્વતાનો અહીં સમન્વય છે. શબ્દ પોતાનાં પગલાં મૂકે છે, પણ આ પગલાં દૃષ્ટિથી પવિત્ર થયેલા છે. મકરન્દ દવેની કવિતા ગુજરાતી કવિતામાં એક અલગ અને અલાયદા ટાપુ જેવી છે. તરસની તીવ્રતા આપમેળે શબ્દને શોધી લે છે. શબ્દ શોધે છે લયને અને અર્થપૂર્ણ ભાવોદયને. મકરન્દની કવિતા સમર્થ છે અને સાર્થક છે.

સુ.દ.

## સૌન્દર્યનું ગાણું

સૌન્દર્યનું ગાણું મુખે મારે હજો
જ્યારે પડે ઘા આકરા
જ્યારે વિરૂપ બને સહુ
ને વેદનાની ઝાળમાં
સળગી રહે તન સામર્થ્ય,
ત્યારે અગોચર કોઈ ખૂણે
લીલવરણાં, ડોલતાં, હસતાં, કૂણાં
તરણાં તણું ગાણું મુખે મારે હજો,
સૌન્દર્યનું ગાણું મુખે મારે હજો.

સ્વપ્નથી ભરપૂર આ
મારા મિનારાઓ પરે
જ્યારે પ્રહારો વજ્રના આવી પડે,
નોબતો સંહારની આવી ગડે,
ને ધૂળભેગા કાટમાળો પીંખતી
ઉપહાસની ડમરી કદી ઊંચી ચડે,
ત્યારે અરે!
પ્રેમે, પ્રફુલ્લિત કો સ્વરે
આ વિશ્વના માંગલ્યનું ગાણું મુખે મારે હજો!
સૌન્દર્યનું ગાણું મુખે મારે હજો.

એકદા જેને પ્રભુ!
અંકે પ્રથમ અક્ષબોધ ખોલી લોચનો
પામી ગયો જ્યાં હૂંફ હું પહેલી ક્ષણે
ને પ્રેમનાં ધાવણ મહીં
પોષાઈ જીવ્યો છું અહીં
હેતાળ એ ભૂમિ તણે
હૈયે જીવનમાં શીખવજો સર્વસ્વ મારું સીંચતાં
ને કોઈ વેળા આખરે આ લોચનોને મીંચતાં

એના પ્રકાશિત પ્રાણનું,
એના હુલાસિત ગાનનું,
એના સુવાસિત દાનનું ગાણું મુખે મારે હજો!

આવતાં જેવું હતું
જાતાંય એવું રાખજો!
ઉત્સવ તણું ટાણું સુખે ત્યારે હજો!
સૌન્દર્યનું ગાણું મુખે મારે હજો.

૧૯૫૩



## વળતા આજ્યો

માધવ, વળતા આજ્યો હો!
એક વાર પ્રભુ ખબર અમારી લેતા જાજ્યો હો!

રાજમુગટ પહેરો કે મોટા કરો ધનુષટંકાર,
મોરપિચ્છ ધરી જમનાકાંઠે વેણુ વાજ્યો હો!

અમને રૂપ હૃદય એક વસિયું ગમાર ક્યો તો સહેશું,
માખણ ચોરી, નાચણ પગલે નેણ લગાજ્યો હો!

રોકી કોણ શકે તમને પ્રભુ, રાખી પ્રાણ પરાણે
જોશું વાટ, અમારા વાવડ કદી પુછાજ્યો હો!



## લા-પરવા

કોક દિન ઈદ અને કોક દિન રોજા
ઊછળે ને પડે નીચે જિંદગીનાં મોજાં.

કાંઈ અફસોસ નહીં કાંઈ નહીં ફિકર,
કોઈ ચીજ તણી નહીં જિંદગીમાં જિકર,
આવે ને જાય એના વેઠવા શા બોજા?
કોક દિન ઈદ અને કોક દિન રોજા.

માન મળે, મળે ધનધાન, મળે સત્તા,
પાન ચાવી બીજી પળે ખાવા પડે ખત્તા,
વાહ ભાખે કોઈ રૂડી આંખે વેશ ભાળી,
આહ નાખે કોઈ ભૂંડી મોઢે મેશ ઢાળી,
રામ મારો રૂદે હસે રંગ નહીં દૂજા
કોક દિન ઈદ અને કોક દિન રોજા.

હાલ્યા કરે દુનિયાની વણજાર ગાંડી,
કોણ બેઠું રહે એની સામે મીટ માંડી?
દૂધ મળે વાટમાં કે મળે ઝેર પીવા
આપણા તો થિર બળે આતમાના દીવા.
લાંબી લાંબી લેખણે ત્યાં નોંધવી શી યાદી
બેય કોરે આપી જવી મુબારકબાદી,
ઘેલાં ભલે ઘૂઘવે આ જિંદગીનાં મોજાં
આવો તમે ઈદ અને આવો તમે રોજા.



ન પાંખ ઢીલી બની કે નિગાહ થાકી છે,
ઘણું ગયું છે, છતાંયે ઘણુંયે બાકી છે.

કવિતા (૨૨૫)

# તો હું માગું શું?

એટલું આજે કહો, બસ એટલું જ કહો જરા
કે અરે મકરન્દ જા તું માગ તે મંજૂર છે.
તો હું માગું શું તમે કલ્પી શકો છો હેં ભલા!
આંખ મારી જોઈને જે કલ્પના-ચેચૂર છે?
તાગ ના પામી શકો હો! લેશ ના ફાવી શકો
કૈં અજાણ્યાં સ્વપ્નની છાયા તહીં ભરપૂર છે.

પણ કહું છું વાત હું આજે તમે એવું કહો
માગ તે મળશે અને ફળશે, ન કાંઈ દૂર છે,
તો પછી, હા, તો પછી આ માયલું મન ઊઠશે
પાડતું તાળી હસીને કે હવે ચકચૂર છે.
આંખ ને હૈયું મળી મોંઘા મનોરથ માણવા
સાંભળો, કેવું ખરેખર કાળજું આતુર છે!

એક હો પટ વિસ્તર્યો સામે અફાટ અને પગે
ચાલતાં કેડી મહીં જ્યાં ફૂટતા અંકુર છે,
હાથ લાઠી, કામળી ખભ્ભે અને કંઠે કડી
ગીતની એકાદ ના બીજી કંઈ જ જરૂર છે.
ગીત કોનું? — પ્રેમપાગલ સાદ પાડી જાઉં હું
કો અનામી કુંજમાં જ્યાં નિત્ય બંસી-સૂર છે :
'એ અલ્યા મકરન્દ,' બોલે આખરે કોઈ હસી
'આવ, જો જેને જપે તે હાજરાહજૂર છે!'



મકરન્દ બધાની મિલકત છે
ને આમ છતાં કંઈ મૂલ્ય નથી,
ફાવે તો રાખો ખીસામાં
ને ફાવે તો જાહેર કરો.

## નિરધાર

સાચને પડખે રહીને ઝૂઝતાં
આપણે પળવાર પણ ખસવું નથી;
સંકટો, દુઃખો, પધારો સ્વાગતમ્!
લેશ પણ આ માર્ગથી ચસવું નથી.

જૂઠની જ્યાં ચણેલા માંડવે
પ્રાણ મારા લાલચે રમવું નથી;
જાલિમો ને ધૂર્તના પાયે પડી
કોઈ દી કોઈ મિષે નમવું નથી.

મર્દની મોકાણમાં જાવું ભલે
કાયરોની જાનમાં ચડવું નથી;
મોતની મુસકાન મીઠી માણશું,
જિંદગીમાં જીવવા રડવું નથી.

પ્રાણ મારા, એકલા આગે બઢો;
આજ બોલો, 'ના, હવે ડરવું નથી.'
જંપ ક્યાં છે? ચેન ક્યાં છે? દંભનાં
દંગલો તોડ્યા વિના ઠરવું નથી;
સાચને પડખે પરાજય હો ભલે
તે છતાં પાછું હવે ફરવું નથી.

૧૯૫૧



કહો આફતોને ખુશીથી પધારે,
અમે કોઈથી ક્યાં અદાવત કરી છે?

## ભૂતકાળ

કોણે કીધું અચલ ગરવો એક છે ભૂતકાળ?
એની ધીમી સતત ગતિનો ગૂઢ આ જાય રેલો,
જાણે કોઈ અજગર જતો પેટ પૂરો ભરેલો
મારી પાસે; પણ ન પરખું કેટલો એ કરાળ!

મારાં ધોળાં દિવસ-સસલાં કૈંક એણે ગળોચ્યાં,
બુટ્ટાધારી હરિણ પણ કૈં કંપતાં રાત્રિ કેરાં,
ને વર્ષોના વૃષભ, હજુ જોતો રહું ત્યાં નમેરા
હોમાતાં સૌ મુખ મહીં, ન ક્યાંયે હવે જાય શોચ્યાં.

આજે મારી નજર તરતું ભાવિનું કોઈ વૃક્ષ,
જેની ઓથે વિષમ ભરડો આખરી એ લઈને,
મારી કોઈ કરચ પણ ના ક્યાંય રે'વા દઈને,
ચાલ્યો જાશે નિજ પથ મહીં એ જ નિષ્કંપ, રુક્ષ.

ઓર્યે જાતા અજગર મુખે માનવી હું વસું છું,
તોયે એની અકળ ગતિને ભૂલી કેવો હસું છું!

૧૭-૯-'૫૩



બોલો, મનેય ગમતું નથી આજ છતાંયે,
એમ જ હસી પડાયં છે આ હસતી સવારે.

## દુનિયામાં દૂજો નહીં

સોરઠ સરવો દેશ મરમી, મીઠો ને મરદ,
એવો દુહાગીર દરવેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સૌંજળ દેશ ભાતીગળ ભાવે ભર્યો,
એવો હેતાળુ હમેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સોનલ દેશ હરિને દ્વારે દીપતો,
વૈકુંઠથીય વિશેષ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ દૂધિયો દેશ સોમૈયાને સાંપડ્યો,
જ્યાં રંગાણો રાકેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સુગરો દેશ ગઢ ગિરનારે ગહેકતો,
અવધૂતના આદેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સતિયો દેશ શેણી! શેણી! રણકતો
બાળે જોબન વેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ કવલો દેશ કાળ ન પાડે કરચલી,
નીરખું નિત અનિમેષ દુનિયામાં દૂજો નહીં.

૧૬-૪-'૫૨



આ મોજ ચલી જે દરિયાની તે મારગની મુહતાજ નથી,
એ કેમ ઊછળશે કાંઠા પર એનો કોઈ અંદાજ નથી.

# શું હસવું? શું રડવું?

શું હસવું? શું રડવું?
શૂન શિખરના પવન-પગથિયે
શું ચડવું? શું પડવું? —
શું હસવું? શું રડવું?

ઘડીક તીખો તડકો તપતો,
ઘડીક ઢળતી છાયા;
રાત પડે ત્યાં રસ્તો પકડે
માયાવી આ કાયા :
વાદળની લીલામાં વસતાં
શું લસવું? શું લડવું? —
શું હસવું? શું રડવું?

ભુલામણીમાં હરદમ ભટકે
આતમની અસવારી;
બાંધી મૂઠીમાં મતલબની
જીતી બાજી હારી :
ખેલ બધો છે ખાલી તેમાં
શું ખોવું? શું જડવું? —
શું હસવું? શું રડવું?

૧૫-૪-'૫૩



સંધ્યાના રંગો માણીને અંધારાથી અકળાવું શું ?
આ જીવનની કાયા પોતે મૃત્યુની છાયા ઢાળે છે.

## મૃતમિત્રો

મૃતજનો મારા ખરા છે સોબતી:
રોજ એની પાસ મળવા જાઉં છું,
ગીત એનાં રોજ ગરવાં ગાઉં છું,
પ્રેમના પ્યાલા છલોછલ પાઉં છું.
મૃતજનો મારા ખરા છે સોબતી.

દેહહીણા દોસ્ત પણ શા જીવતા!
હાસ્યની એની લહર વિરમી નથી,
હાથમાં એના હવે ગરમી નથી,
નેનની જ્યોતિ છતાંય નમી નથી,
જીભ વિણ ચાલે જુગોની વારતા.

ગુર્જરી કુંજો ગજાવી એક દી:
રંગસંદેશા વસંત તણા દઈ,
વાંસળીમાં હેત હૈયાનાં વહી,
જેમ ઘૂમ્યો આપ ઉત્સવરૂપ થઈ,
આજ પણ ઊંચે પુકારે હે પથી!

કોણ ભાતીગળ રહ્યો ગૂંથી કથા?
માનવી ને પ્રકૃતિની જોડલી,
શોભતી નવદર્શને જેને મળી,
શબ્દની જ્યાં કુસુમ-કોમળતા ફળી,
મધુરતા પણ આપતી એની વ્યથા.

જિંદગી એ વસ્લની આશા હતી:
પ્રેમનાં ધોળાં કપોત મરી ગયાં,
સ્વપ્નનાં ખદ્યોત સર્વ સરી ગયાં,
હાય! અધખીલેલ ફૂલ ખરી ગયાં,
ભગ્ન તોય સિતાર એની વાગતી.

આંખ લાલ વિશાળ સ્વપ્નોથી ભરી :
લોકહૈયાની હવા ઊઠે નવી,
વંકડાં જુલ્ફાં તણી ઊરે છબી,
ભાઈ, દર્દીલા ગળાનો શો કવિ!
રોજ ગાતો હલકથી હૈયું હરી.

યાદ હું કોને કરું? કોને નહીં?
સ્વજન મારાં, રાહબર ને મિત્રનાં,
અબરખી આછાં રહેલાં ચિત્ર આ,
નીરખ્યાં નયણે સદાય અનિદ્ર આ;
પાય જેને પ્રેમની ઝરણી વહી.

મૃતજનો કેરી જમાત મને જડી :
રોજ રહેતો મસ્ત એની સોબતે,
રોજ એની પાસ સરતો મ્હોબતે,
વાગતી પળ પળ હૃદયની નોબતે,
ગેબની ચાલે અમારી ગોઠડી.

૧૬-૧૦-'૪૮



મળ્યાં જ્યાં મિત્ર હશે કોઈ કામકાજ વિના,
કલંદરી તણો ત્યાં કેવો રોજગાર હશે !

## સપનાં સપનાં

રે! ખાલી સપનાં સપનાં :
આ કરુણ જીવનને રોજ કનડતાં
આરે છાનાંછપનાં!
રે! ખાલી સપનાં સપનાં.

સાંજ પડે ને શુંય થતું કે
હૈયું ખાલી ખાલી,
મનમોહનને મળવા કાજે
રે'તું ભાળી ભાળી;
હસી જરી ત્યાં આવે મૂરત
કામણગારી કાળી :
રે! કૂડી જીવ, કલ્પના!
એ ખાલી સપનાં સપનાં.

અધરાતે મધરાતે હું તો
જાગી જાઉં સફાળી;
રે! કોઈ કહે છે : આવ, આવ ઓ!
આવ મગનભર ચાલી!
સુણી રહું ત્યાં ઘેલી કરતી
વેણુ વાગે વહાલી :
રે! જૂઠી જીવ, જલ્પના!
એ ખાલી સપનાં સપનાં.

રોજ રોજ એ આંખે તરતી
કાયા રંગરૂપાળી;
રે! રોજ રોજ એ જાય લગાડી
માયા કો મર્માળી :
હું કરું અરે શું? ક્યારે મળશો?
મનમોહન વનમાળી!
રે! સૂનાં અંતર – તપનાં
આ સાચ કરો સૌ સપનાં.

૫-૧-'૫૧



# ધૂળિયે મારગ

કોણે કીધું ગરીબ છીએ? કોણે કીધું રાંક?
કાં ભૂલી જા મન રે ભોળા! આપણા જુદા આંક.

થોડાક નથી સિક્કા પાસે, થોડીક નથી નોટ,
એમાં તે શું બગડી ગયું? એમાં તે શી ખોટ?

ઉપરવાળી બેન્ક બેઠી છે આપણી માલંમાલ,
આજનું ખાણું આજ આપે ને કાલની વાતો કાલ.

ધૂળિયે મારગ કૈંક મળે જો, આપણા જેવો સાથ,
સુખદુઃખોની વારતા કે'તા બાથમાં ભીડી બાથ.

ખુલ્લાં ખેતર અડખેપડખે, માથે નીલું આભ,
વચ્ચે નાનું ગામડું બેઠું, ક્યાં આવો છે લાભ?

સોનાની તો સાંકડી ગલી, હેતુ ગણતું હેત;
દોઢિયાં માટે દોડતાં એમાં જીવતાં જોને પ્રેત!

માનવી ભાળી અમથું અમથું આપણું ફોરે વ્હાલ;
નોટ ને સિક્કા નાખ નદીમાં, ધૂળિયે મારગ ચાલ!

૧૬-૮-'૫૬



ગમે તો નામની એવી કમાણી આપજે માલિક,
સદા જીવ્યો છું ને જીવીશ એની રોજગારી પર.

## આવો!

અમે રે સૂકું રૂનું પૂમડું,
તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દોને તારેતારને,
વીંધો અમને વ્હાલા, આરંપાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે સૂના ઘરનું જાળિયું,
તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલા ભોગળ-આગળા,
ભરો લખ લખ અદીઠા અંબાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે ઊધઈ-ખાધું ઇંધણું,
તમે ધગધગ ધૂણીના અંગાર;
પડેપડ પ્રજાળો વ્હાલા, વેગથી,
આપો અમને અગનના શણગાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

૧૪-૧૨-'૫૫



તારાની સાથ ગોઠડી માંડી છે રાતભર,
આવી છે જ્યારે જ્યારે તવાઈ ફરી ફરી.

# મોરપિચ્છ

માધવ મોરપિચ્છ અવલોકે,
વારવાર કંપિત કરથી ધરતા વિરહાકુલ શોકે.

આતુર અપલક રાધા કેરી ઝાંખી ઉરે જગાડી,
મોરપિચ્છ મહીં અનુખન નીરખે અંકિત આંખ ઉઘાડી.

ઝીણી ઝલમલ તંતુ તંતુ પર સોહે સ્વર્ણિમ છાયા,
નયન તરે સંકોચે સરતી કોમળ કાંચન-કાયા.

પ્રાણે પૂર્ણ વણાઈ નીલિમા નિખિલ નીલમણિ કેરી,
પાગલ નૃત્ય કરી કરી ખરવું શ્યામ વદનઘન હેરી.

મોરપિચ્છ નિજ શિરે લગાવત ધારી પ્રેમ અગાધા,
માધવ ડોલત વન વન કુંજે બોલત રાધા! રાધા!

૨૧-૫-'૫૩



મારો ભર્યો ખજાનો એણે ખૂબ હોંશથી,
એમાં હસીને ભેળવ્યો થોડો વિષાદ પણ.

## વસંત-વર્ષા

ખેલત વસંત આનંદકંદ.
સોહે ગુલાલમય શ્યામ અંગ, નીરદ નવીન પર અરુણ રંગ.
પટ પીત વીજ ચમકે અમાપ, શિર મોરપિચ્છ જ્યમ ઇન્દ્રચાપ.
પિચકારી કેસુ-જલ રેલછેલ, તરબોળ ગોપગોપી છકેલ.
નાચે નિકોરી હસી નંદલાલ, કેસર અબીલ કુંકુમ ગુલાલ.
બાજે મૃદંગ ડફ વેણુ શોર, ગાજે સુઘોષ ઘન ગગન ઘોર.
હરિ બોલ રંગ! હરિ બોલ રાગ! ગાવત ગુણીજન હોરી-ફાગ.
મકરન્દ ધન્ય મંગલ અનંત, વ્રજરાજ આજ વરસે વસંત.

૧૯૫૨



તમે કેટલાં નામ ગોખી શકો છો?
લો, ગોલોક, વૈકુંઠ, કૈલાસ, કેવલ,
અમે તો ગમે તેમ ધૂળે રમી આ
ધરાને ધરાહાર ચાહી તે ચાહી.

## ફોરમ

ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.

વાયરો ક્યાં જઈ ગંધ વખાણે,
ફૂલ તો એનું કાંઈ ન જાણે,
ભમરા પૂછે ભેદ તો લળી
મૂગું મરતું લાજી. ફૂલ૦

એક ખૂણે આ આયખું નાનું,
કેવું વીતી જાય મજાનું!

કોઈનું નહીં ફરિયાદી ને
કોઈનું નહીં કાજી. ફૂલ૦

એનું નિજના રંગમાં રાતું,
ખુશબુભર્યું એકલું ખાતું,
મસળી નાખે કોઈ તો સામે
મહેક દે તાજી તાજી!
ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.

૧૫-૧૨-'૫૮



આવ્યા-ગયાનો ખ્યાલ નથી કોઈનો મને,
પગલાં સુણીને માત્ર, કહ્યું છે કે પધારો.

## ગમતાંનો કરીએ ગુલાલ

ગમતું મળે તો અલ્યા, ગુંજે ન ભરીએ
ને ગમતાંનો કરીએ ગુલાલ.

આડા દે આંક એ તો ઓશિયાળી આંગળી,
પંડમાં સમાય એવી પ્રીતિ તો પાંગળી,
સમદરની લ્હેર લાખ સુણી ક્યાંય સાંકળી?
ખાડા ખાબોચિયાને બાંધી બેસાય, આ તો
વરસે ગગનભરી વ્હાલ. – ગમતાંનો૦

ગાંઠે ગરથ બાંધી ખાટી શું જિંદગી?
સરી સરી જાય એને સાચવશે ક્યાં લગી?
આવે તે આપ કરી પળમાં પસંદગી,
મુઠ્ઠીમાં રાખતાં તો માટીની પાંદડી
ને વેર્યે ફોરમનો ફાલ. – ગમતાંનો૦

આવી મળ્યું તે દઈશ આંસુડે ધોઈને,
ઝાંઝેરું જાળવ્યું તે વ્હેલેરું ખોઈને,
આજ પ્રાણ જાગે તો પૂછવું શું કોઈને?
માધવ વેચંતી વ્રજનારીની સંગ તારા
રણકી ઊઠે કરતાલ! – ગમતાંનો૦

ગમતું મળે તો અલ્યા, ગુંજે ન ભરીએ
ને ગમતાંનો કરીએ ગુલાલ.

૧૫-૪-'૬૩



તને જે બિંદુ મળ્યાં બેક તે સિખેરી દે,
નદી-તળાવ ભર્યાની કથા ફિજૂલ રહી.

## ભજન કરે તે જીતે

વજન કરે તે હારે રે મનવા!
ભજન કરે તે જીતે.

તુલસી-દલથી તોલ કરો તો
બને પવન-પરપોટો,
અને હિમાલય મૂકો હેમનો
તો મેરુથી મોટો :
આ ભારે હળવા હરિવરને
મૂલવવો શી રીતે?
રે મનવા, ભજન કરે તે જીતે.

એક ઘડી તને માંડ મળી છે
આ જીવતરને ઘાટે,
સાચ-ખોટનાં ખાતાં પાડી
એમાં તું નહીં ખાટે :
સ્હેલીશ તું સાગરમોજે કે
પડ્યો રહીશ પછીતે?
રે મનવા, ભજન કરે તે જીતે.

આવ, હવે તારા ગજ મૂકી,
વજન મૂકીને વરવાં,
નવલખ તારા નીચે બેઠો
ક્યાં ત્રાજવડે તરવા?
ચૌદ ભુવનનો સ્વામી આવે
ચપટી ધૂળની પ્રીતે.
રે મનવા, ભજન કરે તે જીતે.

૪-૧૦-'૬૨



## હૈયાની વાત

કોકનાં તે વેણને વીણી વીણીને, વીરા!
ઉછી-ઉધારાં ન કરીએ;
હૈયે ઊગે એવી હૈયાની વાતને
ફૂલ જેમ ફોરમતી ધરીએ.
કોયલ તો કોઈનો ટહુકો ન માગે ને
મોરલો કોઈની કેકા,
માનવીનું કાળજ તે કેવું કર્યું?
પીડ પોતાની, પારકા લ્હેકા!
રૂડા-રૂપાળા સહુ કોકના શું કામના?
પોતાને તુંબડે તરીએ.
કોઈ કોઈ સંભારે રામટેકરી,
કોઈ ઓઢા-હોથલની ગુહા,
ચોમાસે ક્યાંક ક્યાંક શલોક ચગે
ક્યાંક દરદે નીંગળતા દુહા :
જીવતી ને જાગતી જીવનની ખોઈમાં
કોઈની ભભૂત ન ભરીએ.
પોતાની વાંસળી પોતે બજાવીએ ને
રેલાવી દઈએ સૂર,
ઝીલનારું એને ઝીલી લેશે, ભલે
પાસે જ હોય કે દૂર :
ઓલ્યા તો મોતમાં જીવી ગિયા, વીરા!
જીવતાં ન આપણે મરીએ.
કોકનાં તે વેણને વીણી વીણીને, વીરા!
ઉછી-ઉધારાં ન કરીએ.

૨૪-૮-'૬૩



એટલે ભેળી થઈ વાતો કે પૂરી ના થશે,
આજના કે આ પછીયે આવતા ફાગણ મહીં



મકરન્દ દવે, વલકુ બાપુ

કોઈને શરાબનો નશો ચડતો હોય છે, કોઈને સત્તાનો, સંપત્તિનો, પદ ને પ્રતિષ્ઠાનો નશો ચડતો હોય છે. આ કવિને સમંદરનો નશો ચડ્યો છે. મહાસાગરની લહેરોએ એના રોમરોમને ઝંકૃત કર્યા છે, કારણકે એના ઘટમાં, એની ભીતર કોઈક ઘેરુંઘેરું ગહેકે છે. આ 'કોઈક' શું છે? એ પરમ તત્ત્વ છે, જેના ભરોસે કવિએ ગાયું કે:

'પગલું માંડું હું અવકાશમાં જોઉં નીચે હરિવરનો હાથ!'

નિજી અનુભૂતિની આ એક સર્વોચ્ચ અભિવ્યક્તિ છે.

'ભોળી દુનિયા ભેદ ન જાણે ખોટી ખડક ચેહ.'

દુનિયા અંત સમયે ચિતા સળગાવે છે, એ તો સાવ ખોટું છે. કેમ ખોટું છે, એનું રહસ્ય, એનો ભેદ દુનિયાને ખબર નથી, પણ કવિને એ રહસ્ય જડી ગયું છે કે જીવન તો અજર-અમર છે. એને માટે મૃત્યુ નથી અને તેથી ચિતા સળગાવવાપણું નથી.

કવિને આ રહસ્ય જડયું છે કારણકે એને:

'મુંને મળ્યું ગગનમાં ગેહ મારો અનહદ સાથે નેહ.'

અનહદ સાથે જેની પ્રીત બંધાઈ છે, તેને ગનનમાં, અવકાશમાં ઘર મળ્યું છે, નિજી સ્થાન મળ્યું છે, તેથી જ તે કહી શકે છે -

'પગલું માંડું હું અવકાશમાં, જોઉં નીચે હરિવરનો હાથ.'

આ બધું છે, તેથીસ્તો કોઈ ઘટમાં ઘેરુંઘેરું ગહેકે છે. સાંપાજી કોઈ ઘટમાં ગહેકે ઘેરું - આ એની કવિતાનો પ્રધાન સૂર છે ને એના જીવનનો પણ.'



## રહેશે

અમે તો જઈશું અહીંથી પણ આ અમે ઉડાડ્યો ગુલાલ રહેશે,
ખબર નથી શું કરી ગયા પણ કરી ગયા તે કમાલ રહેશે.

ઓ તાજતખ્તો, તમારી સામે અમારું શું મુફલિસોનું ચાલે,
છતાં તમારી ગુમાની છાતી પરે અમારી મજાલ રહેશે.

મને તો ભેટી રહ્યું છે દોસ્તો હવે આ મૃત્યુ ભુજાઓ ભીડી,
ભુજા ઉઠાવી છતાં આ જીવન કહે છે મારી મશાલ રહેશે.

તમે છો હાજરજવાબી, હોઠે ભલે જવાબો હજાર રાખો,
તમારી નીંદર હરામ કરતો અમારો ભૂખ્યો સવાલ રહેશે.

૩૦-૧૨-'૭૬



## રામજી માલમ

હે રામજી માલમ, નજરું માંડી ક્યાંય,
ઘરડી તારી આંખથી પીતો, કોઈ નશીલા બેટની લીલી ઝાંય.

દરિયો તારી નસમાં, તારા શ્વાસમાં, તારા કાળજે, તારે રોમ,
પગલાં મૂકે ત્યાંય તે તારા પગ નીચે તો કોઈ મોજાળી ભોમ.
હે રામજી માલમ, જોઈ લીધું મેં આપણે ગામે
હરતોફરતો, હેતથી મીઠી વાત બે કરતો, કોઈની સામે
ક્યાંય નથી ફરિયાદ ને તોયે પ્રીતની ઘેરી
આઘે આઘે વાંસળી વાગે — આ દેરાસર, આ દુકાનો, ધણની શેરી
આંગળી થાય અલોપ ને તારો રૂદિયો રૂવે
ઘૂઘવી રહે ઘોર સમંદર નેણને કૂવે.

વારંવાર આ જોઉં છું તારી જાય બુઝાતી મીટ ને મીટે
મેશ ખંખેરી, મોગરો ખેરવી જાય આ વારંવાર અદીઠે
બોલને બેલી, કોણ છે તારો રાંક દીવો અજવાળતી, સૂકી
ધરતી માથે ફીણમોજાંશી જાય છે ઝૂકી?
વાવડો મીઠો કોઈ દિલાસે વાય, વળી ઉપહાસની આંધી
કોઈ મચાવે તોય તે મૂંગી નજરું બાંધી
સાચવી દોલત નહીં બતાવે? રામજી માલમ, સાવ અકારો
મુલક ભેદી નાંગર્યો તેં ક્યાં બેડલો તારો?

હે રામજી માલમ, નેજવું માંડી ક્યાંય
ઘરડી તારી આંખથી પીતો, કયા નશીલા બેટની લીલી ઝાંય?

૧૮-૩-'૭૦



જરાક પાછાં વળો ઓ ચરણ, તપાસ કરો
અહીં હતી બુઢેમિયાંની ક્યાં દુકાન ગઈ?

## સૂના ઘાટે

આ ઝાકઝમાળભરી નગરીના સૂના ભમ્મરિયા ઘાટે,
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

રંગીન બજારેથી આવી આ ડોલી જે કિનખાબ તણી,
ને બે'ક વળીમાં બંધાઈ સ્વારી સસ્તા અસબાબ તણી,
જે ખૂબ અહીં ખોલી તે ગઠડી, હાય, હતી શું ખ્વાબ તણી?
ક્યાં ઊડી પૂતળી પવન તણી, થઈ રાખ પવનને સુસવાટે.
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

ને એમ છતાં ભડકે બળતા આ ઘાટે માથું કેમ ઢળે?
આ છેલ્લી હાર સ્વીકારીને બસ પગલાં પાછાં કેમ વળે?
ઓ પાગલ, કોઈ સાદ કરો, સામેથી સાદ કદાચ મળે!
પણ કોણ જવાબ રહે માગી, જે મેળવવો માથા સાટે?
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

મારાં પગલાં પાછાં આવ્યાં છે જેને આજ વળાવીને,
એ કેમ કહું શી વાત કરે છે મારી આગળ આવીને?
ને ભમ્મરિયા સૂના ઘાટે પણ જૂની મોજ મચાવીને,
એ ફૂલ અદીઠાં આપે છે, ને પ્રાણ ભરે છે પમરાટે.
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

૧૫-૨-'૭૨



આ આલીશાન નગરમાં જ્યાં પથ્થર પર પથ્થર ખડકાતા,
હું જાદુ એક બિછાવી દઉં કે ખુશ્બોનાં ઊગે ખેતર.

## ખોબે ખોબે આપું

ગુલમોરનાં ઝીણાં ઝીણાં પાન પરે
જે પ્રભાતનાં મખમલિયાં કિરણો ભરત ભરે,
તે ભરત, કહો તો, આપું.
લહર લહર આ તળાવડીનાં નીર મહીં
લહેરાતાં વૃક્ષોની છાયા જે છાઈ રહી
તે ચંદનભીની આપું.

ચોગમ ચોગમ હરિયાળીની હવા શ્વાસમાં ઊભરતી,
ને ખુલ્લા આભ તણા આરે આ નૌકા નયનોની તરતી,
લો, આજ ખરેખર લાગે છે કે સુંદર સુંદર છે ધરતી,
ને જન્મ તણું વરદાન સહજરૂપે ઝીલી
આ ખુશબો જે ખીલી ખીલી,
તે ખોબે ખોબે આપું.

હા, ભીંસી દેતી ચોગરદમ દીવાલો દીવાલો ભેદી,
આ મનનો આજ ફરીને મેદાનોમાં આવ્યો છે કેદી,
આ બંધન રૂંધન ક્રંદન સહુ બસ મૂળ મહીંથી ઉચ્છેદી
લો, ફરી જેલના બંધ ભયાનક દરવાજે
આવીને ઊભો છે આજે
ને કહે, કહો શું આપું?

૧૦-૯-'૭૧



હરી હરી આ કિરણની કુંજો,
ભરી ભરી ઘન-ગગન ઘટાઓ,
પ્રસારી દે ઝનઝનાટ પાંખો,
બતાવું, જો, લખહજાર લાલી.

## જંગલની મંજરી

મુંબઈ નગરીમાં કોઈ આંબો મોરે તો
એની મંજરીને રામ રામ કે'જો!
એનાં મીઠાં ઓવારણાં લેજો.

ઊંચા સિમેન્ટના ડુંગરની ધારે ને
કાળી ડામરની તળેટીએ,
જંગલની મંજરી આ આવી ચડી છે અહીં
પાણા તે ફોડવાને પેટિયે;
ઊઘડતી આંખ એની બિડાતી જાય તો
અમરતનાં છાંટણાં દેજો!

ભમરાનો ઘેરો ગુંજાર નથી ઘેરતો ને
કોયલની કૂક નથી ઘેલી,
ભૂંગળાના ધોંધોમાં હરખાતો જાય અહીં
ભોંયતેલ વેચતો તેલી;
ઝેરી ધુમાડામાં મંજરીના મુખ પરે
ઝરણું બનીને કોઈ વ્હેજો!

કયા રે જનમનાં પાપ આજ પાંગર્યાં ને
પથ્થર બનવાની આવી વેળા,
આના કરતાં તો ભલી જંગલની ઝાળ,
ભલે અંગ અંગ ઊઠતા ઝળેળા;
મુંબઈ નગરીમાં આજ છડેચોક ઊડે છે,
રાન રાન છોરીનો રેજો.

એપ્રિલ '૭૬



અમે તો વારસ જગતમાં જૂની પુરાણી ઊંચી હવેલીઓના,
શું કામ રચીએ નવી ઇમારત? અમે તો રાજી મરામતોમાં.

## અશ્વો

લીલા કોમળ ઘાસથી હર્યુંભર્યું મેદાન આ વિસ્તર્યું,
નીચી ડોક નમાવી અશ્વ ચરતા, ત્યાં તો વહેતી હવા
ભીની માદક ને મથે શિર જરા ઊંચું કરી સૂંઘવા
અશ્વો, મસ્ત છલાંગતું મન રહે એનું ધર્યું ને ધર્યું.
પાયે બંધન, કાય સાવ નબળી, અંધારું આંખે ભર્યું
જાણે કાયમ ડાબલા, પણ થતું સામે નવાં ને નવાં
બીડો સૂર્યપ્રકાશથી ઝળહળે, ઝંખી મરે આંબવા
આઘેરી ક્ષિતિજે, — શું પૂર પળમાં આવ્યું ન ત્યાં ઓસર્યું!

અશ્વો પુચ્છ ઉછાળતા હણહણે, પાછા નમીને ચરે,
ને જે હોડ હવાની સાથ કરતું, સ્પર્શી જતું ઘ્રાણને
આજે માત્ર, કદાપિ પૂર પળનું જો રોમરોમે ચડે,
કોઠે બંધન જે પડ્યાં સકળ તે એવાં કઠે આખરે
ને આ મસ્ત હવા જરાક પજવે અશ્વો તણા પ્રાણને,
તો તો તેજી તુખાર, રંગ પલટે, આકાશ ઓછું પડે.

૨૦-૮-'૬૬



નમે છે આભ આખું જેમનાં છાનાં ચરણ ચૂમી,
મળી જાશે મને એ શ્વાસની છેલ્લી સવારી પર.

# વેર્યાં મેં બીજ

વેર્યાં મેં બીજ અહીં છુટ્ટે હાથે તે
હવે વાદળ જાણે ને વસુંધરા.

કાંકર બિછાવેલી ટાકર પથારી ને
ઠીંગરાતાં બેચાર થોરડાં,
અપવાસી ઊંધમૂંધ પોઢી'તી ભોમ અહીં
ખેંચી ખેંચીને નકોરડા;
આંબાનાં વન એની આંખોમાં સીંચ્યાં ને
સીંચ્યા મેં મઘમઘતા મોગરા.

એક દિન આકાશે હેલી મંડાશે ને
વરસાદી ઘણઝણશે વાજાં,
નીચે જુવાનડાનાં જુલ્ફાં ઊછળશે ને
વેણીમાં ફૂલ હશે તાજાં;
એ રે ટાણે આ મારે હૈયે હીંકારતી
*ચાચરમાં ઘૂમશે ચિદંબરા.

૨૦-૧૦-'૯૨

* ચાચર એટલે ચરાચર



મેં તો કળીને ધીમેથી કાનમાં કહ્યું'તું,
કોણે સુણી એ કથની, ને ઠેર ઠેર પહોંચી!

## ખુલ્લાં ખેતર જેમ

ખુલ્લાં ખેતર જેમ મારું મન જો આકાશી તત્ત્વો તળે
ચત્તુંપાટ પડ્યું રહે, નિજ તણું બોલે ન ચાલે જરા,
ને જે કામ કરી રહી અરવ તે આ પ્રકૃતિના બળે
થાવાનું કંઈ થાય, શાંત ધબકે નિસ્પંદ મારી ધરા
તો તો ઊથલપાથલે અવનવી અદૃશ્ય સાથી તણી
જાણું નિત્ય સહાય, શાં ખળખળે પાતાળપાણી બધે!
ખેડે સૂરજ ભોમ, સોમ કરતો આનંદની વાવણી,
આખી સીમ ભરી ભરી ઘૂઘવતો શો મોલ મારો વધે!

આવો જીવન! આ થરેથર બધા થીજેલ ખુલ્લા કરો,
ઝંઝાવાત ભલે વીંઝાય, જકડ્યું છો જાય, શાને ડરો?
આવો, જીવન! અંગ પે ઉપરણાં રંગે ન રંગો નવા,
જે છે તે જ ગ્રહો, વૃથા વિષયનાં પેખો નહીં ઝાંઝવાં.
આવો, જીવન! આ નિરાવરણની ચોળી ભભૂતિ ડિલે,
ખુલ્લાં ખેતર જેમ નિશ્ચલ બની પ્હોંચો ખરી મંજિલે.

૨૨-૩-'૬૭



મને તમે જ ગમો છો કે મારા ખેતરમાં
તમારું બીજ હશે, ખેડ હશે, પાક હશે.

## વેર્યાં મેં બીજ

વેર્યાં મેં બીજ અહીં છુટ્ટે હાથે તે
હવે વાદળ જાણે ને વસુંધરા.

કાંકર બિછાવેલી ટાકર પથારી ને
ઠીંગરાતાં બેચાર થોરડાં,
અપવાસી ઊંધમૂંધ પોઢી'તી ભોમ અહીં
ખેંચી ખેંચીને નકોરડાં;
આંબાનાં વન એની આંખોમાં સીંચ્યાં ને
સીંચ્યા મેં મઘમઘતા મોગરા.

એક દિન આકાશે હેલી મંડાશે ને
વરસાદી ઘણણશે વાજાં,
નીચે જુવાનડાનાં જુલ્ફાં ઊછળશે ને
વેણીમાં ફૂલ હશે તાજાં;
એ રે ટાણે આ મારે હૈયે હોંકારતી
*ચાચરમાં ઘૂમશે ચિદંબરા.

૨૦-૧૦-'૯૨

* ચાચર એટલે ચરાચર



મેં તો કળીને ધીમેથી કાનમાં કહ્યું'તું,
કોણે સુણી એ કથની, ને ઠેર ઠેર પહોંચી!

## ખુલ્લાં ખેતર જેમ

ખુલ્લાં ખેતર જેમ મારું મન જો આકાશી તત્ત્વો તળે
ચત્તુંપાટ પડ્યું રહે, નિજ તણું બોલે ન ચાલે જરા,
ને જે કામ કરી રહી અરવ તે આ પ્રકૃતિના બળે
થાવાનું કંઈ થાય, શાંત ધબકે નિસ્પંદ મારી ધરા
તો તો ઊથલપાથલે અવનવી અદશ્ય સાથી તણી
જાણું નિત્ય સહાય, શાં ખળખળે પાતાળપાણી બધે!
ખેડે સૂરજ ભોમ, સોમ કરતો આનંદની વાવણી,
આખી સીમ ભરી ભરી ઘૂઘવતો શો મોલ મારો વધે!

આવો જીવન! આ થરેથર બધા થીજેલ ખુલ્લા કરો,
ઝંઝાવાત ભલે વીંઝાય, જકડ્યું છો જાય, શાને ડરો?
આવો, જીવન! અંગ પે ઉપરણાં રંગે ન રંગો નવા,
જે છે તે જ ગ્રહો, વૃથા વિષયનાં પેખો નહીં ઝાંઝવાં.
આવો, જીવન! આ નિરાવરણની ચોળી ભભૂતિ ડિલે,
ખુલ્લાં ખેતર જેમ નિશ્ચલ બની પ્હોંચો ખરી મંજિલે.

૨૨-૩-'૬૭



મને તમે જ ગમો છો કે મારા ખેતરમાં
તમારું બીજ હશે, ખેડ હશે, પાક હશે.

## સૂર્યકની વાત

ચન્દ્રક તો ચાર દીના આપે ધણાય
કોઈ સૂર્યક આપે તો વાત જામે.

કાલ હજી પૂનમના થાળ જેવા ચન્દ્રકને
લીધો'તો હાથમાં સ્હેજ,
ભીંતે ટીંગાડ્યો કે ટેબલ પર રાખ્યો તો
ઝાંખું ઝપટ એનું તેજ;
આપનારો છૂટી તો જાય પણ લેનારાં
ઓળખાય ચન્દ્રકનાં નામે.

ચન્દ્રક તો નાનો ને મોટોય થાય
ક્યાંક ચન્દ્રકના ભાવતાલ નોખા.
દેશીપરદેશીના ત્રાજવે વધે ને ઘટે
લેખા, જોખા ને વળી ધોખા.
ચન્દ્રકિયો બાપડો ગુલામી, સલામીનો
સરે – આમ સરપાવ પામે –

ચન્દ્રકની ચોવટ તું મેલી દે પ્રાણિયા,
સૂર્યકની વાત કર સાચી,
સૂર્યકનો રંગ તો સવાયો હો રામ!
જેમાં મીરાં ગિરધર રંગ રાચી
નરસૈંયાની સુરતા નાચી
દ્વારકાના ચોકમાં આજેય ઝગમગતો
સૂર્યક જે મેળવ્યો સુદામે.



મળ્યો તો કેવો મને મસ્ત રંગરેજ મળ્યો!
ન કોઈ બીજું રહે કે ન કોઈ ભાત રહે.

## એ દેશમાં

ઝાઝાં છે મંદિરો ને ઝાઝાં જુગારખાનાં,
એ દેશમાં ઉપાયો ક્યાં છે ઉગારવાના?

ઝાઝા છે મુખર વક્તા, ઝાઝા છે મૂઢ શ્રોતા,
એ દેશમાં છે મેલાં કથણી તણાં મસોતાં.

ઝાઝા છે પ્રેક્ષકો ને ઝાઝા છે અદાકારો,
એ દેશમાં છે નકલી વેશો તણો વધારો.

ઝાઝા છે ગુરુજીઓ, ઝાઝા છે વળી ચેલા,
એ દેશમાં છે માનવ મૃત્યુ વગર મરેલા.

ઝાઝા છે પક્ષકારો, ઝાઝા છે દેશનેતા,
એ દેશમાં તો કાયમ છે વેંતિયા વિજેતા.

ઝાઝા છે બંધ, ઝાઝી હડતાળની બજારો,
એ દેશમાં હમેશાં હડધૂત છે હજારો.

ઝાઝા છે ખાસ દિવસો, ઝાઝી વળી રજાઓ,
એ દેશમાં ફળે છે સદીઓ તણી સજાઓ.

તેજીના ટકોરાથી, જાગે ન દેશ હમણાં,
એ દેશમાં રહ્યાં છે સહુ લોક સારુ ડફણાં.



મારા જીવનની વાત કરું બે જ બોલમાં,
હું જીવતો રહ્યો છું, જગતમાં નથી રહ્યો.

## ખાઈ

ક્યાંક પડી ગઈ ખાઈ,
ખાઈને ઓળંગું શી રીતે ?

મને ખબર છે, વૃક્ષ અને વાયુની ચાલે વાત,
અને આ જળલહરીની સાથ કિરણ શાં
રાસ રમે દિનરાત,
અને આ મારી આંગળીઓમાં કોઈ તારા કેરી ધૂળ
બની ગઈ ઝીણી ઝીણી રેખાઓ રળિયાત;
કણે કણે આ કેડી
ને કેડી પર ચોખ્ખાં પગલાં
પણ પગલાં પાડે તે ચરણોને
ચંચલ, આંબું શી રીતે ?

મને ખબર છે, આ નગરીમાં ક્યાંક રહ્યું ઘર સુંદરનું,
ને ખાલી ખાલી કાંઈ નથી આ મકાન મારું અંદરનું
ને ઊભરાતાં આંસુ ત્યાં તો આ કાયા કેરી કેદ મહીં
ક્યાં નથી કળ્યું ઊંડે ઊંડે નમકીન નિશાન સમંદરનું,
વેણવેણમાં મૌન, મૌનમાં હાસ્ય તણો હિંદોલ
હિંદોલે ઝકૂબતા પ્રીતમને, પાગલ ! આલિંગું શી રીતે ?

૧૯-૨-'૭૧



અમસ્તું આવવું બનતું'તું આંગણે તારે,
હવે તો આવ-જા એ કામસર રહી ન રહી.

## અનહદ સાથે નેહ

મારો અનહદ સાથે નેહ !
મુંને મળ્યું ગગનમાં ગેહ.

ખરી પડે તે ફૂલ ન ચૂંટું,
મરી મટે તે મીત,
મનસા મારી સદા સુહાગણ
પામી અમરત પ્રીત;
અનંત જુગમાં નહીં અમારે
એક ઘડીને દ્રેહ !

ચારે સીમ પડી'તી સૂની
માથે તીખો તાપ,
મેઘરવા મુંને હરિ મળ્યા ત્યાં
અઢળક આપોઆપ !
મીટ્યુંમાં વરસ્યો મોતીડે
મધરો મધરો મેહ !

સતનાં મેલી રંગ સોગઠાં
ખેલું નિત ચોપાટ;
જીવણને જીતી લીધા મેં
જનમ જનમને ઘાટ;
ભેદ ન જાણે ભોળી દુનિયા
ખોટી ખડકે ચેહ.

૧૯૫૮



ક્યાં અને ક્યારે ખબર પડતી નથી,
ક્યાંક આ ઝાંખી કશાની જોઈ છે.

**જય હનુમંત !**

જય જય મહાકવિ હનુમંત !
શુભ સંદેશક, પ્રભુવર પ્રેષક,
નવ નવ યુગ નિર્મંત !

તવ સ્વરૂપ, તવ લીલા, અતિ બલ
અબાધ ગતિ તવ, અગાધ કૌશલ,
વિનય, વિવેક સહ વિક્રમ પ્રતિ પલ
જય જય મહાયતિ, મતિમંત !

ધન્ય ક્ષણે તવ દુર્લભ દર્શન
મધુર વચન તવ, મંગલ સ્પર્શન,
રોમ રોમ પુલકિત અમીવર્ષન
જય જય રામહૃદય નિવસંત !

કોઇ યાચના નહીં, હે દાતા !
કોઇ શોચ નહીં, પરમ વિધાતા !
તવ સમીપ નિત મુદમય શાતા
જય જય મધુ મકરન્દ વહંત !



હરેક પળમાં જીવ્યો'તો એ ખૂબ પ્રાણ ભરી,
છતાં ય ચાહતો હતો સદા ચિરંતનને.

## અમલ કટોરી

ખબરદાર, મન શૂરા !
તેલ અચાનક ખૂટી જશે ને
ખેલ થશે સહુ પૂરા...

શૂન્ય સફરમાં કોઈ ન સાથે
મૌનનગરમાં ફેરી,
કોઈ તેજલ વાટ હશે કે
કોઈ તિમિરઘન શેરી ?

સાચી વાત બતાવું, સુણ લે,
ડૂબ ડૂબ મન, ઊંડે,
તુજમાં નિરમલ સ્નાન કરી લે
અનહદ અમૃત-કુંડે.

દેખ, છલકતી અમલ કટોરી
નાખ નજરિયાં ઝીની,
કોઈ નિહારત તુજને નિશદિન
અંખિયન ભીની ભીની.



આ રાતનો અંધાર શિરે આવીને બેઠો,
નેણે હજી તરે છે સમી સાંજની હિના.

## પાંપણનો તકાજો

પાંપણનો તકાજો છે, પગલાંની થકાવટ છે,
પર્વતના પ્રવાસીને, ઉંબરની રુકાવટ છે.

સૂમસામ સદીઓથી છે ઘરની એ જ હાલત,
તો કોણ અહીં આવ્યું ? આ કોની તે આહટ છે ?

એ આવશે અચાનક, ને આવશે ઘડીપલ,
પલકોંની મજા ખાતર, સદીઓની સજાવટ છે.

નફરતની નજર માટે મેં માગી આ દુવાઇ,
નાપાક છે ન દુનિયા, ના કોઇ નપાવટ છે.

મારો પુકાર એક જ, સોગાદ તારી સો સો,
હે રામ, કેવી હાજર, પ્રેમીની રખાવટ છે !

મારી તમારી વચ્ચે બસ એક છે તફાવત,
નાદાન હું રહ્યો ને તમને બધી ફાવટ છે.

યારો, હવે જવા દો, દાટી દો દુશ્મનીને
બે શ્વાસની છે બાજી, ને પળની પતાવટ છે.



ઉઘાડા ગગનનો શિરે આશરો છે,
ને ધરતીનું ધાવણ છે મારી ગઝલમાં

નરસિંહ આવ્યા નંદિગ્રામ,
વાતવાતમાં બોલે એ તો શ્યામ, શ્યામ ને શ્યામ!

એક હાથમાં મશાલ, બીજામાં જળની ઝીણી ગાગર,
મકરંદી એક જીવ રટે છે; અમને રાખો ચાકર.
નરસિંહ – મીરાં ભક્તિનાં છે જૂજવાં જૂજવાં નામ,
પદે પદે એ વદે વદે છે શ્યામ, શ્યામ ને શ્યામ!
નરસિંહ આવ્યા નંદિગ્રામ!

ક્યાંક બજે કરતાલ, મંજીરા, ક્યાંક મીરાંનાં ઝાંઝરિયાં
સૃષ્ટિ એક જ જાપ જપે છેઃ સાંવરિયા, ઓ સાંવરિયા.
સીતા-રામ ને રાધા-માધવ દૃષ્ટિમાં અભિરામ
ઝૂલણે ઝૂલે નંદિગ્રામ.

શરદપૂનમના દિવસે આવ્યા રાતે રમવા રાસ
યમુનાજીનાં જળ તો ઊછળે મારે શ્વાસેશ્વાસ
હું તો મારા તટ પર ઊભો થીર થઈ નિષ્કામ
નરસિંહ આવ્યા નંદિગ્રામ!

૧૦-૧૦-૨૦૦૦

❑ - સુ.દ.

## પ્રેમી છે ભીતર

કોઈ પ્રેમી છે ભીતર, પુકારી તો જો !
સાચ દિલથી ખરેખર, પુકારી તો જો !

એ તો જાણે છે તારી હકીકત રજેરજ,
લે, તુંયે જાણ ખાતર, પુકારી તો જો !

ભાઈ, છોડી ગઈ છો તને સારી દુનિયા
દેખ, કોઈ છે હાજર, પુકારી તો જો !

જેનું કોઈ નથી ને નથી કાંઈ જગમાં
એક એનો છે ઈશ્વર, પુકારી તો જો !

તારી બુદ્ધિ ઘણી પણ હશે એનો છેડો,
એને છેડે બરાબર, પુકારી તો જો !

ક્યાંક તારા પુકારો ગયા સાવ એળે
સાવ સાચું, નવેસર પુકારી તો જો !

બોલ, કહેવું શું કે માવતર કાજ મારે,
હાય, છોરું કપાતર, પુકારી તો જો !



હજુ પુકારું છું સ્હેજ થોભી,
હજુ કરું છું હું સાદ છેલ્લો,
હ્રદયનો ગુંબજ રહેશે દિલબર,
પછી તો ખામોશ, પછી તો ખાલી.

# ત્રિપુરસુંદરી જાગશે?

હવાની પાતળી ચાદર પુરાણી ઓઢી છે
ત્રિપુર સુંદરી કિરણો બિછાવી પોઢી છે,
ગગનના સ્વપ્ન સમી એ નીલાંબરી નીચે
ધરા તણી રજે રજ લાલચોળ લોઢી છે.

હજારો જુગ તણી આ ઘેરી ઘેરી નીંદરથી
એ જાગશે હવે શું કોઈના સમાદરથી?
પરોઢ ઊગી રહ્યું છે, જુઓ, નવા જુગનું,
બજાવો પ્રેમના બંસી બધા નવેસરથી.

હવે ન દેશ, વેષ, ભેદ નહીં ભાષાનાં,
હવે ન વેર, ઝેર, દુશ્મનો નિરાશાનાં,
આ સૂર્ય, સોમ, ધરિત્રી પ્રશાંત મંત્ર ભણે:
ઓ માનવી, વધાવ નીર તું વિપાશાનાં.

મકરન્દ દવે

વિપાશા: વસિષ્ઠને બંધનમુક્ત કર્યાં હતાં તે નદી, આજની બિયાસ.



કવિતા : ચૈતન્ય-લીલા
સળંગ અંક : ૨૨૫
વર્ષ : ૩૮, અંક : ૩, ફેબ્રુ.-માર્ચ-૦૫
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

+ આ અંક મકરન્દ દવે - વિશેષાંક તરીકે પ્રગટ કર્યો છે. એમના કાવ્યસંગ્રહો તરણાં (૧૯૫૧), ગોરજ (૧૯૫૭), સૂરજમુખી (૧૯૬૧), સંજ્ઞા (૧૯૬૪), સંગતિ (૧૯૬૮), અમલપિયાલી (૧૯૮૦), હવાબારી (૧૯૯૩), ગુલાલ અને ગુંજાર (૧૯૯૭) અને કવિતા - દિવાળી અંક નં. ૧૯૩માંથી પસંદગીના કાવ્યો અહીં મૂક્યા છે.
+ મુખપૃષ્ઠ તસવીર : અક્ષય અંતાણી

ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.
સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૩૦૦/-, એરમેલ રૂ. ૪૨૫, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ :
પત્રવ્યવહારનું સરનામું :

મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : પ્રિન્ટમેન, સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



**ચાલ, વરસાદની મોસમ છે...**

સમગ્ર કવિતા

હરીન્દ્ર દવે

## એ કયો સમુદ્ર ? —□ ધીરેન્દ્ર મહેતા

આ જ સમુદ્રને
એના મોજાંની પાછળ દોડતા બાળક સાથે
પકડાપકડી રમતો
મેં જોયો છે...

આ જ સમુદ્રને
એની છાતી પર
બાલિકા શી નૌકાને ઉછાળતો - કુદાવતો
મેં જોયો છે...

આ જ સમુદ્રને
ઊછળી ઊછળીને
તારા ગ્રહો નક્ષત્રો વાદળોના
ઝગમગતા રંગોના મૂઠા ભરતો
મેં જોયો છે...

આ જ સમુદ્રને
છેક સામે પારથી આવતી લહેરોને
તરંગપાલખી પર બેસાડી
તટ પરનાં વૃક્ષોની મર્મર સાથે રમવા લઇ જતો
મેં જોયો છે...

તો હવે
આમ ગરજે છે
ખળભળાવે છે
ફુત્કારે છે ફીણોટે ફીણોટે
એ કયો સમુદ્ર ?



## રેસિપી ❑ જ્યોતિ હિરાણી

કવિતા લખવી છે? એમાં તે શી મોટી વાત?
લઈ લ્યો, થોડું આકાશ, થોડાં પંખીઓ,
ઊગતો સૂરજ ને આથમતી સાંજ.
અંધારઘેરી રાત ને વરસાદી યાદ,
થોડાં ફૂલો, થોડાં આંસુ
પીડાના પરપોટાની લીસી ભીની
દીવાલની આસપાસ... વેરી દેવું બધું થોડું થોડું...
"વાત બની કાંઈ? કાંઈ ગીત જેવું?"
"નહિ?" તો તળપદા શબ્દોમાં લખવું હોય તો,
"હાલર હીંચકો ને ડેલીના ખણકતાં કડાં,
બંધ હોઠમાં સોળ વરસની કન્યા...
કેસરી સાફામાં સમેટાતું ઘરનું ફળિયું
ને બાપુની મૂછ્યનો વટ, કોરોકટ્ટ,
ચકચકતી હેલમાં તરતો સૂરજ
ને ગઢની રાંગ પર ટહુકતા મોર...
એય... ને લખો તમતમારે...
અમેય ખાટલા ઢાળીને કાંક કહુંબાપાણી કરીએ ત્યાં લગણ...
"કાં કેટલેક પોગ્યાં? લખાણું કાંઈ ઝીણું મોટું?"
"નથી બેસતું દિમાગમાં?" તો અછાંદસમાં ટ્રાય કરો.
કેવી રીતે? એ તો વળી સાવ સહેલું.
સફેદ હંસ જેવાં સ્વપ્નાંઓ, તરતાં મૂકી દો હવામાં...
કે ઊંચકી લો આંખોમાં પહાડ...
હાડકાંનાં પોલાણમાં રચી દો હિમાલયનાં શિખરો...

ને પડખું ફેરવી ગયેલ રસ્તાઓ પરના શિથિલ વૃક્ષોને ઢંઢોળો...
લખો લખો, ચળકતી હવામાં ધ્રૂજતી બપોરને ગૂંથતા હાથમાં
કોલ્ડકૉફી વીથ આઇસક્રીમ લઈને લખો...
"શું કહ્યું? અછાંદસ નહિ ફાવે?"
તો છાંદસનાં છંદે તો ચડતાં જ નહિ.
સત્તર અક્ષરનો શિખરિણી ભલે રહ્યો શિખર પર...
મંદાક્રાન્તા ને વસંતતિલકા ને હરિણીને રહેવા દો
પાઠકસાહેબના પિંગળમાં જ...
ને ઝૂલણાને? રાચવા દો નરસિંહ મહેતાનાં પદોમાં જ...
યાર, તમારાથી કશું જ નહિ થાય

લાગે છે, એકાદો સીધોસાદો નિબંધ લખી નાખો
એ જ ઠીક રહેશે...
જો જો હવે પૂછતાં નહિ એ કેવી રીતે ?
તોયે લ્યો ને, આ સુરેશ જોષી ને ગુણવંત શાહ
ને રણ ? રણ તો લીલાછમ્મ...
આમ ને આમ, તમે કંઠે એકાવન હારને બદલે
કંઠે એકાવન કવિ ને સાહિત્યકારોનાં નામ
ગોખતાં ને યાદ કરતાં તો થઈ જ જશો
ચોક્કસ....



## મોર્નિંગ વોકનું ગીત ❑ કિરણ ચૌહાણ

હું તેથી ચાલું ધીમી ચાલ
ચાર-પાંચ ડગલાં તું આગળ ચાલે ને પછી પાછળ જોઈને કરે ન્યાલ.

હાંફી જઈશ કે હું થાકી જઈશ એવી ચિંતા ન કરતી ફિઝૂલ,
તારી સંગાથે આ ચાલી ચાલીને હું તો પગને કરું છું વસૂલ.
પરસેવે રેબઝેબ થઈ જાઉં છું ત્યારે તું આપે છે તારો રૂમાલ.

તાજાં ખીલેલાં આ તૃણોને મન 'તારું પગલું તો ઝાકળનો ફ્યારો',
વહેલી સવાર તારી સાથે વીતે પછી દિવસ આખ્ખોય જાય સારો.
વાતે વાતે તું સવાલો કરે ને એમાં ઉકલે છે મારા સવાલ.

તારા અવાજતણું ઝરણું વહે ને હવા જાણે જાય છે ગળચટ્ટી,
રાતા સૂરજનો આ કૂણો તડકો તારા ગાલ ઉપર ખાય લસરપટ્ટી.
તડકાને સપનામાં ગૂંથીને રોજ તારી આંખોમાં મોકલું ટપાલ.



## નાથ મળ્યાનું ગીત ☐ વ્રજલાલ વઘાશિયા

ઉર મહીં, નાથ ! એવું વસિયા
કે ઉર મારું કેમે રહે ન મારે હાથ !
વારી રાખું કે એને પૂરી રાખું
તોયે ઊછળે એ સાગરની છોળ !
તારામાં એવું શું જોયું એણે કે
આમ થઇ ગયું સાવ ઓળઘોળ !
મારાં વળગણ તેં એવાં તોડયાં કે હવે મૃગજળને ભરવી શી બાથ?
ઉર મહીં, નાથ ! એવું વસિયા કે ઉર મારું કેમે રહે ન મારે હાથ !

નજરુંથી ગૂઢ એવું સ્પર્શ્યા કે, નાથ !
આ તો પીગળિયા કાળમીંઢ પહાડ,
અંતરમાં સૂર એવા છેડ્યા કે
આજ મારી રણઝણતી એક એક નાડ !
અંદર-બહાર થયું અજવાળું, નાથ ! જ્યાં મૂક્યો તેં શિર પર હાથ !
ઉર મહીં, નાથ ! એવું વસિયા કે ઉર મારું કેમે રહે ન મારે હાથ !

☐

## ☐ મુકેશ જોશી

દરિયા ! તારાં મોજાં મારાં બા-બાપુને લઇ ગ્યાં છે
ખિસ્સામાં જે ચણા ભરેલા એનાં આંસુ થઇ ગ્યાં છે.

ડરી ગયેલા, ઠરી ગયેલા અંધારાને ઔષધરૂપે શું પીવડાવું જ્યોત
મને ડુબાડયો હોત તો હુંય બા-બાપુની સાથે કેવા જલસા કરતો હોત
પથ્થરમાં ઇશ્વર જોતો, એ પાછા પથ્થર થઇ ગ્યા છે.
દરિયા ! તારાં મોજાં

બાપુના ઝભ્ભાની ખીંટી, બાની સાડી, મારું દફતર નજર ચુકાવી જોતાં
સૂરજ સહુનાં કપડાં સૂકવે, મારાં આંસુ સૂકવે તો હું પાડું એવા ફોટા
જેના ફોટા પાડ્યા એ તો ફ્રેમ થઇને રહી ગ્યા છે.
દરિયા ! તારાં મોજાં

ખોળામાં બેસાડી મુજને ચુમી ભરતા દિવસો ઉપર ફરી વળ્યું વેકેશન ?
બાપુનાં ચશ્માંની નીચે બધા દાખલા સીધા રહેતા : ગમ્મત જેવું લેશન
એ બાપુનાં ચશ્માં મારા ટેબલ ઉપર રહી ગ્યાં છે.
દરિયા ! તારાં મોજાં

☐

## જીવવા માટે... ❑ રમેશ મહેતા

લહું લહું ને રહું, જીવણિયા ! જીવવા માટે, કેટકેટલું કરું !
ચહું ચહું ને પહું, જીવણિયા ! જીવવા માટે, કેટકેટલું કરું !
મૃગજળને હું જળ કહી દઉં, ને-
રૂને કહી દઉં ફાયો
(પણ) રોજ ઊઠીને તકતા સામે,
કેમ ચડાવું બાંયો ?

સૂના ટોડલે મોર ચીતરી, ટહુકા માટે, ઢેલ થઈને ઢળું...
જીવણિયા, જીવવા માટે, કેટકેટલું કરું !
તરઘાયાની વચ્ચે રહીએ
તોયે કહેવો કલરવ !
ખિલ્લા ધરબે પગલે પગલે
તોયે કહેવો ઉત્સવ !

ભર ઉનાળે, મનમાં મનમાં, તારે કાજે, વાદળ થઈને ફરું
જીવણિયા, જીવવા માટે, કેટકેટલું કરું !



## હજૂરિયાનું ગીત ❑ લાલજી કાનપરિયા

અમરેલી ગામમાં રહેતો હજૂરિયો જી રે હજૂરિયો
મૃગજળને દરિયો કહેતો હજૂરિયો જી રે હજૂરિયો

માખણના પીંડાથી લીસો હજૂરિયો જી રે હજૂરિયો
સાંભળેલ વારતાનો કિસ્સો હજૂરિયો જી રે હજૂરિયો

પરપોટો પાણીમાં તરતો હજૂરિયો જી રે હજૂરિયો
ફૂટવાના કિસ્સામાં મરતો હજૂરિયો જી રે હજૂરિયો

પોતાની વાતમાં પૂરો હજૂરિયો જી રે હજૂરિયો
જંગે ખુશામત શૂરો હજૂરિયો જી રે હજૂરિયો

ટળવળતી માછલી જોતો હજૂરિયો જી રે હજૂરિયો
સાન-ભાન સામટું ખોતો હજૂરિયો જી રે હજૂરિયો

ચીતરેલ ફૂલનો ગોટો હજૂરિયો જી રે હજૂરિયો
હજૂરિયો નખશિખ ખોટો હજૂરિયો જી રે હજૂરિયો



### ❑ મનસુખ નારિયા

પ્રથમ રેતી ઉપર દોરી હશે માણસ સમી છાયા.
અલગ બે જાત રાખી, બેઉમાં રાખી પછી માયા.

કરી છે શોધ કોણે? કઇ રીતે? શાથી? આ માણસની
જનીનમાં પણ નથી મળતાં રહસ્યો, મૂળ કે પાયા.

મેં મારો એક્ષ-રે જોયો, પછી એ વાત સમજાણી-
કે વાસ્તવમાં બની છે કઇ રીતે આ આપણી કાયા.

મને જિવાડવામાં કંઇક તો મકસદ હશે તારો-
જીવન નામે અહીં તો હું અને તું બેઉ ગૂંચવાયા.

દિવસભર તાપમાં ઊભો રહી જે એટલું શીખ્યો-
સતત આ છેતરે છે ખુદ મને મારા જ પડછાયા.



### ❑ ઉર્વીશ વસાવડા

કાચ તૂટયો એક પથ્થરની કથા પૂરી થઇ
શબ્દ પ્રગટ્યો એક અક્ષરની કથા પૂરી થઇ

ટોડલે બાંધેલ તોરણને ખબર પણ ના પડી
કેમ ક્યારે એક અવસરની કથા પૂરી થઇ

એક ફળ સાથે જ થઇ આરંભ માનવની કથા
એ ક્ષણે ત્યારે જ ઇશ્વરની કથા પૂરી થઇ

એમણે આવી સહજ આંસુ લૂછ્યું મારું પછી
કૈંક પીડા કૈંક 'કળતરની કથા પૂરી થઇ

શ્વાસની સાથે વણાઇ છે જીવનની હર પીડા
શ્વાસની સાથે જ જીવતરની કથા પૂરી થઇ



## ❑ દિલીપ રાવલ

તારા સતત પરંતુ ને પણનું શું કરું?
આ ભારથી લચેલી પાંપણનું શું કરું?

યાદીમાં જે હતા એ મિત્રો છૂટી ગયા
છૂટી નથી રહ્યું એ વળગણનું શું કરું?

તું ગઈ ને આંખની આ ભીનાશ પણ ગઈ
સુક્કું બચી ગયું છે એ રણનું શું કરું?

રાતીચટાક પાની લઈ એ જતા રહ્યા
પાયલ બચી છે એની રણઝણનું શું કરું?

આવી છે જે જુવાની નક્કી જ એ જવાની
સ્મરણોમાં ઘર કરેલા બચપણનું શું કરું?

❑

## કાર્ય • સુભાષ મુખોપાધ્યાય ❑ સુ. દ.

(બંગાળી)

ઊભા રહેવા માટે
મને જોઈએ છે આવા શબ્દો.
જોવા માટે જોઈએ છે
મને આવા પડછાયાઓ.
ચાલવા માટે જોઈએ છે
આવાં દૃશ્યો

કહેશો નહીં મને
કવિ
મરણ પામું ત્યાં લગી
ખભેખભો મિલાવીને
મારે બીજાઓ સાથે ચાલવું છે

જેથી અંતે
હું મારી કલમને મૂકી શકું
ટ્રેક્ટરની પડખે
અને કહું :
    બિરાદરો,
મને પ્રકાશ આપો.

❑

## અમેરિકામાં સવાર □ જયા મહેતા

રાતભરના અંધકારને ઉલેચીને
ધુમ્મસઘેરી સવાર ઊગી છે
હરણફાળે પ્રસરે છે ધુમ્મસ
તળાવ વૃક્ષો રસ્તા ધુમ્મસ
નાનાં મોટાં ઘર સૌ ધુમ્મસ
શાળા ધુમ્મસ
દેવળ ધુમ્મસ
આકાશ ધુમ્મસ
સૂરજ ધુમ્મસ

જોઇ શકે ના કોઇ કોઇને

બહાર ધુમ્મસ
ભીતર ધુમ્મસ
નીરવ ધુમ્મસ
ચૂપ ચૂપ ધુમ્મસ
આંખ આડે ફરી વળ્યું છે
ધુમ્મસ ધુમ્મસ

□

## □ જયા મહેતા

સૂરજ તો રોજ પૂર્વમાં ઊગે છે, પશ્ચિમમાં આથમે છે,
સમુદ્રમાં ભરતીઓટ નિયમિત આવે છે,
પાનખર પછી વસંત...
વસંત પછી ગ્રીષ્મ બેસે છે.

તેમ છતાં બધું
ડહોળાઇ ગયું છે
સમજ નથી પડતી
ક્યાં શું ખોવાઇ ગયું છે.

શાંત જળમાં કોઇએ પથરો ફેંક્યો છે?
આકાશનો નીલ રંગ કોઇએ ચોરી લીધો છે?
વૃક્ષોને ચાલવાનો હુકમ અપાયો છે?
કચરી નાખ્યું છે કોઇએ કૂણું કૂણું તૃણ
કે કર્યું છે સારસ યુગલને ખંડિત?

પાનખર પછી વસંત...
વસંત પછી ગ્રીષ્મ તો બેસે છે હજીયે...

□

## ❑ અંકિત ત્રિવેદી

(૧)

જૂઓને ઓટ આવી ત્યારે તો સાગર હું લેખાયો
નથી ખાબોચિયું કે સાવ હું વરસાદમાં ન્હાયો...

અને લોકો મને શોધે છે તારા ઘરના દરવાજે,
ખરેખર તો તને લઈને હું મારા ઘરમાં સંતાયો.

રહીને ડાળ પર એક જ હવે આવે છે કંટાળો,
ફૂલોમાં પણ હવે માણસના જેવો પડઘો સંભળાયો!

ગઝલ તો તું કહે છે હું તો મારી જાત ખોલું છું
ખરેખર તો ખુલાસો મારો મારી સામે અથડાયો...

સૂરજ કે ચંદ્રની માફક નહીં હાજર રહું કાયમ,
હતો ઘડિયાળમાં હું, ગેરહાજર રહીને વર્તાયો...

(૨)

મ્હેકની માફક ફૂલો વચ્ચે ફરીશું
ક્યાં સુધી ભમરો બનીને કરગરીશું?

ભીંતનાં આંસુ અરીસો થઈ ગયાં છે
એ જગાને રોજ થોડી ખોતરીશું-

એક હોડી ક્યારની જીદે ચઢી છે
સ્હેજ પણ પાણી નથી તોપણ તરીશું.

સૂર્ય કહે છે આગિયાઓને લીધે છું
વાત આ સાચી હશે તો શું કરીશું?

ભીડમાં જો બહાર અટવાતા હશે તો-,
થોડા ચ્હેરાઓને ઘરમાં નોતરીશું-.

❑

### ❑ દત્તાત્રય ભટ્ટ

કોણ માંગે? કોણ દે છે? કોઈ ના જાણે કશું,
કોણ બાંધે? કોણ રે' છે? કોઈ ના જાણે કશું.

મૌન છે સઘળે છતાં ચારે દિશાઓ રણઝણે,
કોણ સુણે? કોણ કે' છે? કોઈ ના જાણે કશું.

આભ ને પૃથ્વીની વચ્ચે એક દરિયો વ્હે સતત,
કોણ આપે? કોણ લે છે? કોઈ ના જાણે કશું.

*અસ્તિ* ને *નાસ્તિ* વચાળે શું હશે? કોને ખબર!
કોણ 'ના' છે? કોણ 'છે' છે? કોઈ ના જાણે કશું.

જાણવા જેવું કશું જાણી શકાયું ક્યાં કદી?
કોણ આ છે? કોણ તે છે? કોઈ ના જાણે કશું.



### ❑ કિરીટ ગોસ્વામી

હવે એના તરફથી એક પણ કાગળ નહીં આવે,
નસીબમાં કોઈ મન-વાંછિત હવેથી પળ નહીં આવે.

જશે દુષ્કાળ વ્યાપી છેક ભીતર લગ હવે પળમાં;
સુગંધી લાગણીના આ તરફ વાદળ નહીં આવે.

બિચારું વૃક્ષ લીલાં પાંદડાંની સાહ્યબી વચ્ચે-
થયું શાપિત કે એનાં પર કદીય ફળ નહીં આવે.

મહાસાગર નથી, છે મિત્ર! આ તો માનવીનું મન;
કિનારા આવશે ના ક્યાંય, એનું તળ નહીં આવે.

ચરણ અટકી ગયાં સૌ કોઈનાં એવા વળાંકે છું:
અહીંથી કોઈ સાથી સાથમાં આગળ નહીં આવે.



## ❑ સાહિલ

(૧)

છેડી રહ્યું છે કોઈ ભજન અંધકારમાં,
મન સાંભળી કરે છે મનન અંધકારમાં.

સૂરજની હાજરીમાં ભરમ ના તૂટે કદાચ,
પણ ઓળખાઈ જાશે સ્વજન અંધકારમાં.

પરિણામ તેજ ઝીલવાની જીદનું જ છે,
સઘળું ડૂબી ગયું છે ગહન અંધકારમાં.

તેણે મળસ્કે છૂરી હુલાવી દીધી મને,
જેનું કર્યું હતું મેં જતન અંધકારમાં.

ડર આથમી જવાનો રહે છે ઉજાસને,
અંધારને મળે છે જીવન અંધકારમાં.

સાહિલ અહીં તો દશ્યનો આભાસ પણ નથી,
શોધે છે તોય કોને નયન અંધકારમાં.

(૨)

ખળખળ વહેતાં ઝરણાં જેવો,
શ્વાસ ભીનપના ઝરણાં જેવો.

થાકયાં પાકયાં ચરણો માટે,
પથ્થર પણ પાથરણાં જેવો.

અજવાળાની આશ કરું શું.
ચાંદ મળ્યો ચાંદરણા જેવો.

સાજનની સંગાથે વીતે-
એ જ સમય સાંભરણા જેવો.

જાણીતા હાથોએ 'સાહિલ'
તોલ કર્યો છે તરણાં જેવો.



# ખુદની હયાતી ચીતરતો...

❑ નિનાદ અધ્યારુ

કબૂતરની માફક ફફડતો રહ્યો છું,
હું મારા જ ઘરમાં રઝળતો રહ્યો છું.

કરું કલ્પનાઓ હું ઇશ્વર વિશેની,
ને ખુદની હયાતી ચીતરતો રહ્યો છું.

બગડતો રહ્યો છું હું એક-એક ઘૂંટે,
હું એક - એક શ્લોકે સુધરતો રહ્યો છું.

હું ધોળે દિવસ ખૂન મારું કરું છું,
ને મારા જ ખભ્ભે નીકળતો રહ્યો છું.

કે વૈશાખે - વૈશાખે થઉં તરબતર હું,
અષાઢે - અષાઢે તરસતો રહ્યો છું.

'નિનાદ' છાતી ઠોકીને કહેતો હતો હું,
હજી ઊંઘમાં એ બબડતો રહ્યો છું.



આદરણીય પ્રિય શ્રી સુરેશભાઈ,

કવિતા અંક નં. ૨૨૪નાં વૈવિધ્યસભર કાવ્યો વાંચીને સમૃદ્ધ થઈ. કવયિત્રી મનીષા જોશીએ લોકવાયકાનો સંદર્ભ લઈ મિજબાનીની મુક્તિની વાત કરી. લાલજી કાનપરિયાનું ગીત ' તમે-અમે ', નીલેશ રાણાના ગીતમાં ઘરની એકલતાનું નિરૂપણ, રતિલાલ સથવારાની રચના ' માડી ', વિપિન પરીખના મનને વિચલિત કરી મૂકે અને આપણને વિચારતા કરી મૂકે એવા કાવ્યો ' ક્લાસ રૂમ' અને 'સમય' વિશેષ સ્પર્શી ગયા. નવા પ્રકાશિત કાવ્યસંગ્રહોમાંથી પસંદ કરેલી રચનાઓ છાપવાનો ઉપક્રમ ખરેખર પ્રસંશનીય છે. અમારા જેવા શિક્ષણજગત સાથે સંકળાયેલા ભાવકો માટે આ માહિતી ખૂબ ઉપયોગી છે અને નવી કવિતાની એક દિશા પણ જાણવા મળે છે. મૌલિક કાવ્યોમાંથી મને સૌથી વધુ સ્પર્શી ગયેલી રચના છે 'વિઝા અનુભવનું કાવ્ય'. મુકેશ જોશી રચિત આ રચના વ્યક્તિગત અનુભવને કાવ્યાત્મક રીતે રજૂ કરે છે. નવા નવા વિષયોને ગેય સ્વરૂપમાં ઢાળવાની કવિની હથોટીનો પણ આના પરથી ખ્યાલ આવે છે.

- ઊર્મિલ આનંદપરા

**તોય રે...** ~☐ **રતિલાલ સથવારા**

રહેવાનું મારે તો મોટા બંગલે,
સુખ-સાહ્યબી અપાર,
ઝગમગ ઝગમગ થાતી રોશની
નથી સંબંધીનો પાર,
તોય રે અંધારું મનમાં કમકમે.

લક્ષ્મી આવી છે મારે બારણે,
ખુશામતનો નૈં પાર,
સુખની તરજે ગાણું ગુંજતું,
સોનલવરણી છે ધાર,
તોય રે અંધારું મનમાં કમકમે.

રૂડું રે સજી છે વેળા - તારુણી,
ખીલતી જોબન લૈ રાત,
ગાજે રે ઘડિયારા મબલખ મોલના,
ડૉલર વરણી છે ભાત,
તોય રે અંધારું મનમાં કમકમે.

ખાધું રે પીધું ને કીધી મોજ કૈં,
ભૂલ્યો વિભુની સૌ વાત,
વહેલી રે સવારે ટહુકે મોરલો,
વીતે સોનલવરણી રાત,
તોય રે અંધારું મનમાં કમકમે.



☐ **ધનસુખલાલ પારેખ**

ત્રણ ગોળી અને
ત્રણ અક્ષર
"હે રામ !"



## એક નદી ચડી છે રમણે

□ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

એક નદી ચડી છે રમણે,
સમી સાંજની વિહવળ થઇને ભમતી ગોળ ઘુમ્મરણે,

મેદાનોમાં સમથળ વ્હેતી
પ્હાડ પરેથી દડતી,
દ્રુમનાં પોલાણોમાં અટકી
ભીની હવાઓ ચરતી,

તડકાનું પ્હેરી પીતાંબર ઝગમગતી ચાંદરણે,
એક નદી ચડી છે રમણે.

રણની વચ્ચે સમડી થઇને
ચાંચથી રણને ટોતી,
ઊંચી ડોકે ઊંટના પગલે
રણને રણમાં જોતી,

રેતમાં ડૂવે ડૂવા ખોળતી દિશાશૂન્ય આભરણે,
એક નદી ચડી છે રમણે.

દ્વારે દ્વારે દસ્તક દઇને
બારસાખે ઊભરતી,
ઘરના નેવે ચંચળ ચંચળ
તરંગ થઇ નીતરતી,

પ્રીતનાં પાણી ડખળવખળ ને બીજું બધું સાંભરણે,
એક નદી ચડી છે રમણે.
□

## ઉદ્બોધન ❑ અશ્વિન મહેતા

પ્રત્યેક ક્ષણની પરિપૂર્ણતામાંથી તને ચ્યુત કરે અને એક જન્મમાં જ પૂરું થઈ જાય એવું રખેને તું કંઈ કરતો.

તારે તો આકાશના તારા દીવાનખાનાના ઝુમ્મરમાં ટાંગવાના છે,
અને ડૂબતા સૂરજને ક્ષિતિજની ધારેથી ઝૂંટવી લઈ છોગામાં ખોસવાનો છે.

ઊડતા સુરખાબની લાલી આંખોમાં આંજી જીવનની જહોઝદમાં
ઝૂઝવાનું છે, અને પતંગિયાનાં ફૂલદાન બનાવી ફૂલોનાં
પતંગિયા ઉડાડવાનાં છે.

તારા પ્રિય સંગીતની સુરાવલિને હૃદયમાં સંઘરી-સંગોપી ભવભવની
યાત્રાનું ભાથું બાંધવાનું છે, અને અર્થહીનતા ને આકસ્મિકતાના
ધુમ્મસમાં ઢંકાયેલાં ઉપશમનાં શિખરો પર હિમ થઈ ઠરવાનું છે.

ઉપેક્ષિત દીન-હીનની અસહાયતાનાં આંસુ બની તારે ટપકવાનું છે
અને જગતની વિષમતા - વિસંવાદિતાને હૈયાની એરણ પર ટીપી
ટીપી કનિષ્ઠિકા પર ધારણ કરવાની છે.

છે-નથી ને ઠેકી જઈ, હોવા-બનવાની પેલે પારના આનંદલોકમાં તારે
વિહરવાનું છે, અને અંતે,બેખુદીની ચાદર ઓઢી નિરાંતજીવ
સૂઈ જવાનું છે.



તારા વિના સૂરજ તો ઊગ્યો
પણ આકાશ આથમી ગયું.
તારા વિના ફૂલ તો ખીલ્યાં
પણ આંખો કરમાઈ ગઈ.
તારા વિના ગીત તો સાંભળ્યું
પણ કાન મૂગા થયા.
તારા વિના...

તારા વિના...
તારા વિના....

જવા દે,
કશું જ કહેવું નથી.

અને કહેવું પણ કોને
તારા વિના ?
- સુરેશ દલાલ

નાનકડું પણ અત્યંત ભાવપ્રચુર એવું આ કાવ્ય છે. એ પ્રેમનું કાવ્ય છે એટલું જ નહીં પણ અધ્યાત્મનું કાવ્ય પણ છે. આમ તો તેમાં સીધાસાદા, પૂરાં - અધૂરાં પાંચ સાત વાક્યો જ છે. પ્રથમ દૃષ્ટિએ જ તેમાં અભિવ્યક્તિની કોઈક વિચિત્રતા દેખાય છે.

'તારા વિના' એ શબ્દોથી કાવ્ય આરંભાય છે અને પૂરું પણ એ શબ્દોથી જ થાય છે. આ બન્ને અંતિમો વચ્ચે પણ એ શબ્દો જ આપણને ચકરાવે ચડાવે છે. કોની ગેરહાજરીનો અહીં સંકેત છે? પ્રિય પાત્રની ગેરહાજરીનો? કે પછી સૃષ્ટિના પરમ નિયંતાની ગેરહાજરીનો? પ્રેમમાં ગળાડૂબ બનેલા કોઈ એકલવાયા વિરહીનો આ ઉદ્‌ગાર હશે કે પછી સંસારરસ ખારો થઈ ગયો હોય તેવા કોઈ ભક્તજનની આરત હશે?

એટલું તો સ્પષ્ટ સમજાય છે કે કોઈકના અભાવમાં જે કંઈ પરિસ્થિતિ ઊભી થઈ છે તે જીરવી શકાય તેમ નથી. વધારામાં એ કે તેને વિશેની ફરિયાદ કોને કરવી તે પણ પ્રશ્ન છે અને આ પ્રશ્ન નિરુત્તર છે. કોઈ સાંભળનાર જ ન હોય તેવા વક્તવ્યનો કોઈ અર્થ નથી. અહીં વક્તા છે પણ શ્રોતા નથી. કાવ્યના પ્રારંભે તો એમ લાગે છે કે વાત કોઈકની સન્મુખ થઈ છે, પણ અંતે ખબર પડે છે કે સાંભળનાર તો કોઈ છે જ નહીં. કવિતાની ખૂબી આખીયે વાતને નિરાધાર લટકાવી દેવામાં અને નિરુત્તર પ્રશ્નાર્થ

રચવામાં ઉકલે છે ત્યારે કાવ્યાત્મક ચોટનો અનુભવ થાય છે.

પહેલી પંક્તિમાં 'તારા વિના સૂરજ તો ઊગ્યો' તેવું વિધાન માત્ર છે, પણ એ કેવળ વિધાન નથી. તેમાં આવતા 'તો'ને કારણે તેમાંથી અર્થસંદર્ભ ખૂલે છે અને તે એ કે સૂરજ નહીં ઊગે તેવી ધારણા ખોટી પડી. જેને સંબોધીને વાત થઈ રહી છે તેની ગેરહાજરીનો પ્રભાવ સૂરજના ઊગવાની ઘટના પર લેશમાત્ર ન પડ્યો. એટલે કે બધું રાબેતા મુજબ થયું, પણ પછી તરતની પંક્તિમાં કવિ લખે છે : 'પણ આકાશ આથમી ગયું' કાવ્યકળા અહીં છે. સૂરજ ઊગે અને આથમે એ તો સમજાય, પણ અહીં તો આકાશ આથમી ગયું તેમ કહેવાયું. સૂરજની મહત્તા આકાશ વિના નથી. સૂરજ ઊગ્યો પણ એ 'તારા વિના' ઊગ્યો. એટલે એ સૂરજ ઊગ્યો ન ઊગ્યા જેવું થયું અને એટલે જ, 'તારા વિના' સામે ચાલીને સૂરજ ઊગ્યો તો તેના જવાબમાં આકાશ આથમી ગયું. સૂરજ ઊગવા જેવી મહત્તમ ઘટનાને કવિ 'તારા વિના' એમ કહી નગણ્ય બનાવી દે છે અને આકાશ જેવા આકાશની વિસ્તીર્ણતાનો પણ છેદ ઉડાડી દે છે.

પછી કહે છે, 'તારા વિના ફૂલો તો ખીલ્યાં' કવિ એ વાત બળપૂર્વક સાબિત કરવા મથે છે કે તારા વિના કશું થઈ શકે જ નહીં. સૂરજ ઊગી ન શકે તેમ ફૂલ પણ ખીલી ન શકે. પણ જેમ સૂરજ ઊગ્યો તેમ ફૂલ પણ ખીલ્યાં. તો એના પ્રત્યાઘાતમાં આંખ કરમાઈ ગઈ. 'આથમવું' ક્રિયાપાદ સૂરજને બદલે આકાશને લાગુ પાડ્યું તે જ રીતે 'કરમાવું' ક્રિયાપદ ફૂલને બદલે આંખો માટે પ્રયોજ્યું. આ વૈચિત્ર્યને કારણે આપણને તીવ્ર એવો ઇન્દ્રિયબોધ થાય છે. તારા વિના ખીલેલાં ફૂલોને જોવા માટે આંખો નથી, એટલું જ નહીં એ કરમાઈ જઈને પોતાનો વિરોધ પ્રગટ કરે છે. જે ઘટના ફૂલોમાં થવી જોઈએ તે આંખોમાં થાય છે.

વળી એક ત્રીજી ઘટના બની : 'તારા વિના ગીત તો સાંભળ્યું, પણ કાન મૂગા થયા' આવું કંઈ બને? બને. ઘણીવાર આપણે જે સાંભળીએ તે વકતવ્ય ભાષા મટી. જઈ કેવળ અવાજરૂપે જ આપણા કાનને અનુભવાતું હોય છે. કાન માત્ર અવાજ ઉકેલે તે પૂરતું નથી, એ ભાષા પણ ઉકેલે તે જરૂરી છે. ગીત સાંભળ્યા પછી ગીતની મુલાયમતાનો સ્પર્શ ન થાય અને કાન ગીતના કેવળ અવાજોને જ ઝીલ્યા કરે તે ગીત ગીત ન કહેવાય. એ સાંભળનાર કાન મૂગા થયા ગણાય. અહીં તો આ બધિરતા 'તારા વિના' છે એમ કવિ સ્પષ્ટરૂપે દર્શાવી આપે છે.

હજી 'તારા વિના' શું શું થાય છે તે અંગે કવિને ઘણું કહેવાનું છે, પણ તેઓ 'તારા વિના...' એવા પ્રારંભિક ઉદ્‌ગારનો અણસાર આપી બાકીનું કથયિતવ્ય ત્રણ ત્રણ વાર અધૂરું છોડી દે છે. આમ કરવામાં પણ તારા વિના બધું અધૂરું છે તેવો પુનરાવર્તિત થતો લાક્ષણિક સંકેત મળે છે. છેવટે, 'જવા દે, કશું જ કહેવું નથી' કહી કવિ પોતાના પક્ષેથી વાત માંડી વાળે છે. તેનું કારણ શું છે? કારણ એ છે કે :

'કહેલું પણ કોને
તારા વિના?'

અહીં પહોંચતાં ખબર પડે છે કે જે કંઈ ઉદ્‌ગારો થયા તેને સાંભળનાર તો કોઈ છે

જ નહીં. જે કહેવાયું તે વૃથા પ્રલાપ જ હતો. બોલનારના ઉત્સાહને દાદ દેનાર કોઇ પરિસ્થિતિ જ નથી તેથી વક્તવ્ય મૌનમાં સરી જાય છે અને એક નિરુત્તર પ્રશ્નાર્થ લટકતો રહી જાય છે.

અહીં 'તારા વિના' એ શબ્દોમાં જેને સંબોધન થયું છે તેની, આવું કહેનારને કેટલી મહત્તા છે તેનો ચિતાર તો મળે છે, પણ તેના અભાવમાં શી પરિસ્થિતિ સર્જાય છે તેનો તીવ્ર પ્રત્યાઘાત પણ પ્રગટ થાય છે. તું નથી તો કશું નથી, જે છે તે પણ તું નથી તો કંઇ નથી અને તું છે તો નથી તે પણ જાણે બધું જ છે તેવી પ્રતીતિ અત્યંત સરળ રીતે અને છતાં ઉત્તમ કવિતારૂપે કવિએ આપણને કરાવી છે. કવિતામાં બનતા આવા ચમત્કારો ક્ષણિક નથી હોતા, તે આપણા અભાવો અને અપેક્ષાને પણ ઝંઝેડી જતા હોય છે અને તેમાંથી દીર્ઘકાળ સુધી આપણને વછૂટવા દેતા નથી તે આ કાવ્ય વાંચતાં કોઇને પણ સમજાશે.



## ❑ સૈફ પાલનપુરી ❑ સતીશ દેસાઇ 'પરવેઝ'

(ઉર્દૂ અનુવાદ)

શાદાબ મહકતે ફૂલ ભી થે, જઝબાત મેં ડૂબે જામ ભી થે.
ક્યા આંસુ કા અપના માઝી થા, ક્યા આંસુ કે અપને નામ ભી થે.

જિસ ચાંદની શબ મેં નિકલા મૈં, બરપા વો સફર કા ચર્ચા હૈ,
મશહૂર થી કુછ મંઝિલ ભી યહાં, કુછ રસ્તે યહાં બદનામ ભી થે.

થોડી-સી શિકાયત કરની થી, થોડી-સી સફાઇ દેની થી.
આ મૌત જરા રુક ભી જાતી, દો-ચાર મુઝે જો કામ ભી થે.

ઇસ શામ ઢલે જીવન મેં ક્યા, ફેહરિસ્ત મૈં દેખું ઝખ્મોં કી !
કબ જ્યાદા વરક મૈં દેખ સકા, ઉન ખાસ સભી કે નામ ભી થે.

જો ગોશાનશીં હૈ મહેફિલ મેં વો "સૈફ" હૈ યારો પેહચાનો,
સો શોખ સરાપા થે કિતને, બેફિક્ર વો કિતને આમ ભી થે !

(શાદાબ = તાજા, માઝી = ભૂતકાળ, બરપા = જાગી ઊઠેલું, ફેહરિસ્ત = યાદી, વરક = પાનું, ગોશાનશીં = એકાંતવાસી, શોખ સરાપા = નખશીશ ચંચળ).



તડકો કૂદે
ઘાસઘાસમાં જાણે
પીળું સસલું
*
રૂબરૂ મળો-
અખ્ખર આંખના બે
ઘડી વંચાય ?
*
ડી ટકે ના
પગ મનના, જાણે
ખિસકોલીના
*
મિલન પછી
કાંડાઘડિયાળના
ખૂંચતા કાંટા
*
માણસ નહીં-
ગિરદી લટકતી
મુંબઇ ટ્રેને
*

પરોઢ થાતાં
પવનની પ્રાર્થના
પર્ણમર્મરે
*
બેસે ચંદ્રમા
સિંહાસને, તારાની
ભરી સભામાં
*
જોતજોતામાં
આંખપલકે
સરકી જાતી એવી
સ્મૃતિ - હરણી
*
મધ્યરાત્રિએ
બંધ બારી ઉઘાડી
ચંદ્રકિરણે
*
પલંગ પાસે
ઘૂંટણિયા તાણતો
શિશુ તડકો
*



**શબ્દો ▢ મંગલેશ ડબરાલ (૧૯૪૮) ▢ સુ. દ.**

(હિન્દી)

કેટલાક શબ્દો ચીસ પાડે છે
કેટલાક પોતાનાં વસ્ત્રો ઉતારી નાખે છે
કેટલાક ઇતિહાસમાં કૂદી પડે છે
અને કેટલાક પડે છે ચૂપચાપ



## *The exile's poem*

These days I often sit at the dining table
with fish and rice, take so much dal
that my wrist sinks into it, and mix;
my left hand swings from time to time
as if driving away flies.
In my airconditioned room in Scandinavia
there are absolutely no flies and bugs
and yet I fancy driving away something –
my grief ?

The sad piece of fish, vegetables, the bit of salt
near the edge of the plate.
the rice mixed with the thick gravy –
I don't feel like mixing rice like this the whole day
And eating it secretly.
I don't know why I want the taste
and smell of rice so much,
preferring it to the spoon.
Actually, when I touch rice,
my hand doesn't bring up rice
but fistfuls of Bangladesh.

\- ***Taslima Nasrin***

# દેશનિકાલ થયેલાનું કાવ્ય

❑ તસલિમા નસરિન
❑ અનુવાદ : મહેશ દવે

હમણાં હમણાં બેસું છું ઘણીયે વાર
માછલી અને ભાત લઈને
ડાઇનિંગ-ટેબલ પર
અને પહોંચો ડૂબી જાય એટલી બધી નાખું છું તેમાં દાળ
ને પછી ચોળું છું.
માખીઓ ઊડાડતી હોઉં તેમ
હલાવતી રહું છું મારો ડાબો હાથ.

સ્કેન્ડીનેવિઆના મારા એરકન્ડિશન્ડ રૂમમાં
નથી એકેય માખી કે જંતુય
અને છતાંય ઊડાડતી રહું છું કંઈક –
મારો વિષાદ કે?

ગરીબડો માછલીનો ટૂકડો, તરકારી,
પ્લેટના એક છેડે મૂકેલું થોડુંક નમક,
ઘટ્ટ થયેલા રસા સાથે ચોળેલો ભાત –
પ્લેટ પરથી હાથ ઉપાડી લેવાનું ગમતું નથી;
મન થાય છે આખોય દિવસ હાથથી ભાત ચોળ્યે રાખવાનું,
છુપાઈ છુપાઈને ખાધે રાખવાનું.
પણ સમજી શકતી નથી
કે સોનેરી ચમચા કરતાં હાથથી
શાને વધુ સારો લાગે છે સ્વાદ ભાતનો ને સુગંધ ભાતની.
ખરેખર તો જ્યારે જમું છું
ત્યારે જતા નથી મારા મોંમાં કોળિયા ભાતના,
પણ ગળે ઉતારું છું હું કોળિયા બાંગલાદેશના.

❑

## થઈ ન શક્યો, અભિસારિકા ▫

નીરેન્દ્રનાથ ચક્રવર્તી ▫ સુશી દલાલ

(બંગાળી)

એક તરફ જ્યારે હું મારી પોતાની
ઇચ્છા અને અનિચ્છાઓનાં વસ્ત્રો, અને અલંકારોને
ઉતારી ઉતારીને ફેંકી રહ્યો હતો ધૂળમાં
ત્યારે હું જોઈ રહ્યો હતો
નવી-નવી ઇચ્છાઓ અને અનિચ્છાઓનાં વસ્ત્રો,
અલંકારોથી
મારું શરીર પાછું લદાઈ ગયું છે.
મેં ખેરવી નાખ્યાં ડાળ ડાળ પરથી બધાં પાંદડાં
પણ તમારી આંખોમાં જોયું ત્યારે
મેં અનુભવ્યું
આ હાડકાં થીજાવી દે એવી ઠંડીમાં નવાં નવાં પાંદડાંથી
હરિયાળો થઈ ગયો છું
હું તો એકદમ પૂરેપૂરો વિવસ્ત્ર અને અલંકાર રહિત થવા
માંગતો હતો
પણ થઈ ન શક્યો હું, હે અભિસારિકા,
આ જુઓ,
મારાં અંગો પર નવાં નવાં રેશમી વસ્ત્રો શોભા પામી રહ્યાં
છે
આંગળીમાં છે નવી વીંટી
અને માથા પર છે નવો મુગટ.

▫

## પ્રલય ▫ પ્રબોધ ર. જોશી

પ્રચંડ
આ
અખંડ
બ્રહ્માંડનો
ઉભરતો
અદકેરો
લય...

▫



ભીખુભાઈ ચાવડા 'નાદાન'
( ૭/૯/૧૯૩૪ - ૨૮/૧૧/૨૦૦૪ )

કવિતા (૨૨૬)

કેવો પાછળ એ ભૂતકાળ પડે
અમથી અમથી હજુ ય ફાળ પડે

આ તૂફાનો હજુ ય અંત નથી
શોષ પણ એવો કાળઝાળ પડે

જાણે દરિયા સુકાય છે અહિંયા
જાણે દરિયા મહીં દુકાળ પડે

ટક્યું છે ટેકે ખંડિયેર હજુ
દૃષ્ટિ લઈ લે તો કાટમાળ પડે

ધરતી 'નાદાન' હુલબલી ન ઉઠે ?
પાંદડાં સોતી એક ડાળ પડે !

'નાદાન'

## The Holy Rivers

The veins on the back of my hand (now that I'm old) stand out like rivers on a map. The two largest veins are the Brahmaputra and the Ganges which converge near Howrah and flow into the Bay of Bengal. The Brahmaputra rises in Tibet and carries down to the plains the Tantric wisdom of the Buddhist lamas. The goddess Ganga sprang from the feet of Vishnu high in the Himalayas and become the flowing hair of Shiva Nataraja as he danced the world into existence. One early morning at Benares I saw ten thousand pilgrims drinking the filthy water of the Ganges to purge themselves of sin and watched the burning of the dead on the ghats along the river's edge. All this is imagined in the veins of my hand. I ask you to take it in yours and trace the holy rivers with your finger.

**- James Laughlin**

❑ સુ.દ.
કવિ જ્યારે
કવિતા લખે છે
ત્યારે કાગળ પર
ઊગે છે
ભૂરી શાહીના ગુલાબ
❑

આસ્વાદ : ▫ રાધેશ્યામ શર્મા

## સ્વપ્નની આંગળીએ ઓગળતી હયાતી !

અસ્તિત્વ

નજર પરોવી
બધું જ જોઇ શકું છું
સૂરજનું એક કિરણ લઇ
બારી ઉઘાડું
એકમેકની આંખમાં.

આ શહેર
કશોક વિસ્ફોટ સર્જવા
તરસ
સ્પર્શ
એકાંત
વૃક્ષોની ઘટામાં ઘેરાતું
મારી આંખોની સામે જ ઓગળે.

સમયની દીવાલે ઝૂલતા
અરીસામાં
માણસનું સરનામું
ધુમ્મસના દરિયામાં
હિલોળા લીધા કરે

પોતાનું અસ્તિત્વ
ખોઇ બેઠેલો માણસ
વરસાદી સાંજે
ટિટોડીના સ્વરે લસરતો
વિવિધ સ્વરૂપે
એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા
અદૃશ્ય થઇ જાય.

લાલલીલો સમય
હસ્તરેખામાં વંટોળ
પછડાટ ખાતો
ઊભેલાં ઠૂંઠાં વૃક્ષો પર
ઝરમર ઝરમર વરસે.

તરસ નામે જાગી ઊઠે
પૂંછડી પટપટાવતા
પુષ્પોના રંગો
ખોવાયેલા માણસને શોધવા
સ્વપ્નની આંગળીએથી ! ! !

**પ્રીતમ લખલાણી**

૧૨-૩-૨૦૦૪, શુક્રવારનો દિવસ. જ્યારે કવિએ આ રચના કાગળ પર રેલાઇ જવા દીધી હશે ત્યારે જ કવિતાકળા જેવી અગત્યની છટકિયાળ શબ્દચેતના ઝાંખીપાંખી આછી આછોતરી - પંખીપેઠ - પકડાયાનો રાજીપો મહોર્યો હશે. ઘડીક તો એમ લાગે કે કોઇ વિદેશી માથાફરેલ કવિની કૃતિનો આ અનુવાદ છે, પણ જો એમ નથી તો, આ કવિતાનો અંગ્રેજીમાં (ભાવ-) અનુ-વાદ થવો ઘટે એવી આ રચના છે.

'અસ્તિત્વ' શીર્ષક લઇને દોરેલી કવિતાનું 'ન્યુક્લિઅસ' - નાભિકેન્દ્ર કદાચ આ પંક્તિઓમાં સંનિહિત છે : પોતાનું અસ્તિત્વ/ ખોઇ બેઠેલો માણસ/ વરસાદી સાંજે/ ટિટોડીના સ્વરે લસરતો/ વિવિધ સ્વરૂપે/ એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા/ અદૃશ્ય થઇ જાય.

વરસાદી સાંજનો પરિવેશ. લસરતો ટિટોડીનો સ્વર. વિવિધ સ્વરૂપે એટલે કે બહુરૂપી બની લસરતો સ્વર અને હયાતી ગુમાવી બેઠેલો માણસ કેવી નિયતિનો શિકાર બને ? 'એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા અદૃશ્ય થઇ જાય.' 'હી બીકમ્સ ઇનવિઝિબલ.' ઝાંખી-પાંખી પળ પકડવા કદાચ મનુષ્યને અદૃશ્ય થઇ જવું પડે. ક્ષણપળઘડી દૃશ્ય બની કદી ? જો એ અ-મૂર્ત છે, અદૃશ્ય છે, તો એને પકડવાની મનીષા હોય તેણે પણ અદૃશ્ય થઇ જવું રહ્યું. અસ્તિત્વ ખોવું એ પોતે જ દૃશ્યમાંથી અદૃશ્ય થવાની ગતિદિશા સૂચવે.

અને સમય આગળ કોનું કેટલું ચાલ્યું છે ? દૃશ્ય, પ્રગટ સત્તાકેન્દ્રો કરતાં અદૃશ્ય સત્તાનું સામર્થ્ય હંમેશાં અધિકું હોવાનું. સમય એવી સત્તા છે.

અમેરિકન લેખક વિલિયમ કાર્લોસ વિલિયમ્સે તો વખતની વ્યાખ્યા બાંધેલી : Time is a storm in which we are lost. સમયના વાવંટોળમાં મનુષ્ય એના અસ્તિત્વસમેત ગુમ થઇ જાય, ગુમનામ યા ગુમરાહ બની જાય એમાં શું આશ્ચર્ય !

કૃતિનો આરંભ પણ લાક્ષણિક છે. કાવ્યનાયક નજર પરોવી બધું જ જોઇ શકે છે. તે સૂરજનું માત્ર એક કિરણ લઇ શું કરે છે ? 'બારી ઉઘાડું,' બારી ઊઘડે છે ક્યાં ? 'એકમેકની આંખમાં.' પાંચ પંક્તિનો સમુદાય અશાકશા રહસ્ય તરફ સંકેત કરે છે. 'એકમેકની આંખમાં' એટલું જ લખ્યું છે. એકમેકની એટલે કે કોની આંખમાં તે સ્પષ્ટ કર્યું નથી. એ અસ્પષ્ટતાનીય મજા છે. ફોડ પાડીને લખ્યું હોત તો શરૂઆત કંઇક અમાન્યતામાં સરકી પડત.

બીજો ગુચ્છ ઑર કર્ષક લાગ્યો. આ લખનારની પસંદીદા પંક્તિઓ :

## આસ્વાદ : ▫ રાધેશ્યામ શર્મા

# સ્વપ્નની આંગળીએ ઓગળતી હયાતી !

અસ્તિત્વ

નજર પરોવી
બધું જ જોઈ શકું છું
સૂરજનું એક કિરણ લઈ
બારી ઉઘાડું
એકમેક્ની આંખમાં.

આ શહેર
કશોક વિસ્ફોટ સર્જવા
તરસ
સ્પર્શ
એકાંત
વૃક્ષોની ઘટામાં ઘેરાતું
મારી આંખોની સામે જ ઓગળે.

સમયની દીવાલે ઝૂલતા
અરીસામાં
માણસનું સરનામું
ધુમ્મસના દરિયામાં
હિલોળા લીધા કરે

પોતાનું અસ્તિત્વ
ખોઈ બેઠેલો માણસ
વરસાદી સાંજે
ટિટોડીના સ્વરે લસરતો
વિવિધ સ્વરૂપે
એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા
અદૃશ્ય થઈ જાય.

લાલલીલો સમય
હસ્તરેખામાં વંટોળ
પછડાટ ખાતો
ઊભેલાં ઠૂંઠાં વૃક્ષો પર
ઝરમર ઝરમર વરસે.

તરસ નામે જાગી ઊઠે
પૂંછડી પટપટાવતા
પુષ્પોના રંગો
ખોવાયેલા માણસને શોધવા
સ્વપ્નની આંગળીએથી ! ! !

**પ્રીતમ લખલાણી**

૧૨-૩-૨૦૦૪, શુક્રવારનો દિવસ. જ્યારે કવિએ આ રચના કાગળ પર રેલાઇ જવા દીધી હશે ત્યારે જ કવિતાકળા જેવી અગત્યની છટકિયાળ શબ્દચેતના ઝાંખીપાંખી આછી આછોતરી – પંખીપેઠ – પકડાયાનો રાજીપો મહોર્યો હશે. ઘડીક તો એમ લાગે કે કોઇ વિદેશી માથાફરેલ કવિની કૃતિનો આ અનુવાદ છે, પણ જો એમ નથી તો, આ કવિતાનો અંગ્રેજીમાં (ભાવ-) અનુ-વાદ થવો ઘટે એવી આ રચના છે.

'અસ્તિત્વ' શીર્ષક લઇને દોરેલી કવિતાનું 'ન્યુક્લિઅસ' – નાભિકેન્દ્ર કદાચ આ પંક્તિઓમાં સંનિહિત છે : પોતાનું અસ્તિત્વ/ ખોઇ બેઠેલો માણસ/ વરસાદી સાંજે/ ટિટોડીના સ્વરે લસરતો/ વિવિધ સ્વરૂપે/ એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા/ અદૃશ્ય થઇ જાય.

વરસાદી સાંજનો પરિવેશ. લસરતો ટિટોડીનો સ્વર. વિવિધ સ્વરૂપે એટલે કે બહુરૂપી બની લસરતો સ્વર અને હયાતી ગુમાવી બેઠેલો માણસ કેવી નિયતિનો શિકાર બને ? 'એક ઝાંખી-પાંખી ક્ષણ પકડવા અદૃશ્ય થઇ જાય.' 'હી બીકમ્સ ઇનવિઝિબલ.' ઝાંખી-પાંખી પળ પકડવા કદાચ મનુષ્યને અદૃશ્ય થઇ જવું પડે. ક્ષણપળઘડી દૃશ્ય બની કદી ? જો એ અ-મૂર્ત છે, અદૃશ્ય છે, તો એને પકડવાની મનીષા હોય તેણે પણ અદૃશ્ય થઇ જવું રહ્યું. અસ્તિત્વ ખોવું એ પોતે જ દૃશ્યમાંથી અદૃશ્ય થવાની ગતિદિશા સૂચવે.

અને સમય આગળ કોનું કેટલું ચાલ્યું છે ? દૃશ્ય, પ્રગટ સત્તાકેન્દ્રો કરતાં અદૃશ્ય સત્તાનું સામર્થ્ય હંમેશાં અધિકું હોવાનું. સમય એવી સત્તા છે.

અમેરિકન લેખક વિલિયમ કાર્લોસ વિલિયમ્સે તો વખતની વ્યાખ્યા બાંધેલી : Time is a storm in which we are lost. સમયના વાવંટોળમાં મનુષ્ય એના અસ્તિત્વસમેત ગુમ થઇ જાય, ગુમનામ યા ગુમરાહ બની જાય એમાં શું આશ્ચર્ય !

કૃતિનો આરંભ પણ લાક્ષણિક છે. કાવ્યનાયક નજર પરોવી બધું જ જોઇ શકે છે. તે સૂરજનું માત્ર એક કિરણ લઇ શું કરે છે ? 'બારી ઉઘાડું,' બારી ઊઘડે છે ક્યાં ? 'એકમેકની આંખમાં.' પાંચ પંક્તિનો સમુદાય અશાકશા રહસ્ય તરફ સંકેત કરે છે. 'એકમેકની આંખમાં' એટલું જ લખ્યું છે. એકમેકની એટલે કે કોની આંખમાં તે સ્પષ્ટ કર્યું નથી. એ અસ્પષ્ટતાનીય મજા છે. ફોડ પાડીને લખ્યું હોત તો શરૂઆત કંઇક અમાન્યતામાં સરકી પડત.

બીજો ગુચ્છ ઑર કર્ષક લાગ્યો. આ લખનારની પસંદીદા પંક્તિઓ :

આ શહેર
કશોક વિસ્ફોટ સર્જવા
તરસ
સ્પર્શ
એકાંત
વૃક્ષોની ઘટામાં ઘેરાતું
મારી આંખોની સામે જ ઓગળે.

શહેર કઇ જાતનો વિસ્ફોટ સર્જવાનું છે તેય ચોખ્ખું કહેવાને બદલે 'કશોક વિસ્ફોટ' લખી ઍમ્બિગ્યૂઇતિની માત્રા વધારી છે. પદાવલિનો રચનાબંધ એવો છે કે શહેરની હારોહાર તરસ - સ્પર્શ - એકાંત પણ વૃક્ષોની ઘટામાં ઘેરાતું નાયકનાં નેત્રો સામે જ ઓગળે છે. (રચનામાં 'છે'નો ગદ્યાળુ ઉપયોગ ટાળ્યો તે નોંધપાત્ર છે!) શહેરની પોતાની શી તાકાત હતી વિસ્ફોટ સર્જવાની? વિસ્ફોટ તો મનુજચિત્તમાં સદીઓથી વસેલો પ્રચ્છન્ન આતંકવાદ સર્જી શકે.

'બ્લાસ્ટ' - વિસ્ફોટ થતાં ઉત્તપ્તને ભૂખ પહેલાં 'તરસ' લાગે, તૃષા તોષાય પછી સ્પર્શભૂખ અને સ્પર્શને મુક્ત અવકાશ મળે એ માટે એકાન્ત જોઇએ - જે તો વૃક્ષોની ઘેરી ઘટામાં જ સાંપડે....

- પણ થોભો, અહીં નાયક-કર્તા જ એક પંક્તિથી વિસ્ફોટ આચરે છે. ઉપર વર્ણવ્યું તે બધું જ નાયકની 'આંખોની સામે જ ઓગળે'. 'ઓગળે' ક્રિયા વર્ણનથી શહેર - એકાન્તનો સકળ સંનિવેશ - જાણે કે બરફ ઘનતા ગુમાવી પીગળતો હોવાની ઘટના ચીંધે છે!

ત્રીજા સ્તબકથી સમયનો સ્થૂળ પ્રવેશ થાય છે. જે ચોથા સ્તબકમાં ઝાંખો-પાંખો થઇ અદૃશ્ય થાય છે. સમયની દીવાલ, કાળના સ્થગનની સાખ પૂરે છે. એ દીવાલ પર ઝૂલતો અરીસો દૃશ્યમાત્રની દોલાયમાન ક્ષણભંગુરતા અને એમાં પ્રતિબિમ્બિત 'માણસનું સરનામું' ધુમ્મસના દરિયામાં હિલોળા લીધા કરે એવી સમસ્ત પરિ-સ્થિતિ જીવનની અનિશ્ચિત અનિત્ય અવસ્થાઓની સનાતનતા પ્રદર્શિત કરે છે.

પાંચમા ગુચ્છમાં આવતો 'લાલલીલો' સમય. ભીનાસૂકા સમયની સાથે કર્તાની કાળસભાનતાના અંગતતમ ઑબ્સેશનનો મુખરિત અંશ છે. લીલો પોપટ લાલ મરચું ખાઇ ઊડતો હોય એવા સમયનું વર્ણન તો ઠીક, પરંતુ પછડાટ ખાતો, ઊભેલાં ઠૂંઠાં વૃક્ષો (ઠૂંઠાં વૃક્ષો પ્રયોગ ના ચાલે, વૃક્ષ ઠૂંઠાં જોઇએ) પર વરસાદની જેમ ઝરમર ઝરમર વરસતો સમય ક્યાં વંટોળ થઇને ઊઠે છે એનો મહિમા મસમોટો છે. સમયના બહુચર બહુરૂપ ચારિત્ર્યને વર્ષારૂપ દીધું છે એ અતિશયને એક જ કલ્પનમઢી સબળ પંક્તિ ઉગારી લે છે: 'હસ્તરેખામાં ઊઠતો વંટોળ.' હપાતી ખોઇ બેઠેલ માણસની હસ્તરેખામાં ઊઠતો વંટોળ, ઠૂંઠાં પર ઝરમર ઝરમર નાદે વરસતો સમય - કેવા કેવા અકથ્ય 'કૉલાજ' રચે છે.

બીજા સ્તબકમાં - ઝળકેલી 'તરસ', છઠ્ઠા સ્તબકમાં રિપીટ થઇ છે છતાં પદાવલિમાં 'સ્ટ્રક્ચર'માં કલ્પનનું નાવીન્ય સિદ્ધ કરી શકી છે. કોઇ પ્રાણીપેઠ પૂંછડી પટપટાવતા રંગો અહીં શોધવૃત્તિની તરસ પેઠે ઊભરે છે અને તેવા બધા રંગો સ્વપ્નની આંગળી ઝાલી ખોવાયેલા માણસોની ખોજ માટે સક્રિય છે!

કવિ પ્રીતમના સાહસને સહૃદય આવકાર. એમણે 'અસ્તિત્વ' અને કવિતાકળાની સતત પ્રવાહમાન ગતિ-સ્થિતિને અહીં મૂર્ત રૂપ અર્પવાનો શબ્દપુરુષાર્થ કર્યો છે ને મોટે ભાગે તે ` છે.

## અનુગુંજ ▫ નિના કાસ્સિઆન (૧૯૨૪) ▫
**સુ. દ.**
(રુમાનિયન)

કાલે
મેં એક વાર સાંભળ્યો
આ દુનિયાની એક ઇમારત
ધરાશાયી થઇ એનો ભયંકર અવાજ
અને એ પછીની ખામોશી
મેં એક વાર ફરીથી ચિક્કાર પરેશાનીથી એને અનુભવી.

એક એવું હળેલું મળેલું ભળેલું મૌન
જે ધૂળમાં મળી ગયું
એવા જીવનથી, જેમાં કોઇ જીવન નહોતું.
એ શું છે, જે ખૂબ ચમકીલી છે
અને છતાં પણ છે અણજાણી
- શું એ એક સોય છે
કે ફરી મારા હાડકાથી છટકેલી કોઇ કરચ?

▫

## જો ▫ સંજીવ ચટ્ટોપાધ્યાય ▫ સુશી દલાલ
(બંગાળી)

જો એક ટુકડો જમીન મળી જાય
તો હું એમાં થોડાંક ફૂલ ઉગાડી શકું

જો નદી મળી જાય
તો હું એમાં હોડી ચલાવી શકું
અને જો વૃક્ષ મળી જાય
તો એની ગાઢ છાયામાં બેસી રહું
અને કોઇ મળી જાય મનનો મીત
તો દિલના તમામ દરવાજા ખોલી નાખું
અને જો મળે કોઇ સાથી - સંગાથી
તો એની સાથે જાઉં સાગરના સંગમ સુધી
અને જો મળી જાય એક મંજિલ
તો નિરુદ્દેશ યાત્રા પર નીકળી પડું
અગર જો પામી જાઉં ક્યાંક પ્રેમ
તો ઈશ્વરની પાસે મોકલી દઉં થોડાક અક્ષરો

## મારો દીકરો (રઘુ માટે) ▫ રણધીર ખરે ▫

સુ. દ.

(ભારતીય અંગ્રેજી)

મારા દીકરા, હું તને કશુંય શીખવી શકું એમ નથી.
હું કશું જાણતો નથી
તું તારા પગ પર છે – પગભર છે
તારી પાસે તારી શક્તિ છે.
એથી જળનો માર્ગ તું શીખી લે,
શીખી લે ખડકને,
પ્રથમ પર્ણના વિસ્મયને,
શીખી લે ભમરાની ભાષા,
કંસારાની હથોડીને,
વગડાઉ ફૂલના કાળા આત્માને

રાતના નીકળી પડ બ્હાર,
તારા, નક્ષત્રો, ગ્રહોથી પરિચિત આકાશને
ઊંચે જોઈ લે
અને તું શીખશે
કે વિકસિત થતા તારા હૃદયમાં ક્યાંક
સવાર એકમેકને સ્પર્શતી હશે,
તારો અંતરાત્મા બોલશે કોઈક સાંભળે એ માટે

▫

▫ સુ.દ.

એક
એકલવાયો પથ્થર
શિલ્પીની પ્રતીક્ષા કરતો
પડ્યો છે.
▫

બે
મંદિરોની
વચ્ચેના રસ્તા પરથી
ઈશ્વર
કોઈક ગલી આવી
ત્યાં વળી ગયા
▫

# જીવન આ છે મારું

❑ બીલી કોલીન્સ
❑ અનુવાદ : મહેશ દવે

ક્યારેક જણાય છે એ મને
પૃથ્વીના ગોળાને છેદતી
ફૂટપટ્ટી અને પેન્સિલથી દોરેલી
સીધી ને સટ લીટી.

અથવા તો ધૂમ્રવલયને ભેદતી
અમથી અમસ્તી જિજ્ઞાસુ અંગુલી

પણ ત્યાં એકાએક ઊગે છે સૂર્ય
કે રણકે છે ફોનની ઘંટડી
અને થંભી જાય છે વિસ્મય.

આપવું હોય જો એને કોઈ એક જ નામ
તો એ છે હવાનો મોટો દડો અને સ્મૃતિ
અથવા તો છે એ ઘણું બધું —
પથરાયેલાં ખેતરોવાળાં નાનાં ગામડાં,
તેમાંથી વળવળાંક લેતો અજાણ્યો રસ્તો.
કહો કે એ છે ખેતર
જેને નિંદુ છું રોજ,
નિંદતો જાઉં ને ગાતો જાઉં,
ને પછી સૂઈ જવાનો છું એના એકાદ ચાસમાં.

અથવા તો, કેમ કે પસાર થઈ ગઈ છે અડધાથી વધુ જિંદગી,
અધખુલું, એક દ્વાર,
નેવેથી ટપકતાં વરસાદનાં ટીપાં.

તમારી જિંદગીની જેમ જ
કશું પણ હોઈ શકે મારું જીવન,
એક જ ઈંડાવાળો માળો
કરું આંખ બંધ
અને તરી આવે જે કંઈ મારી બંધ આંખમાં.

અથવા તો બે-ચાર મિનિટથી વધુ
જોઈ રહું બારીની બહાર,
જેથી લાગે છે મને ક્યારેક
એ છે બધું જ અને નથી કશું જ.

પણ આજ સવારે
ખસેડેલાં પડદા, ઉઘાડી બારીઓ,
કાળું સ્વેટર ને ચશ્મા પે'રી
બેઠી છું હું પથારીમાં,
હું છું સરોવર, મારી કવિતા છે ખાલીખમ નૌકા,
મારું જીવન છે સમગ્ર દૃશ્યચિત્રમાં
વહેતો મંદ વાયુ
હજુ હજુ હલાવે તેના સ્પર્શથી સર્વને —
જળને, પડી ગયેલા સઢને
ને હલાવે કિનારે ઊભેલાં ઘટાદાર વૃક્ષોને.

❑

## હદ છે આ ❑ મનોજ ખંડેરિયા

હદ છે આ તૃણની લીલાશને
કે ઝાકળમાં ઝીલે છે તરતા આકાશને

ફોરમતા ફૂલની છાયામાં રજરજ
ફોરમ થઈથઈને ફોરે
વંનની ચળકાટ જોઈ, ધૂળિયા આ ગામનો
રસ્તોયે મન જેમ મ્હોરે
બાવરી નજર ત્યારે લઈ જાતી ક્યાંય રે
આંગળીએ ઝાલી આભાસને.

દૂરના ઓ... પ્હાડથી
વ્હેતી હરિયાળીની માયા ફરકે છે આ ભીંતે
મંજરીની જેમ આજ
અજંપો મ્હોરીને મ્હેકી રહે છ મારા ગીતે
તારાં સંભારણાંની ફૂલની પથારીએ
લોટવાની ઝંખના રે શ્વાસને.



વસ્યાં લોહીમાં ગામ નવસો નવાણું.
કવિતા વગરનું ન એકે ય થાણું.
*
આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના.
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં.
*
મારો અભાવ મોરની માફક ટહુકશે,
ઘેરાશે વાદળો અને હું સાંભરી જઈશ.
*
રસમ અહીંની જુદી, નિયમ સાવ નોખા.
અમારે તો શબ્દો જ કંકુ ને ચોખા.
*

( " એમ પણ બને " - મનોજ ખંડેરિયાનાં કાવ્યો, સં. નીતિન વડગામા, પ્રકાશક : ગુજરાત અકાદમી, જૂનું વિધાનસભાભવન, સેક્ટર નં. ૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭, પ્ર.આ.૨૦૦૪, મૂલ્ય રૂ.

❑ જયન્ત પાઠક

નહીં જોગી, ના જતિ
અમે આદુના માણસ, અમને માટી સાથે રતિ.

શૈશવમાં જે મૂકી મોંમાં માની નજર ચુકાવી
હજી દાઢમાં સ્વાદ, અહો, બ્રહ્માંડ જેવડી ભાવી!
પિંડપિંડમાં પીમળે હજીયે-ગહન કર્મની ગતિ!

બીજફૂટે ને લીલો અંકુર એક અજાણ્યો ઊગે
વધતાં વધતાં વૃક્ષ થઈને ગગનમંડળે પૂગે
પાનપાનમાં ધજા-પતાકા–કૈસી કરામત કૃતિ!

ચારેબાજુ, નીચે-ઉપર અવકાશોનું છલછલ
તેમાં પ્રથમી તરતો ટાપુ મૃણ્મય લીલે અંચલ
ઘટની આ ઘટનાને મૂકી, જવા કરે ના મતિ.

("અક્ષર પગલે" જયન્ત પાઠકના કાવ્યો, સં. રવીન્દ્ર પારેખ, પ્રકાશક : સાહિત્ય સંકુલ, ચૌટાબજાર, સુરત - ૩૯૫ ૦૦૩, પ્ર.આ.૨૦૦૪, મૂલ્ય રૂ. ૧૧૦)

## અનેકાન્ત ❑ ઉશનસ્

તું કહે છે આમ, પણ તે હોય તેમ પણ;
એને વિશે તું આટલો નિઃશંક કેમ પણ?

સાબિતી આપી આપી પુરવાર શું કરીશ?
સાબિત કરી વાત તે ન હોય તેમ પણ!

પલપલ બધું પલટાતું રહે, એ ફેરફારમાં
આપણુંય આમ હોવું, હોય વ્હેમ પણ!

જે નામ પર તું થઈ ગયો ખુવાર, તેમને
ભ્રાન્તિ જ માત્ર હોય ને ન હોય પ્રેમ પણ!

આ અષ્ટરંગી સ્વર્ણમૃગ જેવું જ છે જગત,
ઝગમગે જે તે બધું ન હોય હેમ પણ!

ને નહીં સમજી શકે ઉશનસ્, તું એમને,
એમની તો દર્દ જેવી હોય રહેમ પણ.

("ગઝલને વળાંકે" કાવ્યસંગ્રહમાંથી. પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૧૨૫)

## આ.....❑ ચિનુ મોદી

મને હતું કે દરિયાકાંઠે રેતીનું ઘર બનશું
કોઈ છીપને જતન કરીને સાચવશું, સંઘરશું;
પણ,
આ ઉબડખાબડ રસ્તા
ને અદ્ધરપદ્ધર શ્વાસ.
મને હતું કે ઘરની વચ્ચે પતંગિયાં નોંતરશું
પુષ્પોને પ્હેરાવી એને હરતાં ફરતાં કરશું.
પણ,
આ ઉબડખાબડ રસ્તા
ને અદ્ધપદ્ધર શ્વાસ
મને હતું કે બારી વચ્ચે દૃશ્ય મઢીને મૂકશું
પછી નિરાંતે તાકી તાકી એને જોયા કરશું
પણ, આ ઉબડખાબડ રસ્તા
ને અદ્ધર પદ્ધર શ્વાસ.
ગામ છોડીને ડામરની આ સડકો પર હું ફરતો
મૃગજળ, મૃગજળ, મૃગજળ કેવળ, મૃગજળમાં હું તરતો,
તે....
આ ઉબડખાબડ રસ્તા
ને અદ્ધરપદ્ધર શ્વાસ

( " હથેળી " કાવ્યસંગ્રહમાંથી. પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૪૦ )

*( બંને કાવ્યસંગ્રહોના પ્રકાશક : રન્નાદે પ્રકાશન,
૫૮/૨, બીજે માળે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧.)*

❑ સુ.દ. *હાશ! એક દિવસ તો અહીંથી જઈશ*
*તારી પાસે આવી, રહીશ.*

*તારો લીલો બાગ મધુરો, પંખી ધીમું બોલે રે,*
*સાહ્યબાનું તો માનસરોવર: હૈયું હળવે ખોલે રે.*
*હું તો સરવરજળમાં જળની જેમ જ સહજ વહીશ.*
*હાશ! તારી પાસે આવી, રહીશ.*

*મોરપીંછના રંગો જેવું આકાશ નીલું ભૂરું રે,*
*સંસારનું માયાવી સુખ આ લાગે ખારું તૂરું રે.*
*મૂગી મૂગી વાત આપણી: કોઈને નહીં હું કહીશ.*
*હાશ! તારી પાસે આવી, રહીશ.*

*સૃષ્ટિના આ શયનખંડમાં ક્યાં છે કોઈ દીવાલ?*
*ગીતસંગીતના સથવારામાં ઝરમર ઝરતું વ્હાલ.*
*જીવન તારે ચરણે મૂકી હું તારામય થઈશ.*
*હાશ! તારી પાસે આવી, રહીશ.*

("ગીતમલ્લિકા" ગીતસંગ્રહમાંથી. પ્ર.આ. ૨૦૦૫, મૂલ્ય રૂ. ૮૦)

❑ સુ.દ.

પથ્થરને ભૂખ નથી
પથ્થરને નથી તરસ
પથ્થર તો પડી રહ્યા
પથ્થર થઈ વરસોવરસ.

પથ્થરને, પથ્થર છે
એની પણ ખબર નથી
પથ્થરને મોસમની
કોઈ પણ અસર નથી.

સુખ અને દુઃખથી
પથ્થર તો પર રહ્યા
એથી તો પથ્થરના
આપણે ઈશ્વર કર્યા. ("મૌનનો ચહેરો" અછાંદસસંગ્રહમાંથી. પ્ર.આ. ૨૦૦૫, મૂલ્ય રૂ. ૮૦)

## ❑ હરીન્દ્ર દવે

### આ ચિત્ત શું?

આ ચિત્ત શું કોઈ ચબૂતરો કે
વિચારપંખી તણી હારમાળા
આવી ચડે ને કરી કલબલાટ
ચણી રહે શેષ રહેલ શાંતિ
ને સ્વસ્થતાની સઘળી મિરાત?

### મૃત્યુ

મ્હેકમાં મ્હેક મળી જાય તો મૃત્યુ ન કહો,
તેજમાં તેજ ભળી જાય તો મૃત્યુ ન કહો,
રાહ જુદો જ જો ફંટાય તો મૃત્યુ ન કહો,
શ્વાસની લીલા સમેટાય તો મૃત્યુ ન કહો.

દીર્ઘ યાત્રાની જરૂરતથી સજ્જ થઈ જઈને,
એક મંઝિલની લગન આંખે ઊતરવા દઈને,
ભાનની ક્ષણને કાળજીથી સમેટી લઈને,
'આવજો' કહીને કોઈ જાય તો મૃત્યુ ન કહો.

જે નરી આંખે જણાયાં ન એ તત્ત્વો કળવા,
જે અગોચર છે એ અસ્તિત્વને હરદમ મળવા,
દૂર દુનિયાનાં રહસ્યોનો તાગ મેળવવા,
દષ્ટિ જો આંખથી છલકાય તો મૃત્યુ ન કહો.

શબ્દ ક્યાં પહોંચે છે તે જાતે નીરખવા માટે,
ભાનની સૃષ્ટિની સીમાને પરખવા માટે,
દિલના વિસ્તારની દુનિયાઓમાં વસવા માટે,
કોઈ મહેફિલથી ઊઠી જાય, તો મૃત્યુ ન કહો.

("ચાલ વરસાદની મોસમ છે" - સમગ્ર કવિતા. દ્વિતીય આવૃત્તિ માર્ચ ૨૦૦૫, મૂલ્ય રૂ. ૩૦૦

*(ત્રણેય કાવ્યસંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : ઈમેજ પબ્લિકેશન્સ,
૧૯૯/૧ ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨)*

## એક વાર શ્યામ તમે રાધાને કહી દો

**❑ મહેશ શાહ**

એક વાર શ્યામ તમે રાધાને કહી દો કે
ગોકુળિયે ગામ નહીં આવું,
જમુનાના વ્હેણમાંથી પાણી લઈ મૂકો કે
મુરલીની તાન નહીં લાવું.

જમુનાને તીર તમે ઊભા તો એમ જાણે
ઊભો કદમ્બનો ઝ્હાડ,
લીલેરી લીગણીઓ ક્યાંય ગઈ ઓસરીને
રહી ગઈ વેદનાની વાડ.
ફૂલની સુવાસતણા સોગન લઈ કહી દો કે
શમણાને સાદ નહીં આવું.

આટલી અધીરતા જવામાં છે કેમ જરા
એક નજર ગાયો પર નાખો.
આખરીયે વાર કોઈ મટુકીમાં બોળીને
આંગળીનું માખણ તો ચાખો,
એક વાર નીરખી લે ગામ પછી કહી દો કે
પાંપણને પાન નહીં આવું.

રાધાને મળવાના મનતણું મોરપિચ્છ
માથે મૂકીને તમે ફરતા,
મુરલીના સૂર એના કાનમાં પરોવ્યાં'તા
આંખોમાં શ્યામ તમે તરતા.
રાધાને હોઠ તમે અટકીને કહી દો કે
હવે પછી શ્યામ નહીં આવું.

( 'દરિયો સમજીને ' કાવ્યસંગ્રહમાંથી. પ્ર. આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૧૨૫ )

## ❑ અરુણ શેવતે ❑ સુધા વ્યાસ, ઉષા પટેલ

તડકો હવે પ્રૌઢાવસ્થાએ પહોંચ્યો
સવારના ભવિષ્ય માટે
કોઈ પણ જ્યોતિષને જન્માક્ષર મળ્યા નહીં.
બધા જ રથી-મહારથીઓ ટાંપીને બેઠેલાં.
બધા જ તમારા પ્રસન્ન ચહેરાની અપેક્ષા રાખે છે.
૧૫મી ઑગસ્ટે સત્યના પ્રયોગનું જાહેર વાંચન થતું.
ચૂંટણી માટે હિન્દુસ્તાનમાં તમને ઉમેદવાર બનાવતા.
તમારા સત્યના પ્રયોગ ચૂંટણી દરમ્યાન અનાથ બનતા.
જ્યાં તમારો જન્મ થયો, તે પોરબંદરના રસ્તા
ભારતના નકશામાં કયાંય જડતાં નથી.
અંધારાએ તમારા ઘરને અસી લીધું છે.



( " રાજઘાટ " કાવ્યસંગ્રહમાંથી. પ્ર. આ. ૨૦૦૫, મૂલ્ય રૂ. ૧૦૦ )

*( બંને કાવ્યસંગ્રહોના પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર,
જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. )*

## ❑ અભિજિત

કેટલીક
અતીતની
આપણે સાથે ગાળેલી
ક્ષણોનો
હિસાબ માંડતા
જોઇ શકું છું
કે
પ્રેમ જેવી
મોટી ભ્રાંતિ
આ દુનિયામાં
બીજી કોઇ નથી
મૃગજળ પણ નહીં

❑

## ઊંડું જોયું ☐ ચન્દ્રકાન્ત શેઠ

ઊંડું જોયું, અઢળક જોયું;
મનમાં જોયું મબલખ જોયું.

ઝળજળમાં ચમકી આંખો, એ આંખોમાં જ્યોતિ,
કોક ગેબના તળિયાનાં મહીં ઝલમલ મોતી!

તળિયે જોયું, તગતગ જોયું;
ઊંડે જોયું, અઢળક જોયું.

માટીથી આ મન બંધાયું ને મનથી કૈં મમતા;
એ મમતાની પાળે પાળે હંસ રૂપાળા રમતા!

જળમાં જોયું, ઝગમગ જોયું
ઊંડે જોયું, અઢળક જોયું.

આ ઘર, ઓ ઘર કરતાં કરતાં, ઘૂમી વળ્યા આ મનખો;
ધૂણી-ધખારે ઘટ ઘેર્યો પણ અછતો રહે કે તણખો?

પલમાં જોયું, અપલક જોયું;
હદમાં જોયું, અનહદ જોયું;
ઊંડું જોયું, અઢળક જોયું.

( " આપણી કવિતાસમૃદ્ધિ - ઉત્તરાર્ધ " - સં. ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમમાર્ગ, નદીકિનારે, અમદાવાદ - ૩૮૦૦૦૧, પ્ર.આ. ૨૦૦૪, મૂલ્ય રૂ. ૨૨૫ )

## એક વિસ્મય □ દલપત ચૌહાણ

કોણે આપ્યો છે
મને અનંત અંધત્વનો શાપ ?
હાથ પસારું... તો ખૂંપ્યા કરે છે હાથિયા થોરના ડંખ.
શબ્દલોકના જાળામાં વીખરાઈ પડ્યાં છે,
મારી વેદનાનાં ગાન.
સ્પર્શની લાગણીઓના વનમાંથી
કોણે ચોર્યાં છે;
મારાં મધુરાં સ્પંદન.
પાનખરી વિરાટ માર્ગો કોણે રચ્યા;
મારાં પગલાંની છાપ માટે.
ચારેકોર શિયાળવાંના વલવલાટમાં;
એંઠવાડની આવ્યા કરે છે

દુર્ગંધ.
હું કોની પાછળ ભમ્યા કરું છું
દિશાહીન.
અનંતમાં હું ચિત્કારું છું.
કોણે મને યુગે યુગે દીધો છે;
અમાનવીય યાતનાનો શાપ.
વ્રણમાંથી ટપક્યા કરે છે લોહી.
ખરતા જતા કાલપુષ્પના ખડખડાટમાં બધું છે ચૂપ.
છતાં મારું અસ્તિત્વ.. એ એક;
કદાચ; મારું હોવું સૌનું વિસ્મય છે.
હા.. હું મારું વિસ્મય છું/ હું જીવું છું એ જ
એક વિસ્મય ?

( " ક્યાં છે સૂરજ ? " - દલિત કવિતાસંગ્રહ , પ્રકાશકઃ ગુજરાત દલિત સાહિત્ય અકાદમી-અમદાવાદ, 'પ્રકંપ', ૭, દુર્ગાકૃપા સોસાયટી, કીર્તિધામ તીર્થ પાછળ, ચાંદખેડા - ૩૮૨૪૨૪, પ્ર.આ. ૨૦૦૦, મૂલ્ય રૂ. ૫૦)

## ફરવા આવ્યો છું

હું તો બસ ફરવા આવ્યો છું!
        હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું?

અહીં પથ પર શી મધુર હવા
ને ચ્હેરા ચમકે નવા નવા!
– રે ચહું ન પાછો ઘેર જવા!
હું ડગ સાત સુખે ભરવા, અહીં સ્વપ્નમહીં સરવા આવ્યો છું!

જાદુ એવો જાય જડી
કે ચાહી શકું બે ચાર ઘડી
ને ગાઈ શકું બે ચાર કડી
        તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું!
                હું તો બસ ફરવા આવ્યો છું!

૧૯૫૭

- નિરંજન ભગત

## I Am Here for a Stroll

I am here merely to stroll
– not for a chore, mine or yours!

This bewitching breeze
and such varied faces –
there is no going home for me!
I am here for a leisurely stroll, to dream a while!

If, by a stroke of luck,
I can love a little and sing a while,
I'd like to sing a song of love to the world.
I am here merely to stroll.

1957

- અનુ. શૈલેષ પારેખ

[ Niranjan Bhagat in English ( Sixty Six Poems ) - Translation by Shailesh Parekh , Publisher : Gujarati Sahitya Parishad, Ashram Road, Ahmedabad -380009, First Addtion : 2004, Price Rs. 95 ]

કવિતા : મૌનનું સંગીત
સળંગ અંક : ૨૨૬
વર્ષ : ૩૮, અંક : ૪, એપ્રિલ-મે.-૨૦૦૫
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૩૭૦/-, એરમેલ રૂ. ૪૨૫, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SARASHTRA TRUST"ના નામે મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



અમૃત ઘાયલ

રેખાંકન : રામજી ડી. વાણા 'મૃદુલ'

## ખૂબ સંભાળજે ❑ 'પ્રણય' જામનગરી

ધૂપ છે છાઁવ છે, ખેંચ છે તાણ છે, ખૂબ સંભાળજે
છે અજાણી જગા, શખ્સ અણજાણ છે, ખૂબ સંભાળજે.

કંઈક આ પાર છે, કંઈક એ પાર છે, એ જ છે આપણું,
રાખની છે રમત, લાખની લહાણ છે, ખૂબ સંભાળજે.

છે સમય કૈં અલગ, છે નસીબ કૈં અલગ, છે દશા કૈં અલગ,
એનું એ તીર છે, એનું એ બાણ છે, ખૂબ સંભાળજે.

ધૂળ ઢંકાયેલો, સાવ ઝંખાયેલો, જાણે પીંખાયેલો,
આભમાં ક્યાંક એ, એનો એ ભાણ છે, ખૂબ સંભાળજે.

સ્હેજ લથડે ચરણ, તો અહીં છે મરણ, વાત નક્કી જ એ,
માણસો ખીણ છે, માણસો ખાણ છે, ખૂબ સંભાળજે.

આ તો દરિયો 'પ્રણય', દે ડૂબાવી બધું; શેષ કૈં ના બચે !
આંધી-તોફાન છે - જર્જરિત વ્હાણ છે, ખૂબ સંભાળજે.



## ☐ ચિનુ મોદી

(૧)

ઊંઘમાંથી કોઈ જે જાગી શકે,
તો મને સરનામું એ આપી શકે.
ઓઢ અંધારું અને અદશ્ય થા
શ્વાસની તો ટેવ તે ચાલી શકે.
તું મને ઉજ્જડ ગણેલું ઘર ગણી
દોસ્ત ! તોડાવી કે સમરાવી શકે.
એકલો તો શું ઊડે આકાશમાં ?
ઝાડ પર એ પાંખ ફફડાવી શકે.
જીવતો માણસ કરે 'ઈર્શાદ' શું ?
ચાલનારા શ્વાસ અટકાવી શકે.

(૨)

તું ક્યાં ચકાસે આત્મબળ, વ્હાલા ?
આ એ જ પળ છે, એ જ પળ, વ્હાલા !
એ આભથી કે પ્હાડથી પડતું
પાણી પતનનું હોય ફળ, વ્હાલા-
ગમતું નથી આ ખોરડું જૂનું ?
બીજે કશે પણ ક્યાંક મળ, વ્હાલા
જાણી કરીને છેતરાયો હું
રંગીન લાગે તારું છળ, વ્હાલા.
'ઈર્શાદ' અંધારું વધે છે
આગળ ન વધ, પાછો વળ, વ્હાલા.

(૩)

તારી ઈચ્છા તમતમાવે છે, મને;
એ નટેશ્વર છે, નચાવે છે, મને.
જાણતલ જોશીડા જૂઠા હોય છે
બીક એ ખોટી બતાવે છે, મને.
શ્વાસ તૂટે તો તરત એ સાંધશે
અંધશ્રદ્ધા કામ આવે છે, મને.

ઓ ઝરણ ! આમેય જળ ઓછું હતું
છીછરાં જળમાં ડુબાવે છે, મને ?
મોત તાળું મારતું મોઢા ઉપર
એ પછીનું, ક્યાં જણાવે છે, મને ?

(૪)

કોઈ ઘરની પછીતે ઊભેલું હતું ;
એક ચાંદરણું, નભ આંતરેલું હતું.
એની પગલીઓ, શોધ્યા કરું ધૂળમાં,
એક વિહગ, વૃક્ષમાં, કોતરેલું હતું.
ઝાંખી ઝાંખી થતી જાય, એની છબી ;
આંસુ બન્ને નયનમાં મઢેલું હતું.
કોણ તલવારની ધાર પર ચાલતું ?
નામ મારું ને તારું લખેલું હતું.
ચાલવું હોય 'ઇર્શાદ' તો ચાલજો,
બે ચરણમાં, લોહી થીજેલું હતું.

□

## ભારતીય સ્ત્રી □ નેન્સી નાદેઉ □ જયા મહેતા

એક વૃદ્ધ ભારતીય સ્ત્રી બેઠી છે મારી પથારી પાસે
એનો ચહેરો ભાવહીન છે
એનો થાક મને ગભરાવે છે
ધોળા લિસોટા એના વાળને ઉપસાવે છે
એ કાંઇ બોલતી નથી

એની આંખોમાંથી નદીઓ વહી ગઇ છે
થાકેલા પથ્થર સિવાય
બધું જ ધોવાઇ ગયું છે
એના દાંત અને મોઢું છે
નક્કર ખડક

□

## ◻ દિનેશ કાનાણી 'પાગલ'

સાંજના હડતાલ પૂરી થઈ જશે
આપણી વચ્ચેય દૂરી થઈ જશે

નખ વધેને હાથ આખો કાપવો
એ સમજદારી જરૂરી થઈ જશે

છે તરસ બહુ ખેતરોના કંઠમાં
આ નદીઓ પણ અધૂરી થઈ જશે

આ રમત છે સૂર્યની ઊભા રહો
દોડશો તો ચાલ બૂરી થઈ જશે

સાચવો જો શબ્દને તો મોજ છે
હાંકશો તો શબ્દ છૂરી થઈ જશે

◻

## ◻ દિનેશ ડોંગરે 'નાદાન'

રોજ સાંજે ને સવારે હોય શું ?
એક ઇચ્છાથી વધારે હોય શું ?

છાપ પગલાંની અને ઘર રેતનાં,
બસ, દરિયાના કિનારે હોય શું ?

છે અધૂરા કૈંક સપનાંઓ દફન,
બોલ, પ્રેમીની મજારે હોય શું ?

જો હ્રદયમાં બેસી ગઈ હો પાનખર,
તો બગીચે ને બહારે હોય શું ?

એક અફવાનું ફક્ત આ જોર છે,
ચોરે-ચૌટે ને બજારે હોય શું ?

ઠેસ, આહો, અશ્રુ, પીડા ને તડપ,
પ્રેમમાં એથી વધારે હોય શું ?

◻

## ◻ બી. કે. રાઠોડ 'બાબુ'

જાતનો આધાર લૈ.
હું ફરું છું ભાર લૈ.

અહમ્‌નાં સૌ યુદ્ધ છે,
શું લડું તલવાર લૈ.

ભેટવું કોને અહીં ?
સૌ ઊભા છે ખાર લૈ.

ના ડરાવો દર્પણો,
મુજ સમો આકાર લૈ.

જીત છળની છે બધે,
હું ફરું છું હાર લૈ.

મોત મારું ઊજવો,
આંસુનો શણગાર લૈ.

◻

## ◻ શ્યામ ઠાકોર

બંધ ઘરનાં દ્વાર છે કોણે કહ્યું ?
આંગણું ભેંકાર છે કોણે કહ્યું ?

આ હવાની આવ-જાને રોકવા;
ભીંત પણ લાચાર છે કોણે કહ્યું ?

સૂર્ય લાખો ઝળહળે છે આજ પણ;
ભીતરે અંધાર છે કોણે કહ્યું ?

માર પથ્થર માર તો ફળ આપશે;
ઝાડવું દાતાર છે કોણે કહ્યું ?

સાવ ખાલી માર્ગ પર દોડ્યો પવન;
હાથમાં તલવાર છે. કોણે કહ્યું !

◻

## ❑ વિનોદ ગાંધી

(૧) પોપટને...
થોડો સમય રહી જો, તને ફાવશે પછી,
પિંજરું સોનાનું તને ભાવશે પછી.

અહીંયા સમયની ખેંચ છે બિચારા લોકને,
મળશે સમય તો વાત આ સમજાવશે પછી.

'આવો' કહી મહેમાનને તું ચૂપ થઇ જજે,
મોઢે મીઠેરું હાસ્ય એ ફરકાવશે પછી.

તારે તો અહીં કામમાં, કહેવાનું 'રામ, રામ'
આગળની બધી વાત એ ચલાવશે પછી.

મીઠું, તીખું ગમે છે તને શું કહી દે ઝટ !
માગણી મુજબનું બધા લાવશે પછી.

કેસેટ જેવી હાજરી તારી સરસ, સરસ !
પ્લેયરની જેમ પિંજરું સજાવશે પછી.

(૨) મેં કરી...
મેં કરી જાદૂગરી,
ફૂલ માંહીથી પરી.

જાગતાં જોઈ તને,
ઊંઘમાં તું સાંભરી.

એક બાળક જોઇને,
ગાય કેવું ભાંભરી !

નાચ, કા'ના, નાચ તું,
હું વગાડું ઝાંઝરી.

રાહ જોઇને ઊભી,
કૃષ્ણ મારે કાંકરી !

## ચાર રચનાઓ □ લાભશંકર ઠાકર

॥ ૧ ॥

ઊડતી માછલી અમુક જ સમય
હવામાં રહી શકે છે.
એને પાછા પાણીમાં પડવું પડે છે.
છે તો છે અપરાધો ખળખળ વહેતા,
કબૂલાત કરવા માટે સ્મૃતિ જોઈએ.
તે નથી.
તેથી હા પણ નથી અને ના પણ નથી.

આવતી કાલની અનિવાર્યતાની અધવચ્ચે
હાથ અને પગ બંધાયેલા હોય
છતાં પડખું ફરીને આંખો ખોલવી પડે છે.

અધરાતે પડતા ડંકામાં
કાચાં નગરોમાં કામઠાં વાહનો
ખખડતાં ખખડતાં અવાજને કચડતાં જાય છે
ત્યારે
બંધાયેલા બંધાયેલા
મનદંડીઓ પર અપરાધને શોધવા નીકળવું પડે છે.

ખખડતી બેડીઓ સાથે
વંશવૃક્ષની ગલીકૂંચીમાં મુકરર મૂળ લગી
પહોંચી શકાયું નથી.
ને
સમચતા તો ઊગ્યા કરે છે.

॥ ૨ ॥

કુતૂહલ સિવાય બીજું કંઈ જ નહિ ?
પિસ્તોલ પકડીને તાકતા પડછાયાને તાક્યા કરવાનો ?
ધડાકો સાંભળીને લોહીલુહાણ તમને
તમારો પડછાયો ઢસડતો ઢસડતો
સદીઓની સદીઓથી લઈ જતો હોય
ત્યારે
નિષ્પલક આંખે એને તાક્યા કરવાનો ?

## મહાબળેશ્વર : બે ચિત્રો ▫ ડૉ. સિલાસ પટેલિયા

(૧)
પહાડ
હાડ ફાડી ઊભો છે સામે
ખસું તો કેવી રીતે ખસું !
પહાડે
સામે ધરી છે છાતી
ઝરણાંઓના કલનાદથી છલોછલ !
લીલાકુંજાર ઢોળાવો પર
એણે ઉતાર્યાં છે પંખીઓનાં ઝૂંડેઝૂંડ !

ખીણમાં
એ ડોકિયું કરાવે છે-
પથ્થરો પર પડતું જળ
ચૂર ચૂર થતું ફીણ ફીણ...
એ ધવલતા મને ખેંચે છે !

આ વગડો-
ઊંચાં ઊંચાં વૃક્ષો
એણે ધરી દીધાં આંખ સામે !
હવે તું જ કહે :
આવું તો કેવી રીતે આવું, પાસે તારી ?

(૨)

જાઉં
દૂરાતિ દૂર
જાઉં આ ચિરપરિચિતોથી દૂર
સાવ ચિરઅપરિચિતમાં ખોવાઈ જાઉં...

રૂપેરી ચાંદની ફરફરતી હોય
પંખીની આંખમાં સન્નાટો હોય
પહાડના ઢોળાવ પર થીજી જતું હોય
મારું ય મૌન
હજારો સૂરજ પણ એ ઓગાળવા
અસમર્થ હોય-
હોય
બસ આવી સ્થિતિ
એ જ પ્રબળતમ ઝંખા...

એ પછી ચઢું આ પહાડ
હવાને અડું
પડું છતાં થાઉં બેઠો ને ચઢું પાછો ઢોળાવો
ઘટામાં અટવાઇ જાઉં...

એ પછી
છેક ટોચે પહોંચી
હાથમાંથી આંખમાંથી પગમાંથી
માથામાંથી અરે, રંધ્રરંધ્રમાંથી
ખેંચી કાઢું
પેલું કેનવાસ
એકદમ પ્રાંજલ પવિત્ર દેવદૂત પાંખ જેવું !
...ને બસ
ચીતરતો રહું
એ જાત્રા
જે અહીં લગી ખેડી...
□

## હાઇકુ □ ધીરુ મોદી

ઘુવડ જુએ.
-સૂરજ કાળો વીંછી
થૈને સરકે !
□
મોરને પગે
ઝાંઝર ! રે કીડીય
થૈ ઊંચે કાન !
□

**એ □ હસમુખ કે. રાવલ**

(૧)
એ ચકમક તીણી સોય.
અને હું નર્યું ગૂંચનું પિલ્લું.

થાય :
મારે ને એને શું ?
તો ય
એ
ટીકી ટીકી
મને તાક્યા કરે,
હું એને.

(૨)
'કુહુ...' કરતો
એ
ટહુક્યા કરે છે
ત્યાં,
આંબા ડાળે.

ડાળે હાથ ફેરવું તો
મારો જ ખભો હોય,

ટેરવાંમાંથી
ખરર... ખરર...
દોરો સરતો હોય
ને
મારો ફાટેલો ખભો
સંધાતો હોય.
□

**આજે .. કાલે □ પન્ના નાયક**

પ્રાતઃસ્મરણીય શ્લોક બોલતાં બોલતાં
ચ્હાનું પાણી મૂકું છું,
ઊઘડતી ઉષાના રંગો મમળાવતાં મમળાવતાં
કાવ્યો દોરું છું,
ડૅફોડિલ્સ અને ચેરી બ્લોસમ્સના રૂપરંગને
આંખોમાં આંજતાં આંજતાં
બગીચામાં વિહરું છું,
પ્રિયજનના ફ્નની ઘંટડી ઝીલતાં ઝીલતાં
રણકતા અવાજને પંપાળું છું ..

કદાચ
આ-બધું-નહીં-કરી-શકું
આવતી કાલે ...
□

## પંખી □ નલિન રાવળ

સાંજનો સમય
ઝૂલે
ઝિલ્લી રવે પર્ણપર્ણ
વાયુના હિલોળે ડોલે ઘટાદાર વૃક્ષ
ડાળડાળે પંખી કલરવે કરે નૃત્ય
એક
પછી એક
તારકોનાં આવી રહ્યાં વૃંદ
સંગ
પૂર્ણિમાનો ચન્દ્ર
વરસતી ચાંદનીમાં રાતભર
નર્તી
કલરવે આનંદની ઝરમર રેલવીને પંખી
કિરણોથી છલછલ્યાં નભ મહીં ઊડી જાય,
આ
અન્ય એક પંખી
ઘટ મહીં શીળી પ્રેમછાયે બેસી
ઘેરુ કૂજે
રોમરોમ ગૂંજે
તારેતાર હૃદયના રણઝણે
પામું નહીં એનો પાર
ક્યારે આવ્યું - ક્યારે ગયું નહીં એની જાણ
કોઇ કહેશે કિયું એનું ઠામ ?
□

□ સુ.દ.
સવારના પહોરમાં
મારો શબ્દ
મૌનના સરોવરમાં
ન્હાઈને
સૂર્ય થઈને ઊગે છે
□

## મૃત્યુના ભય વગર ▫ હાર્દિક બ્રહ્મભટ્ટ

ચાલો,
તીડનાં ટોળાં વાદળો બનીને
ઊભા પાકને ખાઈ જાય તે પહેલાં,
શાંતિ
હિમાલયનાં શિખરો બની જાય તે પહેલાં,
સંવેદનાઓથી
કવિતાનો શબ્દ મરી જાય તે પહેલાં
હાથ પકડો
આ વહી જતા ધોધમાં
તણાઈને ડૂબી જઈએ તે પહેલાં
સામે કિનારે
માતાના ગર્ભમાંના બાળને
આપવાની છે આપણે
આ ધરતી - આ આકાશ
જ્યાં એ માંડશે
પહેલું ડગ
મૃત્યુના ભય વગર.
▫

## કાચની આરપાર ▫ જયંત મહેતા

ત્રીજે માળે, ચોર્યાશી નંબરની રૂમમાં
સતત એકલતાથી પીડાતો એ દર્દી
હવે અહીં નથી.
નર્સ કહે છે : 'જીવ હવે શિવપંથે ગયો !'

પ્રત્યેક સાંજે, બીજ રેખાને અડવા જતાં
એને નડ્યો હતો બંધ બારીનો કાચ !
મધરાતે, શબને સફેદ ચાદરમાં વીંટાળી
કાળી વૅન જ્યારે દૂર ક્યાંક જતી હતી
ત્યારે -
અંતરીક્ષને નડ્યો હશે, ગાડીનો કાચ !

આજ સવારે, પાંખમાં આકાશ ઉપાડી
ઊતરી આવ્યું આ પંખી.
એને ફરી આડો આવશે, બંધ બારીનો કાચ !
નર્સ વિચારે છે : આ જીવ અને શિવ
ક્યારે ભેગા થશે ?
▫

## ▢ મનસુખ લાખાણી

જેમ માછીમાર બેઠો હોય છે કાંઠે
જાળ બિછાવીને નિરાંતે
એમ હું બેસું છું
કાગળ-પેન લઇને
શબ્દોને પકડવા !

ક્યારેક
થોડાક શબ્દો પકડાય છે
મારી જાળમાં
થોડીવાર તરફડે છે માછલીની જેમ છંદમાં
અને
શાંત થઇ જાય છે.
ત્યારથી
હું
એવા શબ્દની શોધમાં છું
જે તમામ
આકાર અને દુર્ગંધથી પર હોય
▢

## ▢ જયા મહેતા

પારદર્શક કાચની બારીબહાર
વરસાદી ઝંઝાવાત
પાણીથી તરબોળ બેચાર કાગડા
પાંખ દબાવીને બેઠા છે
અડોઅડ
ચૂપચાપ
ગરીબડા લાચાર માણસની જેમ
એની ઝાંખી આકૃતિ દેખાય છે મને
ખંડમાંથી

ઝંઝાવાત શમી જાય છે
ચાંદની જેવો તડકો નીખરે છે
કાગડાની પાંખોનો ધીમોધીમો ફફડાટ
કાગડા ઊડી જાય છે
અવાજ વગર

પારદર્શક કાચની બારીબહાર
દેખાય છે મને
ખંડમાંથી
શૂન્યાવકાશ
▢

## ▫ કૌશિકરાય પંડ્યા

પંચદ્રવ્ય -૧
આપણાં કરતાં
પંખી
કેવાં સારાં છે
જે
બીજાની ભૂખને
પોતાની ચાંચમાં સાચવીને
ફર્લાંગો સુધી
ઊડતાં રહે છે.

પંચદ્રવ્ય -૨
ઇશુ
તમારો ચહેરો
જ્યારે
હબસીના વાળના
મોહક જથ્થા જેવો લાગશે
ત્યારે
તમારી
બધી જ અવધારણા
રચાશે
માનવીના કૃત્યમાં !

પંચદ્રવ્ય -૩
ઝાડ છું
વેદનાનું
કૂંપળો
એ મારો
ધિત્કાર.
ફૂલો
એ મારાં
ફરફોલાં.
ફળો
બધાં
આંસુનો
વિસ્તાર :
બધું જ
કરુણાંત !

પંચદ્રવ્ય -૪
ભાષા
ભૂખડી
ભૂંડળી
ગાભણી
અધરાતે
મધરાતે
પથારીમાંથી
બેઠા કરી
શાહીથી
સૂરજ
ઉગાડે

પંચદ્રવ્ય -૫
હવે
અમે
વિશ્વ માનવી
બની ગયા છીએ
કારણ કે
અમારા
હાથમાં
અણુબૉમ્બ છે !
▫

## **હેલી** ❑ **પ્રબોધ ર. જોશી**

વિસ્તરતી ઘનઘોર ઘટામાં
અમૃત-ધારા ભીની ભીની

ઊડતી ઊડતી આવે સોડમ
ઝૂમ ઝૂમ આ વૃક્ષો

વીજ ઝબકારે ઝળહળ ભીતર

અદ્ભુત આ કે અખિલ આખું
અવિરત જામી હેલી...
❑

## ❑ **જયા પ્રભા** (૧૯૫૭) ❑ **સુ. દ.**

(તેલુગુ)

(૧) એ જ છે રહસ્ય
વરુએ કહ્યું
એ શાકાહારી છે
વાઘે સંમતિમાં ડોકું હલાવ્યું

(૨) પ્રેમ
કિનારા પરની રેતીમાં
ખોવાઈ ગયેલી વીંટી જેવો
છે પ્રેમ

મળશે એની આશામાં ને આશામાં
તમે શોધ્યા જ કરો
વીંટી કેમેય કરી મળતી નથી.
આશા મરતી નથી.
જીવનની આસપાસ કંટાળો
પથરાય છે રેતીની જેમ
❑

## કાવ્યાસ્વાદ ▫ વિનોદ જોશી

નહીં સંત કે સાંઇ-
ના યમ કે ના નિયમ
        મંત્ર કે તંત્ર અમારે કાંઇ...

અમે અમારે હરીએ ફરીએ
        મુક્ત પવનની સંગ,
પદ્માસન-સદ્માસન અમને
        બધું ફિતુર ને ફંદ !

આજ અહીં બસ- કાલ કહીંની
        ફિકર ન અમને કાંઇ...

વિરમ્યા ત્યાં વૈકુંઠ અમારે
        ભાળ્યા તે ભગવાન,
ક્યાંય જવું ના, કૈં જ થવું ના
        કશા ધરમ ને ધ્યાન !

હોવાથી અદકું બીજું શું
        હોઇ શકે સુખી આંહીં ?...

—જયન્ત પાઠક

બેફિકરાઇ પણ જીવનનો એક ઢંગ છે, તેમાં જીવનની ઉપેક્ષા છે તેવું નથી. જીવનને માણવાની એ પણ એક વિશિષ્ટ રીત છે. વિશિષ્ટ એટલા માટે કે તે સરેરાશ રીતે જીવાતી જિંદગી કરતાં ફંટાઈને ચાલે છે. એ રીતમાં કોઇ પૂર્વનિર્ધારિત ભાત હોતી નથી. તેમાં નિજ ચાલે ચાલવાની મોકળાશ હોય છે. જાત સાથેનું સમાધાન નહીં પણ સંગતિ તેમાં અભિપ્રેત હોય છે. આવી ચાલે ચાલવામાં જોખમ પણ છે, જવાબદારી પણ છે; તેમાં સાહસ પણ જોઇએ, વિવેક પણ જોઇએ.

આ કવિતામાં પોતાના હોવાથી ઇતર સર્વનો પરિહાર કરતા કવિની આવી બેફિકરાઇની મુદ્રા દેખાશે. આમ જુઓ તો અહીં એક અતંત્ર એવા મિજાજી માણસનો પોતાની જીવન રીતિ વિશેનો ઉદ્ગાર છે. પણ તેમ જુઓ તો સામેની પરિસ્થિતિઓ માટેના નિષેધનું ગણિત પણ તેમાંથી આપોઆપ ઊકલતું આવે છે. પોતાની પસંદગીની સાથે જ પોતાની નાપસંદગી પણ સમાંતરે અહીં વ્યક્ત થાય છે.

કાવ્યના પ્રારંભે જ સંત કે સાંઇ, યમ કે નિયમ, મંત્ર કે તંત્ર જેવી ધરીઓને ફગાવી દેતા કવિ કોઇ કોષ્ટકમાં બંધાવા ઇચ્છતા નથી તેવું સ્પષ્ટ કહી આપે છે. એમને પદ્માસન અને સદ્માસન બેઉ ફિતુર-ફંદ લાગે છે. વ્યવહાર જીવન સાથે જોડાયેલી આ સર્વ જથ્થોજથ્થાનો કવિ ઉપહાસ કરે છે અને તેમાં રહેલા ભંગુર તથ્યોને ફગાવી દે છે.

કવિ જેનો નિષેધ કરે છે તે બધું શા માટે નિષેધપાત્ર તેનું કોઇ સીધું કારણ આપતા નથી. પણ લાક્ષણિક રીતે સમજાવે છે કે એ બધી બાબતો મનુષ્યને બાંધનારી છે, મુક્તિનો અનુભવ આપનારી નથી. કવિ આવો અનુભવ નિસર્ગમાંથી શોધી લે છે અને ત્યાં વિહરવું પસંદ કરે છે. તેઓ કહે છે :

'અમે અમારે હરીએ ફરીએ
મુક્ત પવનની સંગ'

પવનની મુક્તિ જેવી મોકળાશ પોતાને સાંપડી છે. પવનનું કોઇ ઠામઠેકાણું નથી. આજ અહીં તો કાલ ક્યાંક બીજે એ તેની નિયતિ છે. કવિ જાણે ઇચ્છે છે કે પોતે પણ ક્યાંય અટકે નહીં, રોપાય નહીં, કેવળ ગતિ જ હોય. નિજાનંદની આથી વધુ ઊંચી કક્ષા બીજી કઇ હોય? જેને જોઇ શકાતો નથી, કેવળ પરખી જ શકાય છે તેવા અમૂર્ત પવનનો સંગ સેવતા કવિ જાણે કોઇ અકળ એવી યાત્રાનો પ્રવાસ કરતા દીસે છે. અલક્ષ્ય અને અવિરામ એવી આ યાત્રા અનંત છે તેનો ઇશારો પણ પવનના સંકેતથી કવિ આપી દે છે. મુક્ત પવનના પ્રારંભ કે અંતને પામવા મુશ્કેલ છે. કવિ પણ પોતાની યાત્રાને એવા બેઉ છેડાથી મુક્ત કરી દે છે અને અસ્તિત્વના અર્થને પોતાની હયાતી પૂરતો મર્યાદિત ન રાખતાં અનંતમાં ભેળવી દે છે. આટલી ગંભીર વાતને 'અમે અમારે હરીએ ફરીએ' તેવા સરળતાવાચી સ્વાભાવિક શબ્દોમાં કહી દેવાની કવિની રીત પણ નિરાળી છે.

ધર્મ-ધ્યાનની ટેક્સ લાકડીથી કશું પામવાનો કવિનો ઇરાદો નથી. એ બધું તો તેઓ ઇન્કારી ચૂક્યા છે. તે સર્વની પોકળતાનો એમને ખ્યાલ છે. કદાચ એ માર્ગ એમને પસંદ નથી એટલે એ સહારો એમને ખપતો નથી. આ કવિ તો એવું માનનારા છે કે જ્યાં વિરમીએ તે વૈકુંઠ. જેને જોઇએ તે ભગવાન. જો વૈકુંઠ એક જ હોય અને ભગવાન પણ એક જ હોય તો તે સહુને સાંપડે નહીં. જે સહુને સાંપડતું નથી તે કોઇને સાંપડતું નથી. કુદરતે પોતાનું કશું જ કોઇ અમુકને માટે બનાવ્યું નથી. એણે જે કંઇ સર્જ્યું છે તે સઘળું સહુને માટે છે. કવિ અહીં વૈકુંઠ અને જે તે નામધારી ભગવાન તો માણસની બુદ્ધિની નીપજ છે તેવું ગર્ભિત રીતે કહી આપે છે. એક વૈકુંઠમાં આટલા બધા ભક્તો શી રીતે સમાય? એક ભગવાન આટલા બધાને શી રીતે સાચવે? હકીકતે દરેક સ્થાન અને દરેક મનુષ્ય વૈકુંઠ અને ભગવાન જ છે. જો માનીએ તો છે નહીં તો નથી.

પણ કવિ તો એમ જ માનીને ચાલે છે અને એટલે જ એમને મન ધર્મ-ધ્યાનથી કૂંચીઓ નકામી છે. 'ચરણ રુકે ત્યાં કાશી' એવો સૂર અહીં, 'વિરમ્યા ત્યાં વૈકુંઠ' એવા ઉદ્ગારમાં વધુ ઊંચે ચડે છે. જે કંઇ દેખાય છે તે સર્વમાં ભગવાનનું આરોપણ કરવાનો કવિનો મનસૂબો સર્વત્ર ભગવાનના હોવાનો સ્વીકાર છે. કોઇ એક સ્થાને કોઇ એક ભગવાન હોવાની વાત કવિને મંજૂર નથી. આમ જોઇએ તો વૈકુંઠ અને ભગવાનની વાત જ કવિને મંજૂર નથી. એમને તો 'વિરમ્યા ત્યાં' અને 'ભાળ્યા તે' એવી બે ક્રિયાઓનું પરિણામ જ સર્વોપરિ છે. એને જો કોઇ વૈકુંઠ કે ભગવાન કહેતું હોય તો કવિને તેનો વાંધો નથી.

સુખની વ્યાખ્યાઓ રચવામાં વ્યસ્ત પંડિતો માટે કવિ જાણે અંતિમ અને એકમાત્ર સત્ય આગળ કરી આપતા હોય તો તે આટલું જ કે હોવાથી અધિક બીજું કોઇ સુખ હોઇ શકે નહીં. આ જગત પર મનુષ્ય શરીરનું અસ્તિત્વ એ એકમાત્ર એવી બાબત છે જે સર્વ પ્રતીતિઓના મૂળમાં છે. પ્રતીતિઓ આપણી ઇચ્છા પ્રમાણેની હોય તો આપણું હોવું પણ આપણી રીતે પળોટાઇ શકે. છીએ માટે બધું છે તેવી પૂર્વશરતનો અસ્તિત્વવાદી ઉદ્ગાર કવિની ફિલસૂફીને બહુ સાદી છતાં નિરાળી રીતે અહીં ઉતારી આપે છે.

કાવ્યના અંતે કવિ જાણે આપણો ઉત્તર 'ના'માં માગી રહ્યા હોય તેવી પૂર્વયોજના કરી ચૂક્યા છે તેનો ખ્યાલ આવી જાય છે. કવિની આ ચતુરાઇ છે તેવું નથી. પ્રમાણોનાં ત્રાજવે તોળીને એમણે એકએક વાતને બહુ સંતુલિત રીતે કહી છે. તેની પાછળ દર્શનનું ઊંડાણ છે તો સત્યનો રણકો પણ છે. એક નિર્દંભ અને નિરાળા મનુષ્યની જીવનરીતિનો પ્રતિઘોષ છે તો સમાંતરે પ્રેરણાનો આછો શો આભાસ થાય તેવો સંકેત પણ છે. કવિ રાજેન્દ્ર શાહની પંક્તિ અહીં સ્મરણે ચડે છે:

'મન મારું લેઇ જાય ત્યાં જીવું
પ્રેમને સન્નિવેશ, નિરુદ્દેશે!'

'કોઇ ફૈન-ફિતુરીમાં બંધાવાને બદલે મુક્ત પવનની સંગે હરતા ફરતા આપણા આ કવિએ પોતાની આ વાતને બાંધવા માટે કવિતાનો મંત્ર પસંદ કર્યો છે તે આનંદ પમાડે તેવી વાત છે!



☐ સુ. દ.

નિવૃત્ત થયેલા માણસો સમયના ખંડમાં
પોતાના જ પડછાયા પકડવાની
રમત રમી રહ્યા છે.
ક્યારેક એક આંખથી જોયા કરે છે
વીંધાઈ ગયેલા યૌવનના હરણને
તો બીજી આંખથી
ગુપચુપ જોઈ લે છે
પોતાના જ પલંગની પાછળ
ઊભા રહેલા ખંધા મરણને.
હજી થોડુંક જોવું છે, હજી વધુ જીવવું છે.
એવી જાગે છે યયાતિ જેવી
હયાતી માટેની વાસના.
હોઠ પર ચીતરે છે
નર્મદની પંક્તિ-
'હરિ ! તું ફરી જોબનિયું આપે'
અને આંખ સામે તરવરે છે
કે એક વાર લોથપોથ થયેલું હરણ
જાગે અને વિશ્વની ગતિએ દોડે
અને માની લ્યો કે હરણ સ્હેજ જાગ્યું પણ ખરું
અને દોડ્યું પણ ખરું,
પણ પાછળ પારધીનો પડછાયો તો
ઊભો છે એમ ને એમ.
રેતીના સમુદ્રમાં મેઘધનુષનો સેતુ
કડડભૂસ થઈ જાય છે
અને પ્રયોજન વિના હાંફી ગયેલા માણસો
સમયના ખંડમાં...

☐

## ❑ દત્તાત્રય ભટ્ટ

(૧)
સાંજ પડે ને ધૂળિયો મારગ રણઝણ પ્હોંચે ઘરને ખીલે,
વગડો આખ્ખો કિચૂડ... કિચૂડ... હાલતો રે'તો ચીલેચીલે.

આભનો લઈને ટહુકો ચાંચે પંખી વિરમે જઈને માળે,
ખેતર ઓઢી ઝાડવાં સૂવે, કોસ લંબાવે કૂવાથાળે.
રૂમઝૂમ રૂમઝૂમ ચાલતા ભારા વાત કરે ને હાથે ઝીલે,
સાંજ પડે ને ધૂળિયો મારગ રણઝણ પ્હોંચે ઘરને ખીલે.

થાકેલ ફળિયું ચહેરો લૂછે, હોકા બીડીયું ચોતરો પીવે,
પેન ને પાટી રમતું માંડે, કંગન નીરખે ઝાંખે દીવે.
પોરો ખાતો ચૈતર માળો વ્હેતો રે'તો ખુલ્લા ડીલે,
સાંજ પડે ને ધૂળિયો મારગ રણઝણ પ્હોંચે ઘરને ખીલે.

ઘૂમઈ ઘૂમઈ આંખો ચૂવે, નેહના ચૂલે ધાન રે કોળે,
પાટલા વાળુ કરવા હાટુ, હાંક સુણે ને વળતા ટોળે.
કોળિયે કોળિયે હાશ રે થાતાં, મોભ ને નેવાં ઘૂમટે ખીલે,
સાંજ પડે ને ધૂળિયો મારગ રણઝણ પ્હોંચે ઘરને ખીલે.

(૨)
હાશ રે કે'તો વાયરો બેસી જઈને ડાળે, એમ વિચારે;
'હાલ અવે ઈ પોરો ખઈ લઉં, બાંધવા સે ક્યાં ઘર રે મારે?'

આમ રે દોડે, તેમ રે દોડે, કોણ રે એનો મારગ રોકે?
આભને દૈ દે નીર રે થોકે, કોણ રે એને સે'જ રે ટોકે?
ચાંદની પી ચકચૂર થયેલા વાયરે તડકા જખ રે મારે,
હાશ રે કે'તો વાયરો બેસી જઈને ડાળે, એમ વિચારે;
'હાલ અવે ઈ પોરો ખઈ લઉં, બાંધવા સે ક્યાં ઘર રે મારે?'

વગડો થઈને સીમમાં દોડે, કૂંપળ પ્હેરી છમ્મ રે નાચે,
ખેતરાં થઈને ડૂંડલે ડોલે, મસ્ત થઈને રામમાં રાચે.
મૌન થઈને પાંદડાં સાથે ગોઠડી માંડે રોજ સવારે,
હાશ રે કે'તો વાયરો બેસી જઈને ડાળે, એમ વિચારે;
'હાલ અવે ઈ પોરો ખઈ લઉં, બાંધવા સે ક્યાં ઘર રે મારે?'

(૩)
ક્યારેક આજકાલ કૈં એવુંય થાય છે,
આંખો રહે છે બંધ ને જાગી જવાય છે

ભીના થઈ ગયા ધરાના ઓરડા બધા,
આકાશમાં રહીને એવું કોણ ન્હાય છે ?

જંગલ થતાં સપાટ એવું જોઈ જોઈને,
સૂરજ તો ઠીક મેઘ પણ કોધે ભરાય છે.

જે કૈં હો ભાર તેય ફંગોળી પછી જુઓ,
ઊછળે ન હાથપગ ભલા તોયે તરાય છે.

પાકું મકાન તત્ત્વનું બાંધ્યું ભલે તમે,
આ પિંડ બીજું કૈં નથી કેવળ સરાય છે.

(૪)
પથ્થરોમાં પર્વતો પડઘાય છે,
બુદબુદામાં સાગરો છલકાય છે.

સાંભળે છે ભીંત વાતો, જાણીને
પુસ્તકો ભેગાં મળી મલકાય છે.

શબ્દ તાગી ક્યાં શકાયો કોઈ દિ'?
અર્થ રૂપે જૂજવો સમજાય છે.

રોજ રેતી સૂર્યમાં ઘૂમ્યા કરે,
તે છતાં ક્યાં ઝાંઝવાં શોષાય છે ?

શૂન્ય મારામાં અચાનક વિસ્તરે,
વિસ્તરણમાં ઝાંઝરી ઝણકાય છે.
□



જગન્નાથ રાજગુરુ

## ફૂલ સૂંઘે વનમાળી ▫ જગન્નાથ રાજગુરુ

મારું ફૂલ સૂંઘે વનમાળી,
હું છાજાનો છોડ
મારે શું હોય પાન કે ડાળી ?
મારું ફૂલ સૂંઘે વનમાળી.

નવા વરસના પરોઢિયે મને શુકનવંતી કીધી,
હરિ સાથિયા બન્યા ને મુજને રંગોળી કરી દીધી,
કુમકુમ, અક્ષત, શ્રીફળથી હું શણગારેલી થાળી,
મારું ફૂલ સૂંઘે વનમાળી.

બત્રીસ કોઠે દીવા પ્રગટે એવા સુખમાં નાખ્યા,
અમે પૂનમની રાત ને વ્હાલે ચાંદરણાંથી ચાખ્યા,
હરિ ! અજીઠી તમે કરી એ ઉપાડો પતરાળી,
મારું ફૂલ સૂંઘે વનમાળી.

મીરા કે' પ્રભુ ! ખાલી કરવો મારે ક્યાં જઇ કોઠો ?
તમને અવસર મળશે મુજને મળે ન આવો મોકો,
મહેક મહેક ફૂલવાડી મારી શ્યામ લેશે સંભાળી,
મારું ફૂલ સૂંઘે વનમાળી.

▫

### ▫ હિતેન આનંદપરા

એક અજાણી ગલી તરફ પગરવ અંતે ફંટાયો
પ્રતિબિંબ એક હસતું - રમતું જરીક પડખું ફરે
ને એનો બની જાય પડછાયો

મન કહે કંઈ કહું કહું , પણ જીભ ઉપર છે પહેરો
રહી ગયેલી વાતો ચહેરા ઉપર ફરતી ફેરો
કોણ ઉકેલે બંધ આંખમાં ગહેરો મરમ સમાયો

ઉછીના ધબકારે થોડા શ્વાસો વહેતા થાય
કઇ ઘડીએ તારો ખરશે નભને ના પૂછાય
દીવો મનમાં બોલે મૈંને રામરતન ધન પાયો

▫

## રસ્તો ▢ મંદાક્રાન્તા સેન ▢ યોસેફ મેકવાન

(બંગાળી)

તમારી આંખોમાં લાંબો એક રસ્તો ઊભો છે એમ જ...
આટલા બધા દિવસોમાંય તેને જોયો નહીં
આજે જ્યારે આંખો ફેરવી દીધી છે
(ત્યારે) નજરે ચડ્યો એ રસ્તો
વચ્ચે વચ્ચે દર્દભર્યા વળાંક
રસ્તાની બંને તરફ મેદાન, હર્યાંભર્યાં ખેતર.....
આ બધું જ ઊભું છે એમ ને એમ.
ક્યારથી, તમને તો એ પણ બરાબર યાદ નથી.
આંખોમાં સ્થગિત પડ્યો છે માત્ર નિર્જન રસ્તો.

બીજી તરફ, કોસભર ફેલાયેલી જલભૂમિનો વિસ્તાર

જ્યાં રસ્તો પણ દુરાશા જેવો લાગે છે
કાંટાળી ઝાડીઓ, ખારાશભરી રેત,
ક્યાંય લેશમાત્ર દયા નહીં.
આ બધું વટાવીને ચાલી રહ્યું છે કોઈ
એને તમે જાણો છો ?
એ કદાચ રસ્તો ન શોધી શકે, તમે એને કશું કહેશો નહીં,
તમારી આંખોમાં એક રસ્તો ઇંતેજારમાં છે.

▢

▢ પરાગ મ. ત્રિવેદી

મજૂર બધા
ઊંચકી ખાલી-પેટ,
ભરે ઓદામ !

▢

▢ સૂ.દ.

જેનાથી કદીયે વૃક્ષ ઊગે નહીં
એવા આ ચિત્ર-વિચિત્ર શહેરને
કાયમને માટે દાઝેલી ભોંયમાં
દાટી દીધું છે
અને એના ઘોંઘાટને
એટલી હદે ચૂપ કરી દીધો છે
કે એના પડઘાના પડછાયાઓ પણ
આપણા હાથમાં આવે નહીં

▢

## ઝાડને ઘર જોઇએ ▫ અરુણ સાખરદાંડે ▫ ઉષા પટેલ

(કોંકણી)

એક ઝાડ જિદમાં
મારા ઘરમાં ઘૂસ્યું
ઘણી વાર એને ઉખેડ્યું
બહાર ફેંક્યું
તો પણ બેશરમ
બીજે દિવસે ઘરમાં ઘૂસી
મૂળિયાં ફેલાવે.

ચાર દિવસ પછી
હું ટીવી જોતો હતો

આશ્ચર્ય
ઝાડની એક ડાળી ટીવીમાંથી બહાર આવી
પરમ દિવસે પૂજાઘરમાં ગયો
પૂજાઘરમાં એનાં મૂળિયાનાં
જાળાં બાઝ્યાં હતાં.
હવે દરેક ઓરડામાં એનાં મૂળિયાં
ટાઇલ્સ તોડીને બહાર આવે છે.
મારાં સ્વજનો
ઘર છોડી ગયાં
છેવટે મેં વિચાર્યું
એ ઘરને મારી છાતી પર રહેવા દઇ
બિસ્તરા બાંધી
હું કશે ચાલ્યો જાઉં
પો ફાટ્યું, ત્યારે હું જાગ્યો
હું પડખું ફરી શક્યો નહીં
મારા પગમાં મૂળિયાં ફૂટ્યાં,
તેની પર કુમળાં નાનાં પાન
ચમકી રહ્યાં'તાં.

▫

## પહેલું નામ ❑ પ્રેમ રંજન અનિમેષ ❑ સુશી દલાલ

(હિંદી)

બાળકે જાણ્યું
મા
ચૂલાની આગનું
બીજું નામ છે

બાળકે જાણ્યું
મા ત્યાગનું બીજું નામ છે

મા-નું પહેલું નામ
શોધી રહ્યો છે બાળક...
❑

## કાન રમે તો... ❑ રતિલાલ સથવારા

કાન રમે તો આવું
નહિ તો પાછાં જાવું.

ચાંદલિયો સળગે છે આભે; બાળે તરુવર છાયા,
પવન અમૂંઝણ દૈને ગાજે; રવરવતી મુજ કાયા,
કાન લખે તો આવું
નહિ તો એકલ જાવું.

ગોપ-બાલનાં ટોળેટોળા વૃંદાવનની વાટે,
ભલે, બેસવું એકલ ઓરાં જમુનાજીને ઘાટે,
કાન હસે તો આવું
નહિ તો અવળાં જાવું.

આજ ઘણી વાંસળિઓ જાગી; કાનાની ક્યાં વાગે?
કીધ અડપલાં ભૂલી-આજે મન રમવાનું માગે,
કાન કહે તો આવું
નહિ તો કશે ન જાવું.
❑

## જ્યારે ભૂખ પર ચર્ચા થશે ▫ અશોક સિંહ
▫ સુશી દલાલ
(હિન્દી)

જ્યારે ભૂખ પર ચર્ચા થશે
ત્યારે રોટીની યાદ આવશે જ
જેમ અંધારા વિશે વાત કરીએ
ત્યારે અજવાળું આપમેળે આવી જાય છે વચમાં

રોટીનું સ્મરણ સ્વાભાવિક જ નહીં
જરૂરી પણ છે ભૂખને માટે
અને ભૂખને પણ રોટીનો સવાલ

જ્યારે અમે રોટીની વાત કરીએ છીએ
તો જાહેર છે -
અમે ભૂખ્યા લોકોની વાત કરીએ છીએ

ભૂખ્યા લોકોના પક્ષમાં રહીને
રોટીની વાત કરવી
ધરાયેલા લોકો સાથે દલીલ કરવા જેવું છે

ધરાયેલા લોકોનો તર્ક છે કે
રોટીનો મુદ્દો બનાવીને
રોટી પર દલીલ કરીને
રોટીની રાજનીતિ કરવાની

જો આ સાચું હોય
તો હું એવી રાજનીતિના પક્ષમાં છું

હવે જોવાનું છે કે
અમારા પક્ષમાં કોણ-કોણ છે ?

▫

## આસ્વાદ ▫ રાધેશ્યામ શર્મા
### અટુલાપણાની ભીતિમાંથી રસકીય પલાયન

ઘરમાં રમતી એકલતા ને
વાત ગગનની કરી
તોડી નાખ્યા જાતે દરવાજા
બહાર જતાં એ ડરી.

થાકેલું ઘર લઈ હાથમાં
વનરાઈમાં દોડું
બાંધેલા અશ્વો વર્ષોથી,
હાશ ! શ્વાસમાં છોડું.
કર્યા હાથ હોંશે લાંબા
ત્યાં ગયાં આંગળાં ખરી.

ચાલ સમેટી સઘળું જરી
સૂકવું પડછાયો તડકે
રૂંધાતી બે બુંદ રૂમાલે
વેરાતી સૂની સડકે
બિંબ-પ્રતિબિંબ ગાગરમાં :
તો ય ગયાં કિનારો તરી.
('કવિતા') - નીલેશ રાણા

ભલે પૃથ્વીનો છેડો ઘર મનાયું પણ ઘર જ્યારે ઉષ્મા આપવાને બદલે સંયોગવશાત્ એકલપણાનો, અટુલા પડ્યાનો એહસાસ આપે ત્યારે શું? વળી કવિજનો કે એમનાં નાયક-નાયિકાઓ ભીડની ભીંતો ઓળંગી એકાન્ત-સંગાથ સમાગમ પણ વાંછતા હોય છે. આવી દ્વિદલીય સંકુલ વાતને તદ્દન સરલ બાનીમાં મૂકવાનું સાહસ રચનાની પ્રારમ્ભિક પંક્તિઓ કહી શકી છે : 'ઘરમાં રમતી એકલતા ને વાત ગગનની કરી.' કર્તા કદાચ નાયિકાના સંદર્ભે જ સ્થિતિ વર્ણવે છે કે ઘરમાં ભલે એકલતા રમતી લાગે પણ એય જ્યારે ડંખવા જેવું કરે ત્યારે ભય ભગાડવા માટે ઘરને બદલે ગગનની વાત શરૂ કરે છે. હાં, પછી? 'તોડી નાખ્યા જાતે દરવાજા, બહાર જતાં એ ડરી.' ગગન સ્વયં પંખી-સ્વાતંત્ર્યનો પર્યાય એટલે સાહસ કરવાની હિંમત જહનમાં પરોવી જાય. એટલે ઘરના મુંઝારાથી કંટાળી જાતે દરવાજા તોડી નાખે છે છતાં કવિ કહે છે એમ 'બહાર જતાં એ ડરી.' સુજ્ઞો પામી શકે કયા દરવાજા (ઘરના? મનના?) તોડી નાખ્યા અહીં? બહાર એવું કશુંક છે. (નરકનું કે રેતનું બવંડર !) જેનાથી તે ડરી ઘરમાં રહેવાનું ગમાડે છે.

કૃતિનો બીજો અંતરો-સ્તબક આ લખનારનો પસંદીદા અંશ છે : 'થાકેલું ઘર લઈ હાથમાં, વનરાઈમાં દોડું'...રહેવું તો પડ્યું આ ઘરમાં જ- જે જાતે શ્રમસિક્ત છે, નિવાસીના મનના પ્રતિબિમ્બ સમું થાકેલું છે એટલે 'પૉઝિટિવ ઍસ્કેપ' કરી કલ્પનામાં નિરુપાયે છલ્લાંગ મારી વનરાઈમાં દોડી જાય છે. હવેની કડીઓ સ્પર્શગત અને કાઇનેટિક કલ્પનને ઊંડળમાં લઈ ઊતરી છે :

**બાંધેલા અશ્વો વર્ષોથી, હાશ ! શ્વાસમાં છોડું**
**કર્યા હાથ હોંશે લાંબા ત્યાં ગયાં આંગળાં ખરી**

ગતિમયી ઇમેજ ખરી પણ કારુણ્યઝરતી. વર્ષોથી દમિત બાંધેલા ઘોડાઓને એક હાશ ! - ના ઉદ્ગાર સાથે શ્વાસમાં વછોડી મુકાયાની કલ્પના કર્ષક છે. બહાર તો નીકળાય એવું નહોતું એટલે જાતને બદલે હાથે હોંશે લાંબા કર્યા તો- ત્યાં ગયાં આંગળાં ખરી !' ઠરીને ખરી પડે આંગળાં એવું બરફીલું તોફાન બહાર હતું. જોકે 'કર્યા હાથ હોંશે લાંબા' પંક્તિનો એક ભાવક લેખે મારો લક્ષણાર્થ જરી જુદો છે. ઘરમાં, એની ગૂંગળામણી એકલતામાં ફસાયેલા માટે- એના ફ્રેન્કની જેમ ? - હોંશે હોંશે હાથ લંબાવવાની ક્રિયા, ગગન પાસે સ્વાતંત્ર્યની ભીખ યાચવા જેવી સ્થિતિ લાગે છે.

સ્વીડિશ મુત્સદી દાગ હેમરશિલ્ડે એમની 'ડાયરિઝ'માં અવતારેલું વિધાન અહીં અરેખર પ્રસ્તુત છે :

"Pray that your loneliness may spur you into finding, something to live for, great enough to die for."

અહીં મરવાની તો વાત નથી પણ જીવ જવા કાજે અશ્વોને 'હાશ' કરી છોડવાની સુવિધા તો છે.

અંતિમ સ્તબક પણ મનોમન ઊઠેલાં ભાવ-સ્પન્દનોને મુક્ત મિજાજમાં વ્યક્ત કરે છે : 'ચાલ સમેટી સઘળું સૂકવું પડછાયો તડકે.' તડકો હોય ત્યાં, હોય તો પડછાયો સુકવાયને ? હકીકતે અહીં સૂરજતડકો નથી પણ મનથી તડકો ખડો કરી પડછાયાને સૂકવવાનું જલ્પન છે ! છેલ્લી ચાર પંક્તિઓ અધિક સંકુલ છે : 'રૂંધાતી બે બુંદ રૂમાલે, વેરાતી સૂની સડકે.' રૂમાલમાં બે અશ્રુબુંદ પડ્યાં છતાં નાયિકા જાણે રૂંધાતી જ રહી અને સૂમસામ સૂની સડક પર વેરાતી રહી. અને છેવાડે-

**'બિમ્બ-પ્રતિબિમ્બ ગાગરમાં : તો ય ગયાં કિનારો તરી.'**

ઘરગથ્થુ એકાન્તમાંથી કલ્પનાબળે ક્યાંના ક્યાં પહોંચી જવાયું ! અહીં સાગર તો છે નહીં, છે કેવળ અટળ તથ્ય સમી ગૃહ-ગાગર જેમાં અટુલાં બિમ્બ-પ્રતિબિમ્બ આખરે કિનારો તરી ગયાં / અહીં મુક્તિ સાંપડયાનો સ્થિર અનુભવ છે.

ગીતમાં આવતા રહેલા કરી- ડરી- ખરી- તરી, દોહું- છોડું, તડકે- સડકે જેવા પ્રાસો ડૉ. નીલેશ રાણાના ઇસ્થેટિક થર્મોમિટરના પારાનો પ્રસન્નકર આલેખ આપે છે.

❑

❑

❑ સુ.દ.

આંધળી ગલીમાં ઊભેલું
એક વૃક્ષ
પાનખર તરફ પ્રયાણ કરે છે
ત્યારે
એને ખ્યાલ પણ નથી
કે ક્યાંક
એની અંદર
વસંત સળવળ્યા કરે છે.
❑

## ચીથરું સુખ લખું છું ▢ નીરજ કુમાર (૧૯૬૯) ▢ સુરેશ દલાલ
(હિંદી)

હું
શહેર લખું છું / ગામ લખું છું
કોઈ અનામી સંબંધની શાહીથી
તારી તસવીર લખું છું
જ્યારે ક્યારેક આવે છે મુશ્કેલી
તારા નિસાસાનો ચિત્કાર લખું છું.
જે કંઈ લખું છું.
તે કાબરચીતરું કરતો જાઉં છું.
હું
ખલનાયકનો પદધ્વનિ લખું છું.
અમૂર્ત સંસ્કારનો પરિચ્છેદ લખું છું.

તારી આંખની બેહાલી લખું છું.
જ્યારે ક્યારેક તૂટે છે અસ્મિતા
તારા ન સીવાનો ખ્યાલ લખું છું.
જે કંઈ લખું છું
તે નગ્ન કરતો જાઉં છું.
હું
કણસતા પશુની પીડા લખું છું
નરસંહાર અને આત્મસંહાર લખું છું
તારી સ્મૃતિનું મરણ લખું છું
જ્યારે ક્યારેક પ્રશ્નચિહ્ન હોય છે
ત્યારે પૂર્ણવિરામ લખું છું
જે કંઈ લખું છું
સાદા કાગળ પર લખું છું
હવે હું
નથી લખતો.
કારણકે જે કંઈ લખું છું
ચીથરું સુખ લખું છું
▢

▢ સુ.દ.
બુધ્ધના સ્મિતના ઉઝરડાને
જાણ્યા પછી
ને
ઈશુના જખમને ચૂમ્યા પછી
કદાચ
પ્રકટે કવિની કરુણા
▢

## જંગલનો કયદો ❑ ઝહેરા નિગાહ ❑ મહેશ દવે

( ઉર્દૂ )

સાંભળ્યું છે મેં કે હોય છે જંગલમાં
જંગલનો કાયદો

સાંભળ્યું છે
કે ધરાઈ ગયો હોય સાવજ
પછી કરતો નથી એ શિકાર
ચાલ્યો જાય છે એ છાંયડાવાળાં ગાઢ વૃક્ષ નીચે
આરામ કરવા
અને આકરા વાયરાના ઝપાટા ઝંઝોરે વૃક્ષની ડાળીઓ
ત્યારે રે'વા દઈ પોતાના બચ્ચા બાજુએ
કાગડો રક્ષે છે પોતાની પાંખોથી
કોયલના કમજોર ઈંડા.

મેં સાંભળ્યું છે
નીચે પડી જાય માળામાંથી પક્ષીનું બચ્ચું
ત્યારે બચાવવા તેને
જાગી ઊઠે છે આખુંય જંગલ.

સાંભળ્યું છે મેં
કે જ્યારે પડે છે સુગરીના માળાનું પ્રતિબિંબ સરોવરમાં
ત્યારે સ્વીકારી લે છે તેને પડોશી તરીકે રૂપેરી માછલીઓ
અને તૂટી જાય જો પુલ વાવાઝોડાથી
તો લાકડાના તરતા પાટિયા પર
એક લાઈનમાં ચાલે છે ખિસકોલી, સાપ, બકરી અને ચિત્તો.

મેં સાંભળ્યું છે
કે જંગલમાં હોય છે જંગલનો કાયદો
ઓ સર્વશક્તિમાન, સર્વવ્યાપી, સર્વજ્ઞ ભગવાન,
કરો ઘોષણા કાયદાની આ મારા શહેરમાં,
ભલે ને પછી હોય તે જંગલનો કાયદો.

❑

❑ મહેશ દવે

કોઈ આવે અમથું અમથું
  કંઠમાં રમતું રમતું
ગુનગુન ગુનગુન ગુંજન ગુંજે
  ભવમાં ભમતું ભમતું... કોઈ આવે

વાદળમાંથી ઝરઝર ઝરતું
  ચેચ ઉપરથી સરસર સરતું
ધરતીને લીલીછમ કરતું
  સાગરમાં જઈ ભળતું... કોઈ આવે

ક્યારે આવ્યું ક્યાંથી આવ્યું
  એની મને નવાઈ
ઝાલ્યું ત્યાં તો ઊડી ચાલ્યું
  શાને ગયું સમાઈ
જળવાદળની લીલા વચ્ચે
  જીવને ગમતું ગમતું.... કોઈ આવે

## નિદાન

❑ જેમ્સ ટેટ
❑ અનુવાદ : મહેશ દવે.

*લિંકન સાંઠ વર્ષના હતા ત્યારે ડોક્ટરે તેમને જણાવ્યું કે જીવવા માટે હવે લિંકન પાસે ચાલીસ વર્ષ જ છે. પત્ની રેચેલથી લિંકન કશું પણ ખાનગી રાખતા નહોતા. પણ આ વાત તેમણે રેચેલ કે બીજા કોઈ પણ મિત્રને ન કરી કારણ કે આ ઘટસ્ફોટથી કદી અનુભવી નહોતી તેવી એકલતા તેમને પીડવા લાગી. પોતે અને રેચેલ કદી છૂટા પડ્યા હોય એવું તેમને યાદ નહોતું. એમને થયું કે મૃત્યુના ભાવિકથનની રેચેલને ખબર પડશે તો તે અત્યારથી એકલતા અનુભવવા માંડશે, પણ લિંકનના વાણી-વ્યવહારમાં પડી ગયેલો તફાવત અને તેનો સુચિતાર્થ શું છે, તેની રેચેલને બેચાર દિવસમાં જ સમજ પડી ગઈ. તેણે લિંકનને પૂછ્યું, "તમે ધીમે ધીમે મત્યુ તરફ જઈ રહ્યા છો એવું તમને લાગે છે, ખરું ને?" "હા," લિંકને જવાબ આપ્યો, "હું મૃત્યુ તરફ આગળ વધી રહ્યો છું. હવે મારી પાસે ચાલીસ વર્ષ જ છે." "તમે તો અત્યારથી જ મારાથી દૂર થઈ રહ્યા હો એવું મને તો લાગે છે." રેચેલે જણાવ્યું. લિંકને ધીમે હીને કહ્યું, "ધ્યેય વિના ઘસડાતા રહેવું એ જ માણસને મારી નાખે છે."*

# Echoes from the Home Land □ Jay B. Mehta

It was midnight. Weekend, of course,
Only way to grab the cheapest overseas rate.
The phone line is busy, then noisy and
Finally, the familiar voice.

Still young at eighty-two, she worries, "How are you?"
Nothing about her arthritis or insulin dose!
Across the ocean she asks about
The Appalachian weather,
*"How about the sunshine, son?"*
"Ma, it's cloudy here but I am fine," I said.
Then a brief chat with her grandkids in Gunglish...
That's half English and half Gujarati.
Finally back to me, to end the call,
"Take care son, don't worry about me...bye!"

Now, I will never hear that sweet voice again.
Yes, pneumonia! 'The Captain of Death' got her.
Alas, where is her doctor, son? Not at her bedside,
*But awake in Appalachia, waiting beside a phone,*
That doesn't ring!

That was the last conversation.
Twenty five years in a distant land, what did I gain?
How much did I lose?
As I begin counting, I lose myself
To the echoing of her voice, wandering
In the caves of my mind.
*My son shakes me up:*
"Dad, when will you be back home from India?"
I wonder, without my mother...
Where is my home?

( From " Wellspring " - A creative publication of the Quillen College of Medicine, USA. Edition 2004 )

## જાવેદ અખ્તર □ અનુ. રઈશ મનીઆર

सच ये है बेकार हमें ग़म होता है
जो चाहा था दुनिया में कम होता है

ढलता सूरज फैला जंगल रस्ता गुम
हमसे पूछो कैसा आलम होता है

ग़ैरों को कब फ़ुरसत है दुख देने की
जब होता है कोई हमदम होता है

ज़ख़्म तो हमने इन आँखों से देखे हैं
लोगों से सुनते हैं मरहम होता है

ज़हन की शाख़ों पर अशआर आ जाते हैं
जब तेरी यादों का मौसम होता है

સત્ય એ છે કે નકામી સૌને પીડા હોય છે
આપણી ઇચ્છા મુજબ જગમાં કશું ક્યાં હોય છે

સૂર્ય ઢળતો હોય, વન ભેંકાર ને રસ્તો અલોપ
અમને પૂછો તે સમય કેવી અવસ્થા હોય છે?

પારકાંને ક્યારે દુઃખ દેવાની ફુરસદ હોય છે
કામ આવું જે કરે તેઓ *નિકટનાં* હોય છે

જોઈ લીધા છે જખમ તો મેં આ મારી આંખથી
*હોય છે કંઈ લેપ જેવું, લોક કહેતા હોય છે*

ડાળ મારા મનની શેરોથી લચી પડતી તરત
જ્યારે તારી યાદની મોસમનાં પગલાં હોય છે

( "તરકશ" દ્વિભાષીય કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ. ૨૦૦૫, મૂલ્ય રૂ. ૧૭૫)

□ જયન્ત ઓઝા

કલમ, કાગળ અને શબ્દો બધું સાથે મળે કોને ?
નદી કાંઠો, કુટીર, વૃક્ષો, બધું સાથે મળે કોને ?

ક્ષણો આનંદની તો એ જ સાચી હોય છે કિંતુ
ફૂલો, મીઠો પવન, ટહુકો, બધું સાથે મળે કોને ?

હવે રંગો બધા વીખરાય છે આકાશમાં જુઓ
સુરાહી, સ્વપ્નને સૂરો, બધું સાથે મળે કોને ?

થવું છે વ્યકત કંઇ બોલ્યા વિના જાહેરમાં મિત્રો
કથા, સંવાદ ને તખ્તો, બધું સાથે મળે કોને ?

નથી આ પ્રશ્ન મંઝિલ દૂર કે નજદીક હોવાનો
નજર, દિશા અને રસ્તો, બધું સાથે મળે કોને ?



( " આભાસ " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : જયન્ત ઓઝા, ૧ જાનકી એપાર્ટમેન્ટ, નાના બજાર, વલ્લભ વિદ્યાનગર - ૩૮૮૧૨૦, દ્વિતીય આવૃત્તિ ૨૦૦૪, મૂલ્ય રૂ. ૭૫)

## આ મીંઢળ હું બાંધું ? ▢ શુકદેવ પંડ્યા

ભીંતે ચીતરેલ રૂડા ગરવા ગણપતિ,
તમે બોલો આ મીંઢળ હું બાંધું ?
આખા તે આયખાના મઘમઘતા કંચવા ને,
પારકી તે ગાંઠથી કાં ગાંઠું ?

લચી પડે છે હજુ લીલીછમ યાદો,
ને પાપણમાં પોઢી છે રાતો,
હળુહળુ હેતમાં હેળવેલા હોઠનો,
જોને'લી છે ને રંગ રાતો,
અંતરમાં ઊમટેલા વ્હાલના વંટોળને હું,
નાડાછડીથી કેમ બાંધું ?

પીઠી તું ચોળ પછીઃ પહેલા તું બોલ,
આ રાતા તે રંગમા શું ભરવું ?
સાતમે પાતાળ સાવ રેશમમાં વીંટેલા,
સપનાનું મારે શું કરવું ?
પાનેતર પારકું તો ઓઢીને બેસું પણ,
મનની ચોપાટ કેમ માંડું ?

ચોરીના ચાર ફેરા ફરું તો કેમ,
પડે ભવભવના ફેરા નકામા,
આગળના રસ્તાને ભાળે શું આંખ
મળે વીત્યાના પડછાયા સામા,
કાંડું તો બાંધું દેવ તમારા કહેવાથી
આ હૈયાને કેમ કરી બાંધું ?

આખા તે આયખાના મઘમઘતા કંચવા ને,
પારકી તે ગાંઠથી કાં ગાંઠું ?

( " સ્મરણનો દસ્તાવેજ " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૫૦)

## ગ્વાલ ❑ રક્ષાબહેન પ્ર. દવે

[છંદ : શાર્દૂલ-વિક્રીડિત]

શાલિની, સુશીલા, શુભા, શુચિપદા, ગૌરી, ગિરા, ગોમતી,
ગંગા ને સરજૂ, સુલૂ, સુમિ, શીલા - સૌ ગાવડી સંગ લૈ
વત્સા : નંદિની, ચાંદરી, ઋજુ, મુદા, બાંધી ગ્રીવા ઘંટિકા
ચાલ્યા ગોવિંદ દાઉજી લઈ સહે ગોવાળિયા સામટા:-
શ્રીદામો, સુખિયો, ખુશાલ, હીરજી ને તંસુખો, મંસુખો,
સૌ ચાલ્યા ગઉ ચારવા નિજ ખભે લૈ લાકડી, કામળી.
તારામંડળ બીચ ચંદ્ર ચમકે હા, તેમ ગ્વાલો મહીં
શોભે છે ચિત ચોરતા વ્રજપતિ ગોપાલ ચૂડામણિ.

ઠેકે દાદુર જેમ, રીંછ સરખું ચાલે, ઘડી દોડતા.
બોલે કોકિલ જેમ, પોપટ સમું, કેકા કરે મોરની.
માથે મોરનું પીંછ, ફૂલ ફૂલનાં પીળાં સજ્યાં કર્ણમાં
ઓષ્ઠે વેણુ ધરી સુરાગ સૃજતાં જો...જાય... વૃંદાવને.

ઊભા રહો પ્રભુ! ભાળવું તમ કરે આ ચિત્તનું વાછડું
સીધું દોર કરો; - કદી ન વટકે; લૈ જાવ વૃંદાવને.

(" કીર્તનમ્ કીર્તનસંગ્રહમાંથી, પ્રકાશક : પુરુષોત્તમભાઈ ધોળકિયા, શર્કુંત , સ્ટેશન રોડ, સિહોર - ૩૬૪૨૪૦ , પ્ર.આ. માર્ચ ૨૦૦૫ , મૂલ્ય : અમૂલ્ય )

□ કિરણ ચૌહાણ

ઘડીભરમાં હણી નાંખ્યું અમારું ભોળપણ મનમાં,
વિચારોનું - ખબર નહિ ક્યારે બદલાયું વલણ મનમાં ?

....અને જ્યારે પડે કો' પંક્તિના પાવન ચરણ મનમાં,
બધું વિખરાય છે ને તોય લાગે ગોઠવણ મનમાં.

ગઝલ સર્જનની ઘટના આ મુજબ છે - 'હોય રણ મનમાં,'
'પછી પ્રગટાવવાનાં આપણે મીઠાં ઝરણ મનમાં.'

કદી પણ, કોઈને પણ, ક્યાંય પણ, ક્યારેય પણ, કંઈ પણ,
કહી નાખો, પછી રમતું રહે એનું સ્મરણ મનમાં.

કહોને; કોઈ કો'ને ક્યાં સુધી ને કેટલું ચાહે ?
ભલા, ક્યારેક તો બદલાય ને વાતાવરણ મનમાં !

( " સ્મરણોત્સવ " ગઝલસંગ્રહમાંથી, પ્રકાશક : સંકેત પ્રકાશન, ૧૦૦ શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, સૂરત - ૩૯૫ ૦૦૯. પ્ર.આ.૨૦૦૪ , મૂલ્ય રૂ.૬૫)

## रे ईश्वर ! રાધેશ્યામ શર્મા □ અનુ. ડૉ. રજનીકાન્ત જોશી

पक्षियों ने
बिजली के तार के
घोंसले
ऊँचे
बनाएँ
और
रे ईश्वर !
अंडा तो
गिर
गया ...

( " સંબોધન " - હિંદી કાવ્યસંગ્રહમાંથી, મુખ્ય વિક્રેતા : અમૃતા પ્રકાશન, સી/૫, ઓજસ, નહેરુનગર ચાર રસ્તા, અમદાવાદ - ૩૮૦૦૦૧, મૂલ્ય રૂ. ૬૫)

## દુહાષ્ટક ❑ હસમુખ કે. રાવલ

કૂવા, કોતર કે નદી પાંખા સૌ આધાર
સેતું શરણું આભનું વરસે અનરાધાર.

ભીતર ભીંજે ભોમકા નદીઓ ગાંડીતૂર
વ્હાલાં વાર્યાં રાતમાં આંબે ટીક્યા સૂર.

પકવી કાચું ચામડું ને તેં ધોઈ છાપ
હું તો કેવળ ઢોલકી તું મંગલમય થાપ.

નિશદિન ખેડું જાત ત્યાં તારા કણ વેરાય.
હર રોમે તું ઊગતી હર શ્વાસે લહેરાય.

તારી સોબતમાં મને બંને વાતે સુખ
રીઝે રાખે બાથમાં રૂઠે રહેતો મુખ.

ઝળહળ ઝળહળ જે ઝગે તે તો તારું રૂપ
હું તો દર્પણ કાચનું તારા રૂપે રૂપ.

ચારે હાથે હું થયો જ્યાં તું બેઠી પાસ
થાળ ધરું બે હાથ, તું પંખો લૈ દે ગ્રાસ.

હાથ જ તારો હેતનો સ્પર્શે વાધી વેલ
જન-વન છલક્યાં હેતથી આંખો ચારી હેલ.

( " શબ્દમુદ્રિકા " કાવ્યસંગ્રહમાંથી, પ્રાપ્તિસ્થાન : ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૬૦)

❑ સુ.દ.

મારા સ્વજનનાં આંસુઓનો
વિચાર કરીને
મારા મરણ પર
હું પણ
થોડુંક રડી લઉં છું
❑

□ અમૃત પટેલ

હું એક એવી રમતની
રાહ જોઈને બેઠો છું,
કે જેમાં
રાજ - રમત ન હોય!
સત્ય હોય, નર્યું સત્ય!
કાંતેલું સત્ય!
દંભી નિર્ણયો ન હોય!
નિર્ણયો હોય તો સમિતિના ન હોય
ગમે તેના હોય
પણ સાચા હોય!
રાજ ચાલે રમત વિના!
રાજ - રમત ચાલે ધર્મ વિના!
ધર્મ ચાલે માનવ વિના!
માનવ ચાલે પગ વિના!
પગ ચાલે, ટેકા વિના!
ટેકો ખાલી સત્યનો!
રમત સત્યની
શતાબ્દી ન હોય!

(" રાહ જોઈને બેઠો છું " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ધનંજય C/o એ. બી. પટેલ, ૧૦૧/૧૦૨, ઓઈસ્ટર શેલ-૨, જુહૂ બીચ- જુહૂ તારા રોડ, મુંબઈ - ૪૦૦ ૦૪૯, પ્ર.આ.૨૦૦૪ , મૂલ્ય રૂ.૧૦૦)

□ સુ.દ.

જતનપૂર્વક ઉછરેલા
આપણા સંબધના વૃક્ષને
મેં મૂળસોતું ઊખેડી નાખ્યું
કોઈ નહીં તો
ભુલાવવાની કળામાં તો હું પારંગત છે
□

મારી હસ્તરેખાને પણ
વાંચી ન શકતો હું
તારા ચહેરાને કઈ રીતે
વાંચી શક્યો હોઈશ ?
□

બંધનોને કાપવાથી શું મળે ગોરમા?
દૂરતાને માપવાથી શું મળે ગોરમા?

ધારણાની રાહ તો છે અટપટી-લપસણી
તે છતાંયે ધારવાથી શું મળે ગોરમા?

જો જુદાઈ હો અસંખ્ય કોઈની તો પછી
એકબેને સાંધવાથી શું મળે ગોરમા?

મેળ અનુસંધાનના પણ ના મળે શોધતાં,
ભેદ એવા ખોલવાથી શું મળે ગોરમા?

જે કદી હોતું નથી બનતું નથી એ વિશે,
લાખ પ્રશ્નો પૂછવાથી શું મળે ગોરમા?

કોણ અટકાવે વિચારોને કહો આવતા,
સરહદોને બાંધવાથી શું મળે ગોરમા?



(" બે દમ ચલમના " ગઝલસંગ્રહમાંથી, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ.૨૦૦૫ , મૂલ્ય રૂ. ૭૦)

❐ સુ.દ.

હોય તે નજદીક
જીંક હોય તે દૂર
ન્નેની વચ્ચે
ઉ અણદીઠા સૂર

❑ લાભશંકર ઠાકર

ક્યાં ખળખળ વહેતી નદી છે ?
તરવાના સુખ માટે છે ?
નિરંતર છે ?
તટસ્થ પ્રતિબંધો છે ?
રમતને ઉત્કટ બનાવવા છે ?
તે પ્રતિબંધો વસ્ત્રો છે અંદર અને બહાર પહેરેલા ?
નગ્નતાને ઢાંકી ઢાંકીને ઉત્કટ બનાવવા ?
અને યથા સમય તટ પર ત્વરાથી ઉતારીને
ભફાંગ ખાબકવા ?
જ્યાં
બે બે ન રહે ?
રહે
માત્ર
રમત
ખળ ખળ વહેતી નદીની ?

( " રમત " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પ્ર.આ.૨૦૦૩ , મૂલ્ય રૂ. ૪૦)

❑ સુ.દ.

ઘોંઘાટના ઘાટ પર બેસી
જે નીરવ મૌનને માણી શકે
એની પાસે કદાચ
કવિતા આવે તો આવે
❑

## ગીત-ગઝલ ❑ શબાબ કાયમી

બંધનોને કાપવાથી શું મળે ગોરમા?
દૂરતાને માપવાથી શું મળે ગોરમા?

ધારણાની રાહ તો છે અટપટી-લપસણી
તે છતાંયે ધારવાથી શું મળે ગોરમા?

જો જુદાઈ હો અસંખ્ય કોઈની તો પછી
એકબેને સાંધવાથી શું મળે ગોરમા?

મેળ અનુસંધાનના પણ ના મળે શોધતાં,
ભેદ એવા ખોલવાથી શું મળે ગોરમા?

જે કદી હોતું નથી બનતું નથી એ વિશે,
લાખ પ્રશ્નો પૂછવાથી શું મળે ગોરમા?

કોણ અટકાવે વિચારોને કહો આવતા,
સરહદોને બાંધવાથી શું મળે ગોરમા?



(" બે દમ ચલમના " ગઝલસંગ્રહમાંથી, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ.૨૦૦૫ , મૂલ્ય રૂ. ૭૦)

❑ સુ.દ.

દૂર હોય તે નજદીક
ને નજીક હોય તે દૂર
આ બન્નેની વચ્ચે
હું તો જોઉં અણદીઠા સૂર
❑

**☐ અમૃત પટેલ**

હું એક એવી રમતની
રાહ જોઈને બેઠો છું,
કે જેમાં
રાજ - રમત ન હોય!
સત્ય હોય, નર્યું સત્ય!
કાંતેલું સત્ય!
દંભી નિર્ણયો ન હોય!
નિર્ણયો હોય તો સમિતિના ન હોય
ગમે તેના હોય
પણ સાચા હોય!
રાજ ચાલે રમત વિના!
રાજ - રમત ચાલે ધર્મ વિના!
ધર્મ ચાલે માનવ વિના!
માનવ ચાલે પગ વિના!
પગ ચાલે, ટેકા વિના!
ટેકો ખાલી સત્યનો!
રમત સત્યની
શતાબ્દી ન હોય!

(" રાહ જોઈને બેઠો છું " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ધનંજય C/o એ. બી. પટેલ, ૧૦૧/૧૦૨, ઓઈસ્ટર શેલ-૨, જૂહુ બીચ- જુહુ તારા રોડ, મુંબઈ - ૪૦૦ ૦૪૯, પ્ર.આ.૨૦૦૪ , મૂલ્ય રૂ.૧૦૦)

**☐ સુ.દ.**

જતનપૂર્વક ઉછરેલા
આપણા સંબંધના વૃક્ષને
મેં મૂળસોતું ઊખેડી નાખ્યું
કાંઈ નહીં તો
ગુમાવવાની કળામાં તો હું પારંગત છે
☐

મારી હસ્તરેખાને પણ
વાંચી ન શકતો હું
તારા ચહેરાને કઈ રીતે
વાંચી શક્યો હોઈશ ?
☐

## I LEFT A WOMAN □ Leonard Cohen

I left a woman waiting
I met her sometime later
she said, Your eyes are dead
what happened to you, lover

And since she spoke the truth to me
I tried to answer truly
Whatever happened to my eyes
happened to your beauty

O go to sleep my faithful wife
I told her rather cruelly
Whatever happened to my eyes
happened to your beauty



પ્રિય સુરેશભાઈ,

કવિતાનો ૨૨૬મો અંક એટલે ગરમીમાં પવનની લહેર. અંકના અનુવાદો માણ્યા, આસ્વાદો ચાખ્યા, કાવ્યસંગ્રહોમાંથી પસંદગીના કાવ્યો દ્વારા જૂના અને નવા કવિઓને પરિચય કાબિલેદાદ. ૪+૨ અંગ્રેજી કાવ્યો, ચાર તસવીરો અને બે રેખાચિત્રો સુંદર મુખપૃષ્ઠ સહિત મળ્યા. અછાંદસ કાવ્યોમાં ધીરેન્દ્ર મહેતાની સમુદ્રલીલાનો પ્રશ્નાર્થ મૂંઝવી ગયો. જયા મહેતાને અમેરિકામાં નડતું ધુમ્મસ જોયું, 'ઉદ્‌બોધન'માં અશ્વિન મહેતાની બેખુદીની ચાદર ઓઢી. નવોદિતોની હૌસલા-અફઝાઈ કરતી જ્યોતિ હિરાણીની 'રેસિપી' માણી.

આનંદ એ વાતનો છે કે લગભગ બધી ગઝલો મીટરમાં છે. મનસુખ નારિયા અને નિનાદ અધ્યારુની લગાગાગાx૪, દત્તાત્રય ભટ્ટ અને ઉર્વીશ વસાવડાની ગાલગાગાગાx૩, અંકિત ત્રિવેદી (૧) અને કિરીટ ગોસ્વામી લગાગાગાx૪, અંકિત ત્રિવેદી (૨) ગાલગાગાગાx૩, સાહિલ (૧) ગાગાગા-લગાx૬ (૨) લલગાx૪. આ બધી ગઝલોમાં ઉર્વીશ વસાવડાની ગઝલ ગમી. પન્ના નાયકના હાઈકુની નોંધ લીધા વિના કેમ ચાલે ?

ગીતોમાં કિરણ ચૌહાણનું (પરંપરાગત ગઝલ જેવું) ગીત, વ્રજલાલ વઘાશિયા કૃત નાથ મળ્યાનું આધ્યાત્મિક ગીત, લાલજી કાનપરિયાનું 'હજૂરિયાનું ગીત' અને રતિલાલ સથવારાનું 'તોય રે'- બંને લોકગીત શૈલીમાં અને રમેશ મહેતાનું જીવવાની જિજીવિષા વ્યક્ત કરતું તથા ડાહ્યાભાઈ પટેલનું 'નદી ચડી છે રમણે' સરસ રહ્યાં. પણ સૌથી વિશેષ મુકેશ જોશીનું સુનામીની યાદ અપાવતું હૃદયવિદારક ગીત દરિયા તારા મોજાં રડાવી ગયું. કવિ મુકેશ જોશીને અભિનંદન.

- નવીન શેઠિયા

કવિતા : વાણીને તીર... મૌનની કુટિર
સળંગ અંક : ૨૨૭
વર્ષ : ૩૮, અંક : ૫, જૂન-જુલાઈ-૨૦૦૫
આવરણ તસવીર : દિનેશ કાનાણી
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.
સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
લવાજમ : દેશમાં રૂ. ૧૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૩૭૦/-, એરમેલ રૂ. ૪૨૫, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામે મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી એન. જી. પટેલ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રિન્ટમેન પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

# દહુકા જેવું



દહુકા જેવું પરબિડિયું ને પત્તુ મારે,
એ બોલે છે! લખવાનું જ અમસ્તુ મારે!

પડછાયાનો તો જ ભરોસો કરવો છે બસ,
અજવાળાની સાખે એ જોખત્તુ મારે.

વાંકી ચૂંકી પગદંડી, પર્વત, વનરાઈ,
ક્યાં ઝાઝેરી ચીજ– વસંત ને વસ્તુ મારે.

વાછટિયા વાદળ શરમાઈ ભાગી છૂટ્યા,
એક નહીં છું! પૂર ખપે ધસમસ્તુ મારે.

જેની ખુશ્બૂની ઓળખ આપે જ પરાયા,
ફૂલ નથી ખપતું એવું તો સસ્તુ મારે.

– ડૉ. અનવર હુસેન હીરાની
જૂનાગઢ



મનહરલાલ ચોકસી
(૨૯ સપ્ટેમ્બર ૧૯૨૯ - ૪ મે ૨૦૦૫)

## ઝાડ □ કિરીટ ગોસ્વામી

ઝાડ રહ્યું છે ઝૂકી-
ફળવાની આ ભવ્ય ક્ષણોમાં, માન બધુંયે મૂકી...

પંખી ડાળે બેસે ત્યાં તો નખશિખ રાજી-રાજી,
વ્હાલ લીલુંછમ કરવા આતુર કૂંપળ તાજી-તાજી,

એક ખૂણે ઊભી જગભરમાં પ્રાણ રહ્યું છે ફૂંકી...

કોઈ ઉછાળે પથ્થર, કોઈ પ્રેમે સીંચે પાણી...
ઝાડ વહાવે સૌ પર સરખી લીલપની સરવાણી...

અનુભવી-શું માણે કાળ-તણી સૌ લીલી-સૂકી...



## □ સંદીપ ભાટિયા

મધદરિયે વરસાદ પડે ને એકલવાયો દરિયો ભીનો થાય
મારા મનમાં તું આવીને વરસે તારી જાણ વગર એ ચોમાસું ભઈ ના સહેવાય,
ના સહેવાય

કંઈક ઉનાળા લોહીમાં લંગર નાખીને બેઠા હો એવા વ્હાણવટાં ભઈ બહુ ધ્યાં
શ્વાસની બારી પરથી છૂટે કાગા એવી સરગમના સૂર ગળચટા ભઈ બહુ ધ્યા
નોખા નોખા વાદળ નીચે બેય જણાના ભીંજાવાને ભીંજાવું ભઈ ના કહેવાય
એકલવાયો દરિયો ભીનો થાય એ ના સહેવાય,
ના સહેવાય

સવાર ભીની, બપોર ભીની, સાંજરાત તરબોળ ક્ષણેક્ષણ લથબથ
આ છાતીથી તે છાતી લગ લૂ ભીની, વંટોળ ભીના, આખેઆખું રણ લથબથ
તરસ બધાની સહિયારી ને ઝરમર સૌની અંગત એવા ગામની વચ્ચે ના રહેવાય
ના રહેવાય
એકલવાયો દરિયો ભીનો થાય એ ના સહેવાય, ના સહેવાય



## તુલસીનો છોડ □ ચંદ્રેશ ઠાકોર

મારે આંગણે મેં વાવ્યો'તો તુલસીનો છોડ
એક તુલસીનો છોડ, એક તુલસીનો છોડ
થનગનતો જોયો મેં ઊગતે પરોઢ
- મારો તુલસીનો છોડ

એ મહોર્યો, એ મહેક્યો, મારું આંગણ શોભાવતો
સાત સાત અજાયબીના જેવો અજોડ
- મારો તુલસીનો છોડ

ચાંગળું એક પાણી અને તડકાનો ખોબલો
પૂરા કર્યા રે મારા સપનાએ કોડ
- મારો તુલસીનો છોડ



## □ મુકેશ જોશી

જૂના જૂના કાગળ વાંચી, પીડાઓને છેકે
- બા આંખે ઓછું દેખે
બાની આંખે ડૂબી ગયેલા સૂર્યોનો સરવાળો
દીવો કરતાં દાઝેલી આંગળીઓ; માંડી વાળો
દીવા સામે દીવા જેવી થરથરતી ઊભેલી એની
જ્યોત જરા અડકે તો થાતું જીવતર લાગ્યું લેખે
- બા આંખે ઓછું દેખે

બંને આંખો સમંદરોનાં જળ જેવી ઉભરાતી
બાની સાડી ધીમેધીમે ખારી થાતી જાતી
ઝાંખાપાંખા અજવાળાના ટેકાઓ બુઝાય
એટલો પવન અને એકલતા એના ઉપર સ્વજનો ફેંકે
- બા આંખે ઓછું દેખે



## □ પ્રફુલ્લ પંડ્યા

નથી રહેવાનું કંઈ પણ શું યાદ ?
કેટલુંય પસાર થયું કેટલુંય પસાર થશે કરવો શું એનો વિવાદ ?
અગર કંઈ પણ ન રહેવાનું યાદ !

વરસોની પહેલાં એક વ્હેણું વાયું'તું એમાં આપણુંય ફરક્યું'તું ઝાડ !
ઝાડની પાસેથી હવે જાણવા મળ્યું છે કે ડૂબમાં ગયા છે કેંક પ્હાડ !

પ્હાડોએ હાડ કેમ ગાળ્યાં હશે શું એને કોઈએ નહીં દીધો હોય સાદ ?
નથી રહેવાનું કંઈ પણ શું યાદ ?

મૂળ શોધવામાં ઘણો માર ખાઈ ખાઈ છેવટ કારણને આવ્યાં'તાં આંસુ
કેટલાંય થોથાં ઉથલાવ્યાં તોય એનું મળ્યું નહીં એક પણ પાસું !

પ્રકરણ તો કેંક અહીં પૂરાં થયાં છે હવે એ પણ નહીં રહેવાનાં યાદ ?
નથી રહેવાનું કંઈ પણ શું યાદ ?



## એક ખેતર હતું □ લાલજી કાનપરિયા

એક ખેતર હતું, એક ખેતર હતું, રૂડાં શમણાંનું એમાં વાવેતર હતું
આજ ફરીફરીને શીદ સાંભરતું ? કે એક ખેતર હતું, એક ખેતર હતું.

ખેતરમાં ઝૂલતો'તો લીલોછમ મોલ
ને ઊડતી પતંગિયાંની ભાતીગળ છોળ
નવરંગ ચૂંદડીથી ઝરતું'તું ગીત
ને ક્ષણક્ષણમાં મોર થૈ નાચતું'તું ચિત્ત

નજરુંમાં ઊડતાં'તાં લાગણીનાં પંખી ને આભલું આખુંયે મીઠું ટહુકતું
એક ખેતર હતું, એક ખેતર હતું, રૂડાં શમણાંનું એમાં વાવેતર હતું.

એક ઝાડવાને છાંયે બપોરો હતા
ભાત પીરસતા હાથ બે ગોરા હતા
નયણાંથી નયણાં બે કરતાં'તાં વાત
ને દોમદોમ હતી એક લીલી ઠકરાત !

ક્યાં ખેતર ગયું ? ક્યાં વાવેતર ગયું ? શેષ સ્મરણ છે છાતીમાં ફળફળતું!
એક ખેતર હતું, એક ખેતર હતું, રૂડાં શમણાંનું એમાં વાવેતર હતું.

□

## ખૂબ અઘરું કામ છે □ રમેશ શાહ

એક ખોબા જળમાં તરવું ખૂબ અઘરું કામ છે,
ખિસ્સાના ખાલીપે ફરવું ખૂબ અઘરું કામ છે.

ટેકરી પર સાથ તારો ના મળ્યો લીલો, અને
ઢાળથી નીચે ઊતરવું ખૂબ અઘરું કામ છે.

નાહીને કોરાં થવાની વાતને કોરે મૂકો,
ભીતરે ભીનાં નીતરવું ખૂબ અઘરું કામ છે.

છોકરીના મનની વાતો વાવના જેવી જ છે,
વાવમાં ઊંડે ઊતરવું ખૂબ અઘરું કામ છે.

આંખ સામે છે સરસ કાગળ, કલમ ને મેજ, પણ
અહીં ગઝલમાં આવી ઠરવું ખૂબ અઘરું કામ છે.

□

## ઇતિહાસ લાગે □ મીરા આસીફ

જટા જો હું બાંધું તો કૈલાસ લાગે
છતાં જિંદગી કેમ વનવાસ લાગે

પુરાતન સમયમાં નવા રંગ ભરવા
કલમ જો ઉઠાવું તો ઇતિહાસ લાગે

ભણેલોય માણસ અભણ થઈ ગયો કાં ?
મનોમન વિચારું તો અભ્યાસ લાગે

વિખેરી રહ્યો છું ભરમની સમાધિ
મને આ જગત સાવ આભાસ લાગે

ઘણીવાર એવુંય લાગે છે મીરાં
લખું તમને કાગળ ને સહવાસ લાગે

અણીદાર આસિફ ભલે તીર છોડે
વીંધાતું નથી કંઈ ને ડંફાસ લાગે
□

□ રઈશ મનીઆર

જૂની સ્મૃતિઓ એ રીતે વિસરાઈ જાય છે
વસતા નવું નગર, વનો વ્હેરાઈ જાય છે

નાના ઘસરકાઓની છે એક જ વિશેષતા
કે મોટા ઘાની નીચે એ ઢંકાઈ જાય છે

મારગ ભૂલેલનેય જો રસ્તો કોઈ પૂછે
એનાથી ક્યાંક આંગળી ચીંધાઈ જાય છે

ક્યારેક સીધી સાદી સરળ વાત હોય, પણ
ચિંતકના હાથમાં ચઢી, ગૂંથાઈ જાય છે

ચાદર સફેદ અંતે મળે સૌને, એમાં તો
જીવન આ રૂના ઢગ સમું કંતાઈ જાય છે

રણને સીમિત રાખવું મુશ્કેલ છે 'રઈશ'
રેતીનો છે સ્વભાવ કે પથરાઈ જાય છે

□

## શૈશવની ખોવાયેલી સ્મૃતિ

▫ ઉર્વીશ વસાવડા

આજ એક ચકલી ફરી ચોખાનો દાણો લાવશે
ને પછી શૈશવ તણાં સ્મરણોનું ટોળું આવશે

એક જુકા પેટ ફૂટા ને નદી લોહિત થઈ
કોણ એમાં નીર નિર્મળ આભથી વરસાવશે

ચાંચમાં પકડી પુરી બેસી રહ્યો છે કાગડો
કોઈ આવીને પછી ગીતો નવાં ગવડાવશે

ગાયના ગોવાળને છે શોધ પોપટની હવે
ક્યાંક આંબાડાળથી સંદેશ એ સંભળાવશે

એ પરી જાદુની પ્હોંચી ગઈ ઊડીને આભમાં
ને નથી સંભવ કે કોઈ આભથી ઉતરાવશે
▫

▫ કુમારજૈમિનિ શાસ્ત્રી

બસ પલળવું એ જ આશય હોય છે
કોઈ પણ આંખો જળાશય હોય છે

માત્ર શ્રદ્ધા પર બધો આધાર છે
ક્યાં બધા પથ્થર શિવાલય હોય છે

જામ પેઠે ગમ બધા પીતો રહ્યો
જિંદગી જાણે સુરાલય હોય છે

શક્યતાનો રોજ તોડું છું બરફ
લક્ષ્ય મારું તો હિમાલય હોય છે.

ઝંખના પણ ક્યાં સુધી કરવી ઘટે ?
આખરે એની નિયત વય હોય છે.

▫

## ❑ રિષભ મહેતા

વિચારું છું આ કેવી જિંદગી છે
ખરેખર બદદુઆ કે બંદગી છે

તમે જે કંઈ કહ્યું; માની જ લીધું
ગજબની આ અમારી સાદગી છે.

ખીલેલાં પુષ્પ જેવા છે વિચારો
સતત તેથી જ મુખ પર તાજગી છે

રુદનનો થાક લાગે તો હસું છું
જગતને મન ભલે દિવાનગી છે.

અનેકો દુશ્મનો પેદા થવાના
જુઓ પેલી પતંગ આભે ચગી છે.

ભટકવાનું રઝળવાનું અકારણ
મહોબત શું બીજું? આવારગી છે.

ફરી એક વાર ત્યાં જઈએ જ જઈએ
ફરી એક વાર શમ્મા ઝગમગી છે.

એ જેવું લાગશે એવું જ કહેશે
ગઝલ મારી ક્યાં કોઈની સગી છે?

## હાયકુ ❑ પ્રીતમ લખલાણી

ક્યાંથી ડોલે
ડાળ, કાંખમાં સૂતું
છે, પતંગિયું !

*

દીવો કંડારે
રાત આખી અંધારે
સૂર્યનું શિલ્પ !

❑

### □ ત્રિલોક મહેતા

સૂર્યમાં ભીનાશ બાકી છે હજુ
છેક ઊંડે પ્યાસ બાકી છે હજુ

વન બળીને રાખ જેવું થઈ ગયું
હું હતો ત્યાં ઘાસ બાકી છે હજુ

રોજ મળનારાં બધાં આવી ગયાં
એક માણસ ખાસ બાકી છે હજુ

રેડ જલ્દી જળગઝલ મોંમાં જરા
સાવ છેલ્લો શ્વાસ બાકી છે હજુ

આખરે પહોંચી જઈશ તારા સુધી
આખરી પ્રયાસ બાકી છે હજુ



### □ હિતેન આનંદપરા

ઉપરના પહેરવેશોથી એ તમને ભક્ત લાગે
ત્વચાના તળમાં ઉતરો તો ઘણા આસક્ત લાગે

અચાનક જિંદગીના વસ્ત્ર ઉપર રક્ત લાગે
અને આ કૃત્યમાં સૌને પરાયા હસ્ત લાગે

નગર ભાગી રહ્યું છે અશ્વની હો દોડ જાણે
અરે લોકો અહીં સપના મહીં પણ વ્યસ્ત લાગે

કહે છે કોણ કે ઈશ્વર નથી દેખાતો અહીંયા
ફૂલોમાં, પંખીમાં, બાળકમાં કેવો વ્યક્ત લાગે

તમે, ને, હું, અમે, બંને, પછી, પહેલા, કે, અથવા
અશક્ત બનશે આ શબ્દો જો પાછળ ફક્ત લાગે

ઘણાયે કાફિયા છોડી દીધા છે એક મુદ્દે
ગઝલ લાંબી જો બનતી જાય તો બહુ ત્રસ્ત લાગે



## ખાલી ખોટો

□ પુષ્કરરાય જોશી

ખાલી ખોટો લખવા બેઠો,
આફતને નોતરવા બેઠો.

ખબર છતાં ખાબકવા બેઠો,
ખાડો ખોદી પડવા બેઠો.

કોઈ ના જડિયો જોદ્ધો એને-
ખુદની જોડે લડવા બેઠો

પોથાં ફાડી પંડિત બન્યો
કાવ્ય ફરીથી ભણવા બેઠો.

શબ્દોની ઘોડીના જોરે-
ગિરિ શિખરે ચડવા બેઠો

કાગળની હોડીમાં બેસી-
સાત સમંદર તરવા બેઠો

વરસોનાં વરસો વેડફિયાં
પળપળને સંઘરવા બેઠો.

ચિડિયા ચૂગ ગઈ ખેત પછી
મારો બેટ્ટો લણવા બેઠો.

□

## કોણ છે ?

□ આહમદ મકરાણી

હું સતત મરતો રહ્યો, જીવે તે કોણ છે ?
આ હવાના વસ્ત્રને સીવે તે કોણ છે ?

પુષ્પ થૈને વૃક્ષડાળે હું ખીલી રહું;
મૂળભીનાં જળ સતત પીએ તે કોણ છે ?

હું મને પણ આયનામાં જોઈ ના શકું;
આંખની પાછળ રહી જુએ તે કોણ છે ?

હું પણછ ને હું જ પંખી, ડાળ છું અહીં;
બાણ થૈને લક્ષ્યને વીંધે તે કોણ છે ?

જિંદગી છે એક માયાવી હરણ સમી-
તર્જનીના ટેરવે ચીંધે તે કોણ છે ?

□

## "રળિયામણી"

□ સુધીર પટેલ

આવજો વાત સૌ પાછલી અવગણી,
આજની આ ઘડી છે રળિયામણી.

તોડજો હોય જે કોઈ ભીંતો ચણી,
આજની આ ઘડી છે રળિયામણી.

નાચજો અંગ અંગે તમે રણઝણી,
આજની આ ઘડી છે રળિયામણી.

સાંભળો આજ વાગે ફરી વાંસળી!
આજની આ ઘડી છે રળિયામણી.

એ જ છે, એ જ છે એ સૂરત સાંવલી!
આજની આ ઘડી છે રળિયામણી.

જાગીને જોઉં છું વાત બસ આપણી,
આજની આ ઘડી છે રળિયામણી.

ધીમે ધીમે ઘખે ભીતરે તાપણી,
આજની આ ઘડી છે રળિયામણી.

જાત નખશિખ થઈ ગૈ પહેરામણી,
આજની આ ઘડી છે રળિયામણી.

આજ આપે છે વા'લો વગર માગણી!
આજની આ ઘડી છે રળિયામણી.

□

□ મહેશ દવે

નાનીમોટી
ત્રણ હેરપિન જેવા
કાંટાઓમાં
મેં સમયને બાંધ્યો છે.

ત્રણે કાંટા ચાલ્યા કરે છે
પણ આગળ વધતા નથી,
ગોળગોળ ફર્યા કરે છે.
જ્યાંના ત્યાં આવી ઊભા રહે
ને ચાલે.

કાંટા આગળ વધતા નથી
ને છતાંય સમય
આગળ ને આગળ ને આગળ
વહેતો રહે છે.

મને ગ્રસતો રહે છે
ને એક દિવસ કાળ બની
મને પૂરેપૂરો ગળી જાય છે.

□

## ▫ મહેન્દ્ર જોશી

રોજ પલાખાં અમથા ગોખે
કોણ તને ઝાકળથી પોંખે ?

'નહીં- નહીં' ના હો ગોકીરા
શું ઢોલક ને શું મંજીરા

મૂલ વિના સૌ શબ્દો જોખે
કોણ તને ઝાકળથી પોંખે ?

અડિયલ ઇચ્છા આગળ દોડે
હું - હું નો હંગામો જોડે

રુદિયો રુએ રામઝરોખે
કોણ તને ઝાકળથી પોંખે ?

▫

## ▫ દત્તાત્રય ભટ્ટ

ઝાંઝવાંમાં ઝંખનાઓ ખળભળે,
પ્રાર્થનામાં કામનાઓ ખળભળે.

રાહ જોતા તત્ત્વને સંકોર, જો !
બીજમાં સંભાવનાઓ ખળભળે.

આંસુ છે, વરસાદ જેને માનીએ,
આભમાં સંવેદનાઓ ખળભળે.

કોઈને ભેટી કે ચૂમી ના શકે,
જે હૃદયમાં વંચનાઓ ખળભળે.

શબ્દને નોખી રીતે હું વાપરું,
શબ્દમાં છે વ્યંજનાઓ ખળભળે.

▫

## બીજું કંઈ નથી ▫ કિરણ ચૌહાણ

એટલે તડપું છું- બીજું કંઈ નથી,
હું હજી જીવું છું- બીજું કંઈ નથી.

હું તને નફરત કરી શકતો નથી,
એટલે ચાહું છું- બીજું કંઈ નથી.

એક તકિયો રાતભર ભીનો થયો,
યાદ હું આવું છું- બીજું કંઈ નથી.

એક જગમાં બે જગતની ભિન્નતા,
તું છે ત્યાં, અહીં હું છું- બીજું કંઈ નથી.

ક્યાંથી પામું છું ગઝલની સામગ્રી ?
જિંદગી જીવું છું- બીજું કંઈ નથી.
▫

## પળ બે પળની વાત ▫ વજેસિંહ પારગી

જાત જાણે રેત પરની ભાત છે;
અસ્તિ છે પણ પળ બે પળની વાત છે.

શ્વાસ ચાલે ત્યાં લગી સોગાત છે;
આ હવા તો મૂળે ઝંઝાવાત છે.

હાથ છે ને કૈં કરી શકતો નથી,
હાથ પણ મુજ હાથની ક્યાં વાત છે.

સુખ મળે તો રાત પણ લાગે દિવસ,
ને મળે દુઃખ તો દિવસ પણ રાત છે.

હાથમાં હથિયાર ઝાલી શું કહું ?
હસ્તરેખામાં તો હર પળ ઘાત છે.

પળ પહેલાં જે હતું તારા સમું,
પળ પછી એ જાણે ઉલ્કાપાત છે.
▫

## ઊંટ □ પ્રફુલ્લ રાવલ

ચાલે છે ઊંટ ડામરની સડક પર
ક્યારેક શહેરમાં, ક્યારેક હાઈ-વે પર
ક્યારેક ધૂળિયા રસ્તે
ક્યારેક આવે ખાડો, ક્યારેક ટેકરો
હોય એની ગતિ કયારેક મંથર
ચાલે ક્યારેક ઢસડાતું એકધારું
પડકારતું રહે ધસમસ આવતા પ્રકાશને સામી છાતીએ
ક્યારેક અંધારામાં મહાલે
અવાજને માણે
ક્યાંક વચ્ચે ઊભું રહે સાંભળવા પારાયણ
એ જ કૈકયી, ને મંથરાની, વનવાસની, હરણની, યુદ્ધની
ભૂખ્યું થાય તો રોકાય અડધે રસ્તે
તોડી લે વૃક્ષ પરથી લીલાં/ અર્ધલીલાં પાંદડાં
બધું જ એને પથ્ય
ચાવતાં ચાવતાં ઊંચી ડોકે નજર કરે પશ્ચિમ બાજુએ
મથે જોવા, ઊડતી કે સૂતેલી રેત
મસ્તમજાનો  લહેરાતો તડકો
હોકો પીતો માડું કે વીરડામાંથી પાણી કાઢતી વહુવારુઓ
યાદ કરે વિશ્રંભકથા એકલું એકલું
થઈ જાય ક્યારેક ક્ષણવાર ઉદાસ
પણ વળી રૉબર્ટ ફ્રોસ્ટની જેમ 'વચન' પાળવા દોડવા માડે
અને થતું જાય દૂર, વધુ ને વધુ દૂર
જેમ હું થયો છું મારાથી
    દોડતાં આ નગરમાં

□

## તાન્કા □ ધનસુખલાલ પારેખ

ભરઉનાળે
પરસેવે ભીનો થૈ
બરફવાળો
લારી ખેંચીને ફરે
નાનાં ભૂલકાં ખુશ.

□

# લ્યો જિંદગીની એ જ લડાઈ ફરી ફરી

□ મકરંદ દવે □ અનુ. સતીન દેસાઈ 'પરવેઝ'

યે જિંદગી કી ચોહી લડાઈ હૈ બારબાર,
મહફિલ કે સાથ હોતી જુદાઈ હૈ બારબાર.

ના દૂર રખ સકે કી ના ઉસસે જુદા હુએ,
આંખોં ને પાઈ ચાહ પરાઈ હૈ બારબાર.

યે દિલ દુબારા માન ગયા બાત-બાત મેં,
ફરમાઈ યૂં તો હમને મનાઈ હૈ બારબાર.

તહરીર સે નસીબ કી જબ મિટ ગયા સભી,
આઈ ભી યાદ ઉનકી સગાઈ હૈ બારબાર.

જબભી ડૂબા વલી કે અનાસિર કી ઝીલ મેં,
ઉસ પાર સે કે ચલ દી બુરાઈ હૈ બારબાર.

યે કૈસા દૌર કૈસા દિમાગો-દમામ હૈ,
પાઈ ફકીર ને ક્યા ખુદાઈ હૈ બારબાર.

શબભર કો ગુફ્તગૂ કી સિતારોં કે સાથ મેં,
જબ ભી ઘડી તબાહી કી આઈ હૈ બારબાર.

પયંગબરોં કો યાદ કરું ના કરું મગર,
આ જાયે યાદ કોઈ કસાઈ હૈ બારબાર.

લબ પે દિલોં કી બાત મચલને કે સાથ હી,
દેતા યે કૌન રામ દુહાઈ હૈ બારબાર.
□

( તહરીર = લિખાવટ, વલી = સંત, અનાસિર = તત્વ, દિમાગો-દમામ = મન અને મોભો,
શબભર કો = આખી રાત )

# આંખ તો મારી આથમી રહી

❑ સુરેશ દલાલ
❑ અનુ. સતીન દેસાઈ 'પરવેઝ'

ખાલી હૈં કાનોં કે કુએં
આંખ મેરી હૈ ઢલતી,
ઇક-ઇક કરકે કહને લગી હૈ
હિસ ચલો મૈં ચલ દી,

થકે હારે સાંસોં કે રિશ્તે
નાક સે અબ તો ટૂટે,
ઝર્દ ઝિલ્દ કે અબ કે દેખો
લમ્સ ભી લગતે ઝૂઠે,

સૂખે લબ કે કરીબ રખના
ગંગાજલ કી પ્યાલી.

ઇક-ઇક કરકે કહને લગી હૈ
હિસ ચલો મૈં ચલદી.

નસ કે ચૌડે રસ્તે ટૂટે
ડૂબતી ખૂન કી હૈ લય,
યાદોં મેં માઝી હૈ કેવલ,
ઔર નહીં કોઈ શૈ.

પંછી કરતા પરવાઝેં જબ,
શાખ જરા-સી હિલતી

(હિસ- ઇન્દ્રીય, ઝર્દ= ચીમળાયેલી, ઝિલ્દ= ચામડી, લમ્સ= સ્પર્શ, માઝી=ભૂતકાળ, શૈ= વસ્તુ, પરવાઝ= ઊડાન)

# લ્યો જિંદગીની એ જ લડાઈ ફરી ફરી

❑ મકરંદ દવે ❑ અનુ. સતીન દેસાઈ 'પરવેઝ'

યે જિંદગી કી વોહી લડાઈ હૈ બારબાર,
મહફિલ કે સાથ હોતી જુદાઈ હૈ બારબાર.

ના દૂર રખ સકે કી ના ઉસસે જુદા હુએ,
આંખોં ને પાઈ ચાહ પરાઈ હૈ બારબાર.

યે દિલ દુબારા માન ગયા બાત-બાત મેં,
ફરમાઈ યૂં તો હમને મનાઈ હૈ બારબાર.

તહરીર સે નસીબ કી જબ મિટ ગયા સભી,
આઈ ભી યાદ ઉનકી સગાઈ હૈ બારબાર.

જબભી ડૂબા વલી કે અનાસિર કી ઝીલ મેં,
ઉસ પાર લે કે ચલ દી બુરાઈ હૈ બારબાર.

યે કૈસા દૌર કૈસા દિમાગો-દમામ હૈ,
પાઈ ફકીર ને ક્યા ખુદાઈ હૈ બારબાર.

શબભર કો ગુફ્તગૂ કી સિતારોં કે સાથ મેં,
જબ ભી ઘડી તબાહી કી આઈ હૈ બારબાર.

પયંગબરોં કો યાદ કરું ના કરું મગર,
આ જાયે યાદ કોઈ કસાઈ હૈ બારબાર.

લબ પે દિલોં કી બાત મચલને કે સાથ હી,
દેતા યે કૌન રામ દુહાઈ હૈ બારબાર.
❑

(તહરીર = લિખાવટ, વલી = સંત, અનાસિર = તત્વ, દિમાગો-દમામ = મન અને મોભો, શબભર કો = આખી રાત)

# આંખ તો મારી આથમી રહી

❑ સુરેશ દલાલ
❑ અનુ. સતીન દેસાઈ 'પરવેઝ'

ખાલી હૈં કાનોં કે કુએં
આંખ મેરી હૈ ઢલતી,
ઇક-ઇક કરકે કહને લગી હૈ
હિસ ચલો મૈં ચલ દી,

થકે હારે સાંસોં કે રિશ્તે
નાક સે અબ તો ટૂટે,
ઝર્દ ઝિલ્દ કે અબ કે દેખો
લમ્સ ભી લગતે ઝૂઠે,

સૂખે લબ કે કરીબ રખના
ગંગાજલ કી પ્યાલી.

ઇક-ઇક કરકે કહને લગી હૈ
હિસ ચલો મૈં ચલદી.

નસ કે ચૌડે રસ્તે ટૂટે
ડૂબતી ખૂન કી હૈ લય,
યાદોં મેં માઝી હૈ કેવલ,
ઔર નહીં કોઈ શૈ.

પંછી કરતા પરવાઝેં જબ,
શાખ જરા-સી હિલતી

(હિસ- ઇન્દ્રીય, ઝર્દ= ચીમળાયેલી, ઝિલ્દ= ચામડી, લમ્સ= સ્પર્શ, માઝી=ભૂતકાળ, શૈ= વસ્તુ, પરવાઝ= ઊડાન)

## સની-શ્વાન-પ્રબોધ ◻ પ્રબોધ ર. જોશી

નામ તારું રહ્યું નહિ
નામ તારું
આ વિશાળ વિશ્વમાં
ત્રણ ફૂટના એક ખાડામાં
દટાઇ ગયું છે.
ઉપર છે
ત્રીસ કિલો લૂણ
અને નામ તારું
ધીરે ધીરે ઓગળી રહ્યું છે...

કદીક ઉઘડતા,
આંખો પટપટાવતા
- આ વિશાળ વિશ્વને સમજવા કરતા-
તારા એ મુગ્ધ શૈશવને
મારે કોઈ નામ આપવું બાકી હતું

એવામાં સૂઝ્યું એક નામ

ન'તી તને નામની ખબર
તું તો તારા નામને
તાક્યા કરતો ટગર... ટગર...
અને
અમે બધાં વળગી પડ્યાં
એ નામને
કહી, સની... સની... સની...

પછી એ નામથી
તારામાં કશોક સંચાર થવા લાગતો
તને એ પણ સમજ પડવા લાગી કે
અહીં
સૌને હોય છે પોતપોતાનાં નામ!

પણ નામ માટે તને જીવતાં ન'તું આવડતું
નામ એટલે જ હું
એ 'સમજ'થી રહ્યો તું સરિયામ દૂર
રહ્યો તું તો

નામના આરોહ- અવરોહ સમજવાની સાધનામાં મસ્ત !

'સની' કહેતાંમાં તો
હડી કાઢીને ગોદમાં ભરાઇ જતો
કે ઊઠીને તરત જતો રે'તો બહાર
કે કયારેક વળી સાવ જ ચૂપ.
મૂંગો મંતર !

'તમારી શરતે ચાહીશ તમને'
એ પંક્તિની
સમજ તારી સાવ જ સાચી !

કદીક જતાં અમે બહાર
તો બેસી રે'તો
ઘરના ઝાંપે
પલાંઠી લગાવી...

પ્રતીક્ષાની
તારી એ
પ્રત્યેક
ક્ષણ

આજે હવે અમને સમજાય છે...

અને પછી
'હોર્ન'ના નાદ માત્રથી
ઘર, સમગ્રમાં
ઘૂમી વળતું
એ
ચૈતન્ય,
અનન્ય...



❑ સુ.દ.

તું કૈં પણ બોલે
તો તને વાણીના સમ.
મારું આ મૌન
મ્હેકે લીલુંછમ, લીલુંછમ.



## મારી અંદર વસે છે એક કવિ ▫ નીતા રામૈયા

મારી અંદર વસે છે એક કવિ
જેમ કેરીની ગોટલીમાં આંબાનું ઝાડ
જેમ ઝાડની ડાળીની ટોચે ઝૂમતાં હોય ફૂલ
જેમ માનવશરીરમાં સાત પેઢીનો અણસાર
તેમ મારી અંદર વસે છે એક કવિ

હું નાચું તો એ બની જાય પગ
હું લખું તો એ થઈ જાય કાગળ
હું કામ કરું તો એ બની જાય હાથ
હું ઇચ્છું ડુંગર ચડવાનું તો
એ બની જાય ડુંગર ઉપર લઈ જતી કેડી

હું ભિખારી તો એ બની જાય
હાથનું ઠૂંઠું કે પગનું લટકતું બટકું
હું કણસવા લાગું તો
એ બની જાય ગળે ભરાતો ડૂમો
હું ડરું નંદવાતી બંગડીની વાતે તો
એ મને પહેરાવે હાથીદાંતની ચૂડી
હું તૂટેલા હાંડલાની ઠીકરી
તો એ બની જાય કુંભાર

હું ગામની વાવમાં
ગુમ લુમ સુમ મૂક સ્ત્રી તો
એ હોય મારા પગની ગુમ લુમ સુમ મૂક ઝાંઝરી
હું થવા ચાહું એક મુક્ત સ્ત્રી તો
એ બની જાય મારો મુક્તિનાદ
જમાને જમાને વાત જુદી
હમણાં હમણાં એ મારાથી છૂટો થયો છે
હું પોતે મારામાં રહ્યો ન હોઉં તો
ક્યાંથી વસે મારામાં એક કવિ
જમાને જમાને વાત જુદી

એ મારાથી છૂટો થયો છે
ત્યારથી
એ ઈલેક્ટ્રીસિટીનો ઝણઝણતો તાર હોય તો
હું બની જાઉં છું ઈલેક્ટ્રીસિટીમાં ખોટકો
એ કૂણી કૂણી કાકડી લેવા આવે તો
હું બની જાઉં તેનો કડકડતો ભાવ

એ શાક લીએ ત્યારે
હું થઈ જાઉં છું
જોખમાં ઓછું તોળે એવું ત્રાજવું
એ વાઢકાપ કરાવતો દર્દી હોય તો હું બનું છું
દાકતરના બિલનો મરણતોલ માર
એ ઉધારી કરે તો
હું બનું છું વ્યાજનો આકરો દર

એ ફસાયો હોય કોઈ ફંદામાં તો તાબડતોબ
હું બનું છું હાથકડી
એ નરમ બને ત્યારે
હું સાવજ થઈ જાઉં છું
એ નગ્ન થઈ જાય
એનાં અડવીતરાં કર્મે કે પછી જે હોય તે
એને એવી તો ધોલ મારું છું કે
એ થઈ જાય ભોંયભેંગો
એ શરમાય કે છોછવાય તો
હું એને મૂકી દઉં છું

નમાલાની યાદીમાં

જમાને જમાને વાત જુદી
હમણાં હમણાં એ મારાથી છૂટો થયો છે
હું પોતે મારામાં રહ્યો ન હોઉં તો
ક્યાંથી વસે મારામાં એક કવિ
જમાને જમાને વાત જુદી



## દેખાડો

ચંદ્રેશ ઠાકોર

અરીસા સામે મેં હાથ ધર્યો
અને
પ્રતિબિંબિત હસ્તરેખાઓ ગર્જી ઊઠી :
બહુ દેખાડો કરીએ
તો
સવળી બધી અવળી થઈ જાય !

વર્ષો પહેલાં, મા એવું જ કંઈ કહેતી હતી...



## □ જતીન બારોટ

મુંબઈ જેવા શહેર, બાઈ હું રહેતી નળબજાર કે ઘૂઘર વાગે છે.
બે હજાર ને નવસો રૂપિયા 'ઈમનો' છે પગાર કે ઘૂઘર વાગે છે.

બાર બાય દસની રૂમમાં હું રાજ કરું છું રાજ કે કે ઘૂઘર વાગે છે.
સૌ સાંભળજો પેટછૂટી તે વાત કરું છું આજ કે ઘૂઘર વાગે છે.

પાંચ વાગતા સવારના હું ચોકડીઓમાં ન્હાઉં કે ઘૂઘર વાગે છે.
સાત વાગતા મારા છોરા ચાખાં ખાતા પાઉં કે ઘૂઘર વાગે છે.

સાડી ઉપર ફોલ બિડીંગના પાંચ રૂપિયા લઉં કે ઘૂઘર વાગે છે.
ગરમ રોટલી સૌને જમાડી ટાઢોડી હું ખઉં કે ઘૂઘર વાગે છે.

જીવતર છોલી છોલીને હું શાક બકાલુ ભરું કે ઘૂઘર વાગે છે.
રોજ રાતના મહાપરાણે 'ઈમને' મનથી વરું કે ઘૂઘર વાગે છે.

ચાલીમાં જમનાડોશી પંચાત કરે છે બહુ કે ઘૂઘર વાગે છે.
લોહીઉકાળે ઘર ચલાવું, એમ કહે છે સહુ કે ઘૂઘર વાગે છે.

ગેલા મનનો મનજી કહે "કરિયાણુ આલુ નઈ" કે ઘૂઘર વાગે છે.
આખર તારીખમાં અટકીને શ્વાસ ગયો છે રઈ કે ઘૂઘર વાગે છે.

□

## કાચ ▫ નારણભાઈ ભાલોડિયા

નાનપણમાં

ખુલ્લે પગે દોડતાં લાગેલો કાચ,
લોહીઝાણ પગને પાટાપીંડી કરી,
કાચ મારો દુશ્મન,
પછી તો ચોર પગલે
મારા ઘરમાં આવ્યા કર્યો છે કાચ.

કાચનો અરીસો,
કાચની ટીપોય,
કાચનું ડાયનીંગ ટેબલ,
કાચનાં કપ-રકાબી,
કાચની બારીઓ,
કાચનો શો કેઈસ,
કાચનાં રમકડાં,
કાચની બંગડીઓ,
કાચની બોટલો-શીશીઓ,
કાચની બરણીઓ,
કાચનો લેમ્પ,
કાચની ટ્યૂબલાઈટ,
કાચનું ફ્લાવરપોટ,
કાચનું ઝુમ્મર,
ધકેલિયું બારણું પણ કાચનું,
અરે! ચશ્માંમાં પણ કાચ.

ઘર મારું આખ્ખું કાચ કાચ
આ એ જ કાચ
જે મને લાગ્યો'તો સાચેસાચ!

▫

(રમણીક અગ્રાવતના 'કાચ' અને 'સાચ' એ બે શબ્દોના સાભાર સ્વીકાર સાથે)

## જ્યારે જોઉં ત્યારે... ☐ સાँવર દઈયા
(રાજસ્થાની) ☐ જયા મહેતા

જ્યારે જોઉં ત્યારે
  ધરતીને
    આ જ રીતે
      દબાયેલી-કચડાયેલી
        જોઉં છું

જ્યારે જોઉં ત્યારે
  આકાશને
    આ જ રીતે
      અક્કડ ઘમંડી
        જોઉં છું

હવે હું
  કોને કોને કહેતો ફરું
    મારું દુઃખ-
      આ ધરતી : મારી મા!
        આ આકાશ : મારા પિતા!

☐

## સ્પર્શની સોગાદ ☐ સુનીલ ગંગોપાધ્યાય
(બંગાળી) ☐ સુ. દ.

અંધકારમાં મેં તારા હાથને સ્પર્શ કર્યો
એથી બીજું તો હું વધું શું માગું?
કેવળ નાનો અમથો ઝીણકો સ્પર્શ -
છતાં પણ કેવો ટાઢકભર્યો,
વહેતી નદીના જળના છંટકાવ જેવો

☐



શતાયુ કે. કા. શાસ્ત્રી
( જન્મ : ૨૮ જુલાઈ ૧૯૦૫)

## જ્યારે જોઉં ત્યારે... □ સાઁવર દઇયા
(રાજસ્થાની) □ જયા મહેતા

જ્યારે જોઉં ત્યારે
ધરતીને
આ જ રીતે
દબાયેલી-કચડાયેલી
જોઉં છું

જ્યારે જોઉં ત્યારે
આકાશને
આ જ રીતે
અક્કડ ઘમંડી
જોઉં છું

હવે હું
કોને કોને કહેતો ફરું
મારું દુઃખ-
આ ધરતી : મારી મા!
આ આકાશ : મારા પિતા!

□

## સ્પર્શની સોગાદ □ સુનીલ ગંગોપાધ્યાય
(બંગાળી) □ સુ. દ.

અંધકારમાં મેં તારા હાથને સ્પર્શ કર્યો
એથી બીજું તો હું વધું શું માગું?
કેવળ નાનો અમથો ઝીણકો સ્પર્શ -
છતાં પણ કેવો ટાઢકભર્યો,
વહેતી નદીના જળના છંટકાવ જેવો

□



શતાયુ કે. કા. શાસ્ત્રી
(જન્મ : ૨૮ જુલાઈ ૧૯૦૫)

# શ્રેષ્ઠ ઉમાશંકર

સંપાદન

નિરંજન ભગત

ચિમનલાલ ત્રિવેદી

ભોળાભાઈ પટેલ



કવિતા (૨૨૮)

## ભુલકણી
(મલયાલમ)

❑ રફીક અહમદ
❑ જયા મહેતા

એ કંઇક ભૂલી ગઇ છે
રોજ એમ જ બને છે, રોજની બસ ચૂકી જવાય છે
રસ્તા પર ગભરાઇને ઊભા ઊભા
અંદર ને અંદર
વ્યાકુળતાની કાળી રેતી
શોર મચાવી જાય છે

શું ભૂલી ગઇ ગૅસ સિલિન્ડર બંધ કરવાનું?
બહારના બારણા પર તાળું મારવાનું?
ઇલેક્ટ્રીક પંખો બંધ કરવાનું?
બાળકોનું હોમવર્ક પૂરું કરાવવાનું?
ગુસ્સાલુનો શરાબખાનામાં ખોવાયેલો રૂમાલ...
ના, આ બધું નહીં
એ કંઇક ભૂલી ગઇ છે
યાદ નથી કરી શકતી
યાદોથી ભરેલો પુરાણો માંસલ ચહેરો

એ કંઇક ભૂલી ગઇ જલદી નીકળતી વખતે
કાર્યાલયની ફાઇલમાં?
રજિસ્ટરમાં સહી કરવાનું?
ગલીની શાકની દુકાનના ઓટલા પર?
નહીં, એ કાંઇ ભૂલી નથી
પોતાની સિવાય



**તેઓ** ❑ અશોક વાજપેયી ❑ જયા મહેતા
**(હિંદી)**

તેઓ એક પિંજરું લાવશે,
અદૃશ્ય
પણ પછી તેને છોડીને
ઊડી નહીં શકાય.

તેઓ વચન આપશે આકાશનું
તેઓ ઉલ્લેખ કરશે એની
સીમાહીન નીલિમાનું
પણ તેઓ લાવશે પિંજરું –

પછી તેઓ ધીરેથી સમજાવશે
કે આકાશમાં જતાં પહેલાં
પિંજરનો મહાવરો જરૂરી છે.

પછી તેઓ કહેશે આકાશમાં બહુ ભય છે,
કે ક્યાંય નથી આકાશ
કે આકાશ પણ અનંત પિંજરું છે.

પછી તેઓ પિંજરામાં
તમને છોડીને
આકાશમાં
અદૃશ્ય થઇ જશે.

❑ પન્ના નાયક

બેકામ તપ્યો
સૂરજ, હાહાકાર
વ્યાપ્યો પુષ્પોમાં

*

રોજ પરોઢે
સૂરજ ઢંઢોળતો
સૂતી કળીને

❑

## કહું છું ❑ અશોક વાજપેયી ❑ સુશી દલાલ

હું વૃક્ષોને કહું છું
તમારી હરિયાળીથી બનાવો એક પાલખી
અને એને લઇ આવો,
ફૂલોને કહું છું
તમારા પરિમલથી બનાવો એક પાલખી
અને એને લઇ આવો,
આકાશને કહું છું
તમારા અંધારા-અજવાળાથી બનાવો એક પાલખી
અને એને લઇ આવો,
હું પક્ષીઓને કહું છું તમારી પાંખોથી અને કલરવથી
બનાવો એક પાલખી
અને એને લઇ આવો
વળાંક પર મળે છે જેટલા દેવતા
હું એમને કહું છું કે પાલખી ઊંચકીને લઇ આવો
હું ઉત્સુકતાથી ઊભો છું મારા દરવાજામાં.

❑

## દીવાલ ❑ ક્વાસિમોદો ❑ રાધેશ્યામ શર્મા

સ્ટેડિયમ-દીવાલ પર ક્યારના
લટકતા ઘાસની ફાટો અને ઝાંખરામાં
વીજળી જેમ ગરોળીઓ ઝબકે છે,
દેડકાઓ ખાઇ ભણી પાછા વળે છે,
દૂરના ગામડે મારી રાત વીંધતું મેદાનગીત, આ જગા તું યાદ રાખ
જ્યાં મસમોટા તારાએ આવકારેલું
આપણું ગમગીન આગમન. અરે ઓ પ્રેમ, કેટલો
બધો સમય પોપ્લર પર્ણો સાથે ખરી ગયો, કેટલું
બધું લોહી પૃથ્વીપટની નદીઓમાં વહી ગયું.

---

(જેક બેવાનના અંગ્રેજી અનુવાદના આધારે)

## અભિનવ ચન્દ્રમાને

❑ ક્વાસિમોદો
❑ રાધેશ્યામ શર્મા

પ્રારમ્ભે પ્રભુએ સ્વર્ગ સર્જ્યું
અને પૃથ્વી, દરમિયાનમાં
સ્વર્ગો મધ્યે ચન્દ્ર અને તારાને ગોઠવીને
સાતમા દિવસે વિશ્રામ કર્યો.

હજાર વરસો પછી, માણસને
એની છબીમાં, એના સામ્યમાં ઢાળ્યો,
અવિશ્રાંતપણે,
પ્રાકૃત પ્રજ્ઞાપૂર્વક
એક આસો રાત્રિએ, નિર્ભીકપણે,
પ્રશાન્ત ગગનોમાં ગોઠવ્યાં
અન્ય નક્ષત્રો જે સૌ
ચક્કર ચક્કર ઘૂમ્યા કરતાં હતાં
જગતનાં સર્જનકાળથી, આમીન.

---

(જેક બેવાનના અંગ્રેજી અનુવાદના આધારે)

❑

❑ નીલેશ રાણા

કઠિયારો થઈ કુહાડો લઈ
જળના ઝાડને
કદીયે કપાય નહીં

❑

અણગમતું આયખું લઈ લ્યો ને, નાથ !
મને મનગમતી સાંજ એક આપો;
કે ક્યારનો મૃગજળમાં ડૂબતો તરાપો...

ખરી પડ્યાં પાંદડાંને હાથમાં લઈને
મેં આંખોમાં રોપ્યું એક ઝાડ,
પંખીનાં લાડ કદી નીરખ્યાં નથી
કે નથી સાંભળ્યો મેં નભમાં ઉઘાડ;

થીજેલાં જળમાં આ ડૂબેલી માછલીને
અર્જુનનો મત્સ્યવેધ આપો...

મને આપો એક સાંજ, મને આપો એક રાત,
મને આપો એક એવો આશ્લેષ,
ફરફરવા લાગે આ સાત સાત જન્મોના
તાણીને બાંધેલા કેશ !

મારાથી સાવ મને અળગી કરીને, નાથ !
કાયમની કેદ મને આપો...
– જગદીશ જોશી

ઇચ્છા પ્રમાણેના જગતમાં નહીં, પણ જગતની ઇચ્છા પ્રમાણેના જીવનમાં ગોઠવાઈ જવામાં જિંદગી આખી વપરાઈ જાય છે. દરેક મનુષ્યનો આ સરેરાશ અનુભવ હોય છે. ઇચ્છા પ્રમાણેનું જીવન ભાગ્યે જ કોઈને સાંપડતું હશે. જીવનના તૈયાર માળખામાં ગોઠવાઈ ગયેલો કે ગોઠવાવા મથતો મનુષ્ય એ સિદ્ધિ હાંસલ કર્યા પછી પણ સંતુષ્ટ હોતો નથી. એનો અર્થ જ એ છે કે છેવટે તો કોઈના બનાવેલા કોષ્ટકને અનુરૂપ થવાની જ આ બધી પીડાઓ હોય છે. પોતાની ઇચ્છા તો તેમાં ક્યાંય કોઈ મહત્ત્વ ધરાવતી હોતી નથી.

આ કાવ્યની નાયિકા પોતાની મનગમતી સાંજ મેળવવા અરજ કરે છે. જેને અરજ કરે છે તે નાથ ઈશ્વર પણ હોય, સ્વામી પણ હોય. નાયિકાની આજીજી એટલી તો આર્જવ ભરેલી છે કે મનગમતી એક સાંજ મેળવવા માટે પોતાનું અણગમતું આખુંયે આયખું આપી દેવાની તેની તૈયારી છે. જીવન સમસ્તનું ભારે પલ્લું એક સાંજ જેટલા અલ્પ સમય સામે તુલ્યબળ બની શકે તેમ નથી તેવી તેની સમજમાંથી જાણે આ કાવ્ય પ્રસરે છે. 'લઇ લ્યો ને !' એવો ભાવાર્દ્ર ઉદ્ગાર કરી પોતાને જે જોઇએ છે તે વળતર માટેની વિનવણી જાણે કાચી પડતી હોય તેમ નાયિકા આખીયે રજૂઆત ઉપર વિશેષ બળ લાદતાં કહે છે : 'ક્યારનો મૃગજળમાં ડૂબતો તરાપો...' એક તો ભાંગેલા વહાણના ટુકડાને સહારે તરવાનું છે અને વળી મૃગજળમાં તરવાનું છે. આવી ભ્રાન્ત અને

અસહાય જિંદગી કેવી તો નિરર્થક છે તેનો ચિતાર કાવ્યના પ્રારંભે જ નાયિકા આપી દે છે.

મિથ્યા એવી બાબતોને સાચી કે સાર્થક કરવાના ઉધામા નિષ્ફળ ગયાનો હવાલો નાયિકામુખેથી કવિ બહુ સરસ રીતે આપે છે. ખરી પડેલું પાંદડું આખા વૃક્ષને આંખોમાં જાણે જીવતું કરી શકે છે. નાની શી અને નકામી બની ગયેલી બાબતને વિસ્તીર્ણ અને સાર્થકરૂપે જોવાનો વિવેક દાખવ્યા પછી પણ નાયિકા તો કહે છે :

'પંખીના લાડ કદી નીરખ્યાં નથી

કે નથી સાંભળ્યો મેં નભમાં ઉઘાડ'

વૃક્ષની સાથે પંખી ન જોડાય તો વૃક્ષનું વૃક્ષત્વ સિદ્ધ થતું નથી. પંખીના એક એક ટહુકે આકાશ ઊઘડતું હોય છે, પણ નાયિકાને તેનો અભાવ પણ પીડે છે. તેના હાથમાં તો વૃક્ષની રચના પછી પણ ખર્યાં પાંદડાં જ રહે છે. વૃક્ષના લચીલા છાંયડાની શીતળતાને બદલે સૂકાં પાંદડાંનો ખખડાટ સાંપડે તેવી પરિસ્થિતિમાં ઘેરા વિશાદ સિવાય કશું બચતું નથી. તેમાંથી ઊગરવા માટે અર્જુનના ગાંડીવટંકાર જેવી તાણ જોઇએ. નાયિકા જાણે થીજેલા જળમાં માછલીની જેમ જડાઇ ગઈ છે. એ વહી ન શકે તો તેમાં તેનું માછલીપણું રહેતું નથી. અર્જુન માત્ર એક અને એક માછલીને જ કેન્દ્ર બનાવે તેવો પરમ સ્વીકાર ઇચ્છતી નાયિકા, પોતે વીંધાઈ જાય તે સ્થિતિને પણ ઇષ્ટ ગણે છે. કવિતા પરિચિત સંદર્ભનો કેવો સુંદર વિનિયોગ કરી શકે છે તે અહીં અવલોકી શકાશે.

મનગમતી સાંજ પ્રાપ્ત કરવા વલખતી નાયિકાની અપેક્ષા માત્ર સાંજ પૂરતી જ મર્યાદિત રહેતી નથી. સાંજ સાથે જ જોડાયેલી રાત્રિ અને રાત્રિ સાથે જોડાયેલ પ્રીતમિલનની મધુર ઘટના સુધી તેની યાચનાનો વ્યાપ વિસ્તરે છે. 'મને આપો' તેવું ત્રણ ત્રણ વાર આજીજીપૂર્વક કહીને નાયિકા પોતાનો તલસાટ કેટલો તો તીવ્ર છે તેની પ્રતીતિ કરાવે છે. સાત સાત જન્મોથી સેવેલી અપેક્ષાની સમ્પૂર્તિ માટે તે જાણે તરફડિયાં મારી રહી છે. તેની કલ્પનાની સાંજ છેક આશ્લેષના અનુભવ સુધી પહોંચી અકલ્પ્ય એવી સંતૃપ્તિને ઝંખે છે. તાણીને બાંધેલા કેશ ફરફરવા લાગે તે વાત કંઈ આંખેથી જોઈને ભૂલી જવાની નથી. તેમાં તો બંધનથી મુક્તિના માર્ગે જવાનો અભિનિવેશ છે. આટઆટલા જન્મોના બંધનને ફગાવી દઈ મુક્ત કેશરાશિની જેમ ફરફરવા મળે તેથી ચડિયાતો અનુભવ નાયિકા માટે બીજો કોઈ નથી.

આવું ત્યારે જ થઈ શકે, જ્યારે પોતાને પોતાનાથી અળગા કરવાનું બને. જાત પર જાતનો સકંજો જ એટલો મજબૂત હોય છે કે હંમેશાં ક્યાંક પુરાયેલા હોઇએ એવું જ આપણને લાગ્યા કરે છે. એ આપણે જ લાદેલી ભીંસ હોય છે અને આપણે જ એનાથી મુક્ત થવા હવાતિયાં મારતા હોઇએ છીએ તે બહુ વિચિત્ર લાગે તેવી વાત છે.

છેવટે તો કાવ્યનાયિકા જાણે છે કે મુક્તિનો અર્થ પણ બંધન છે, કારણકે મુક્તિની સ્થિતિ પણ આપણે ક્યાં છીએ તેનો ખ્યાલ આપીને આપણને કોઈ ને કોઈ રીતે બાંધે જ છે, પણ અહીં જે 'કાયમની કેદ'ની નાયિકાને અપેક્ષા છે તે કેદ એની પોતાની પસંદગીની છે. પોતાની પસંદગીની કેદ હોય તો તે મંજૂર છે, પણ પોતાની ઇચ્છા વિરુદ્ધનું સ્વર્ગ હોય તો તે તેને ખપે તેમ નથી.

ઇચ્છા પ્રમાણેનું જીવન રચવાની ઝંખનામાં અનિચ્છાપૂર્વક જિવાતી જિંદગીનું બલિદાન આપતાં રહેવું તે મનુષ્યનિયતિ છે. અહીં આ રચનામાં તો કોઈ પરમ ઇચ્છનીય તેવી સ્થિતિને તાબે થઈ જવા સુધીની તૈયારી ભક્ત અને ઇશ્વર કે પછી પ્રિયતમ અને પ્રિયતમાના સંબંધે બહુ લાક્ષણિક રીતે નિરૂપાઈ છે. અણગમતું આપીને મનગમતું મેળવવું સહુ કોઈને ગમે, પણ અહીં તો મનગમતી તાબેદારી મેળવવાની અરજ છે. મુક્તિ નહીં, પણ કેદની માગણી છે.

એ કેદ જ જાણે કે મુક્તિધામ છે તેવો સૌંદર્યકારી અર્થ પ્રગટાવતી આ કવિતા આપણને મોહી લે તેવી છે.



□ સુ.દ.

એક દિવસ
બરફને ખૂબ ઠંડી લાગી.
ઠંડીથી એ એટલો ધ્રૂજે
જાણે કે એની ભીતર ધરતીકંપ ન થતો હોય.
મેં ધાબળા પર ધાબળા ઓઢાડયા
તો પણ કંઈ ન વળ્યું.
મેં એની આસપાસ તાપણું કર્યું.
ત્યારે કૈંક કળ વળી.

એક દિવસ
આગને અસહ્ય બળતરા ઉપડી.
નહીં જંપ, નહીં ચેન
કેવળ બેચેન.
આગના મોંમાં બરફ મૂક્યો
પણ કૈં કરતા કૈં વળે નહીં.
આગ તો કેવળ અંદરથી બળ્યા કરે
છેવટે મેં એના હોવાની આસપાસ
જળની દીવાલ ચણી
ત્યારે કૈંક કળ વળી.

મને ખૂબ મોડે મોડે સમજાયું
કે આ બરફ અને આગ તો
મારી ભીતર
થીજી જતા અને બળતરા અનુભવતા
સુખ અને દુઃખ જ છે.

□

☐ સુ.દ.

લિસ્સી, સુંવાળી, નજાકતભરી, રેશમી સંવેદનો કરતાં
ખરબચડી સંવેદના સાથે જીવવું હમણાં હમણાં મને વધુ ગમે છે.
કરકરાપણાનો પણ એક સ્વાદ હોય છે.
ઢાળ પર જળની જેમ ઢળવા કરતાં
પથ્થરના પગથિયાંનો સ્પર્શ વિશેષ જીવંત લાગે છે.

પથ્થર ગોળ હોય, ચોરસ હોય, લંબચોરસ હોય,
ચિત્રવિચિત્ર આકાર ધરાવતા હોય કે અણીદાર હોય
તો પણ મારો પથ્થર માટેનો પક્ષપાત વધતો જાય છે
દરિયાના પ્હાડ જેવા મોજાંની જેમ અથવા
દરિયા વચ્ચેના અડીખમ, નક્કર ખડકની જેમ.

આકાશ પાસે ચંદ્ર છે, તારા છે, નક્ષત્રો અને ગ્રહો છે.
પણ આકાશ પથ્થર વિના દરિદ્ર લાગે છે.
એની સરખામણીમાં ધરતી વિશેષ ગર્ભશ્રીમંત છે.
ફૂલ અને પથ્થરને એ અડખેપડખે ધારણ કરી શકે છે.

મને પથ્થર ગમે છે. કરું છું એને પારાવાર પ્રેમ
હું પથ્થરને શિલ્પીથી દૂર રાખવા માગું છું
જેથી એની ટાંકણું – હથોડી જેવી નજર
કોઈ પણ મૂર્તિને કંડારે નહીં !

☐

☐ સુ.દ.
એ જીવતો રહ્યો
અમે એને મારી નાખ્યો.
એ ખૂબ સરસ રીતે જીવતો હતો
અમે એને ખૂબ સરસ રીતે મારી નાખ્યો, –
– પ્રસંશાથી
☐

## ઈશાવાસ્યામ્

□ ધીરુ મોદી

મારે એવું ઘર જોઇએ
જે લોખંડના ખીલાની પેઠે જડી દીધેલું ન હોય.
-સુંદર ફૂલછોડની પેઠે
સ્વયમ્ ધરતીમાંથી ફૂટી નીકળેલું હોય.

આકાશમાંથી સારવી લીધું હોય
એવું મ્હારે
મ્હારા ઘરનું છાપરું જોઇએ.
-જ્યાં સૂર્યચંદ્રતારાનક્ષત્ર રમવા માટે
ઊતરી આવતાં હોય.

દરિયાનાં ઊછળતાં મોજાંમાંથી મથી કાઢી હોય એવી
હા, દીવાલ જોઈએ.
-પણ મ્હારા ઇશાવાસ્યમાં ક્યાંય કશેય
કોઈ ખૂણો પાડતી ન હોય.

મ્હારે દૃષ્ટિકોણ નહીં
-રે, મ્હારે તો
પૂરેપૂરી દૃષ્ટિ જ જોઇએ.

□

## ...ગભરાય છે

□ ભરત વિંઝુડા

કંઈ નહીં ને કંઈ હંમેશાં થાય છે
એનાં પડછાયાં તળે જિવાય છે

જોઉં છું હું એ બધે દેખાય છે?
એ સમજવા આંગળી ચીંધાય છે

એમ ધરતીકંપ દરિયામાં થયો
જળ કિનારા શોધતું ગભરાય છે

વૃક્ષ ઊગાડી જુએ, કાપી જુએ
દૃશ્ય બસ એવી રીતે બદલાય છે

જાણે એના કાન પાકા થઇ ગયા
એમ એની પાસે જઈને ગાય છે

હર ઘરે મૃત્યુનું માત
પારકાં - પોતાનાં દુઃ

## ❏ ઉમાશંકર જોશી

### રુત દ્યુ મહાત્મા ગાંધી, પૅરિસ

આ મહાત્મા ગાંધી માર્ગ
પૅરિસમાં રહેશે, જેથી સૌ ચાલનાર
માનવબંધુને સ્મરણમાં રહે
કે આ પૃથ્વી પર ચાલનાર સૌ કોઈ
માટે મહાન શક્યતા છે કેવાક
થઈ શકવાની.

ખુલ્લું આ નિમંત્રણ રહેશે
ચિરકાળ અમ નગરસભાનું સર્વ કોઈને
ચાલવા
મહાત્મા ગાંધી બૃહદ્ માર્ગ પર.

૧૫-૮-૧૯૮૬ (અગ્રંથસ્થ)

(* શ્રેષ્ઠ ઉમાશંકર માંથી, પ્રકાશક : ગૂર્જર ગ્રંથ કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૩૫૦)

## ❏ જયંત વસોયા

ક્યાં હું નથી ક્યાં તુ નથી,
અસ્તિત્વ બંનેનું નથી.

હું પ્રશ્ન બસ પૂછ્યા કરું,
સમજાવશો કે છું - નથી ?

અદ્વૈત પર વિશ્વાસ હો,
તો તો પછી શું શું નથી ?

મારા અભાવે જાણ થઈ :
કે તું જ છે ને હું નથી.

(* ગઝલની ગલી* ગઝલસંગ્રહમાંથી, પ્રકાશક : પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ - ૩૬૦૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૧૦૦)

## ❑ મનોહરસિંહજી જાડેજા 'રવિપિયુ'

~ વાયરામાં મોરપીંછ ~

કે વાયરામાં મોરપીંછ લ્હેરાતાં જાય
દિશા દિશામાં મારી આંખો વેરાય,
અને સપનાંઓ શ્યામનાં ઘેરાતાં જાય.

આંખ સામે ઊગે છે કદંબનું ઝાડ
અને આંખો આ યમુના થઈ વ્હેતી,
એક પછી એક ગોપી આવે ને જાય
ને મને કહેવાનું કંઈ નથી કહેતી.
મૌન એવું કે શબ્દો પણ વ્હેરાતા જાય
કે વાયરામાં મોરપીંછ લ્હેરાતાં જાય.

વાંસળીના સૂર તો એવા નિરાકાર
પણ તારો આકાર નહીં ઓળખી શકું,
તારાથી હું તો એવી ભોળવાઈ જાઉં
પણ મને પોતાને નહીં ભોળવી શકું.
મધરાતે મોરલા પણ ગ્હેકાતા જાય
કે વાયરામાં મોરપીંછ લ્હેરાતાં જાય.

( " અનુગ્રહ" કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૮૦)

## ❑ સુ.દ.

આકાશ અને પૃથ્વીની વચ્ચે
એક પક્ષી
હવામાં ઝીણું ઝીણું
કરે નકશીકામ.
પણ ક્યાંય નહીં મૂકે
પોતાનું નામ.
❑

હજીય કને (એક ધૂન) □ ઉશનસ્

હજીય કને, હજીય કને, હજીય કને
છેક અડોઅડ આલિંગનમાં, લઈ લે મને... હજીય કને૦

કાળની કળતી ક્ષણથી ક્ષણે,
વ્હાલના આકુલવ્યાકુલપણે
અધીરપણે આવ તું પૂરા પ્રેમના પાગલપણે... હજીય કને૦

ના હું ચાહું તારી ખુદાઈ
જરીય જેટલી તારી જુદાઈ,
તનરેખાએ કઠતી મને, મથતી મને જૂજવાપણે... હજીય કને૦

વ્યાકરણ કાં વેંઢારી રાખું?
અલંકરણ ઓગાળી નાખું.
સુહાગ રાતે હોય શી વાતે ભાવના નીરવપણે? હજીય કને૦

( " છેલ્લો વળાંક " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : કૃતિ પ્રકાશન, બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ, વાસણા, અમદાવાદ - ૩૮૦ ૦૦૭. પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૭૫)

□ પંકજ વોરા

પ્રભુ છે આવરણમાં તે છતાં કેવી કરામત છે
કે એના સૌ રહસ્યો મારા હૈયામાં સલામત છે

બધા ઇલ્ઝામ મેં મારા વગર વાંકે કબૂલ્યા છે
જમાનાની ખુશી માટે ફના થવાની આદત છે

કરો છો પ્રેમની ચર્ચા તમે એ વાત બીજી છે
પ્રણયનો મર્મ કિંતુ પામવો એ જુદી જ બાબત છે

તમારી બેરુખીની સેંકડો ફરિયાદ હોઠો પર
અમારી લાગણી ઉપર સદા શબ્દોની કરવત છે

જમાનો હર ઘડી માગી રહ્યો પંકજ ખુલાસાઓ
કયામત પહેલા પણ જુઓ કેવી કયામત છે

( " અહંગરો" ગઝલસંગ્રહમાંથી, મુખ્ય વિક્રેતા : આર. આર. શેઠની કંપની, ૧૧૦/૧૧૨ પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૧૦૦)

## શગને સંકોરો ❑ લાલજી કાનપરિયા

દીવડો પેટાવો જીવણ ! શગને સંકોરો જી
પાંપણે પથરાવો રે કાંઈ ઉજાસ થોરો થોરો જી.

આભમાં ઊગે છે સૂરજ-ચાંદલો હો જી
મારા ઓરડે ઊગે નિત અમાસ
એક તણખો રોપાવો એવો પંડમાં હો જી
કે મારે રૂંવે રૂંવે ઝળકે ઉજાસ !

જુગજુગથી લખું તોય છે કાગળિયો કોરો જી
દીવડો પેટાવો જીવણ ! શગને સંકોરો જી.

સજાવું સજાવું મારી મેડિયું હો જી
જીવણ ! સજાવું કાંઈ ભીતરના આવાસ
માધવરૂપે રે આવો આંગણે હો જી
હું તો ઉગાડી બેઠી મનમાં આશ !

મીરાં જેમ પીધો છે મેં તો શ્રદ્ધાનો કટોરો જી
દીવડો પેટાવો જીવણ ! શગને સંકોરો જી.



( " શમણાંના ચિતરામણ " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૬૫)

❑ સુ.દ.

મૌનની ક્ષિતિજને પાર –
– શબ્દ કરે પ્રતીક્ષા.
શબ્દની ક્ષિતિજને પાર –
– મૌન કરે પ્રતીક્ષા
મૌનમાંથી શબ્દ...
શબ્દમાંથી મૌન...
કોણ કરે કાવ્ય
કાવ્ય કરે કોણ ?

## અડવાનું અખબારું □ હરિકૃષ્ણ પાઠક

અખબારી ઉદ્યોગમાં અડવે કર્યો પ્રવેશ,
અવલોન્વલો વેશ ને બેઉ હાથમાં લાડવા.

હરતાં-ફરતાં પામતો બોલપેન કે પર્સ,
નરી લપસણી ફર્શ – તે પર અડવો ટૂહેલતો.

કાગળના કોટા મળ્યા, મળ્યાં માઇક ને મંચ,
ટી. વી. - રેડિયો - પંચ બધે ઇલાકા આગવા.

કૈંક ખિતાબો સાંપડ્યા, મળ્યાં માન ને ચાંદ;
નાની સરખી ફાંદ દૂંટી ફરતી ઊભરી.

સરકારી ખર્ચે કર્યા વિદેશનાય પ્રવાસ,
અડવો ખાસ ખવાસ, આમ-આદમી ના રહ્યો.

ઇમેજ-બિલ્ડિંગના મળ્યા ગંજાવર કૅન્ટ્રાક્ટ,
સત્તા કરે બક્ઝટ ને અડવો સૂત્રો તારવે.

જગમેં જોટો ના મિલે - ઐસો માલ બિકાઉ,
કૈસો સરજ્યો હાઉ - કોઉ ઉંગલી ના કરે ?!



( * રાઈનાં ફૂલ * કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ગૂર્જર ગ્રંથ કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૪૫)

□ સુ.દ.

એક માછલી
દરિયામાં ઊંડે ને ઊંડે
ઊતરતી ગઈ.
દરિયાને માપવાનો એનો
હેતુ ન્હોતો.
એને તો પામવું હતું
પોતાનું ઊંડાણ.
□

## આગંતુક ❑ કૈલાસ અંતાણી

ઉંબર ઓળંગીને ઘરમાં પ્રવેશું છું
તો બધું જ તદ્દન અજાણ્યું લાગે છે
ભીંતો સાથે પરિચય
ફક્ત ગઈસાલના
ધૂળ ખાતાં કેલેન્ડર જેટલો
સોફા પર બેસી, ચાનો કપ હાથમાં લઈ
વાંચું છું છાપું
ઉભડક ઉભડક
ને ત્યાં
દીવાનખંડના શૉ-કેસમાં બેઠેલા
રમકડાના રાજા હાથ ઊંચો કરે છે
આવજોની મુદ્રામાં...
અચાનક આવી ચડેલી ચકલીની જેમ
હું પણ
અરીસા સાથે ચાંચ અફાળી
ફંફોસું છું મારો ચહેરો
ને
મારા જ ઘરમાં હું મને
આગંતુક લાગું છું...

( " શગ દીવાની કમ્પે " કાવ્યસંગ્રહમાંથી, પ્રકાશક : ગજેન્દ્ર સી. અંતાણી, શિવરંજની ૧૧, વિદ્યુત સોસાયટી, નયા અંજાર (કચ્છ) - ૩૭૦૧૧૦, પ્ર.આ.૨૦૦૧, મૂલ્ય રૂ. ૨૫)

પ્રદ્યુમ્ન તન્ના
(૧૯૨૯)

## અષાઢ

આવ્યો અષાઢ!
સઘન ગગન ઘન ગરજ સુણીને થર થર કંપ્યા પહાડ!
કાજળ ઘેરાં વાદળ છાઈ દિશા ચૂવે અંધાર,
ઝબકે સબકે લબકે વીજ કરી નાગણ શા ફુત્કાર,
વન વન દંડન ખંડન કરતો સમીરણ પાડે ત્રાડ!

ઉઘલ ઉઘલ દળવાદળ પલપલ વરસે મુશળધાર,
પ્રકૃતિ રૂઠી ઊઠી આજે ધરે પ્રલયસિંગાર
રંગરંગીલી ઓઢણી છોડી ઓઢે જળ-ઓછાડ!

આભ ચીરીને ઊતરે જાણે વૈતરણીનાં વાર,
આકુલ જનગણ કંઠે ઊડતો ઘેરો એક પુકાર,
પ્રલયંકર હે શંકર! એને ઝીલો જટાની આડ.

માથે સખુંબઝખુંબ સખુંબઝખુંબ મસ્તી સાવન ઘટા
ને લરતી લરમ ધાંધમાં લવે
બમ્બમાજે ઊભરે પરે
નેનના મધપરા!
માથે સખુંબઝખુંબ સખુંબઝખુંબ સરવી સાવન ઘટા
—પ્રદ્યુમ્ન તન્ના—

(પરિચય પુસ્તિકા ૧૧૧૪" ગીત-વર્ષા" માંથી, પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૧૦)

## ❑ નિનાદ અધ્યારુ

એકાદ-બે સળગતા કિસ્સા તો જોઈએ,
ઈતિહાસને જરૂરી હિસ્સા તો જોઈએ.

એના વગર અધૂરું છે ઘર દરેકનું,
કુરાન, બાઈબલ કે ગીતા તો જોઈએ.

હું દોસ્તો કનેથી શીખ્યો છું આટલું :
વધવું જો હોય આગળ, ઈર્ષા તો જોઈએ !

પગમાં ભલે ન બાંધો ઝાંઝર તમે પ્રિયે !
પણ હાથમાં તમારા, હીના તો જોઈએ.

એ એકલા રડે છે, એ વાજબી નથી,
સામા નયન પણ થોડાં, ભીનાં તો જોઈએ.

હું પ્રેમનો પ્રસ્તાવ મૂકી દઉં 'નિનાદ' પણ,
થોડી-ઘણીય એની ઈચ્છા તો જોઈએ.

## ❑ લક્ષ્મી ડોબરિયા

કોણ જાણે કેમ પણ, આવી જતો અભાવ છે,
ને, કદાચિત્ એટલે એકાંતથી લગાવ છે !

આ ગઝલમાં, થાકથી જંપી ગયો સમય, અને-
આંખ ચોળી, આંગણે આવી ગયા તનાવ છે !

એક અફવા, બેધડક ફરતી હતી બજારમાં !
આમ જોકે વાંકમાં, ઘટના અને બનાવ છે :

બોલવાની તક નહીં પણ, મૌનને લ્યો સાચવી,
રીતને રિવાજનો, એ કાયમી ઠરાવ છે :

આયનો મશહૂર છે, જેની હયાતીથી અહીં,
રૂપની ઝાકળ મહીં, એવો હજુ પ્રભાવ છે ! !

□ દિનેશ કાનાણી 'પાગલ'

કોઈ રસ્તાની ઉદાસી લઈ ફરું છું,
રોજ હું, તારી તલાશી લઈ ફરું છું !

જયારથી ઊડી ગઈ તું, પંખી થઈને-
ત્યારથી ફળિયું; અગાશી લઈ ફરું છું.

ખૂબ સહુ છું વેદનાઓ ખાનગીમાં,
તોય ફૂલો બારમાસી લઈ ફરું છું ! !

આ હતાશા, આ નિરાશા, પંથ લાંબો-
ને ચરણમાં હું, કપાસી લઈ ફરું છું !

એટલે કાયમ મળે છે દરિયાના જળ,
જન્મથી હું, મીન રાશિ લઈ ફરું છું !

□ છાયા ત્રિવેદી

તપતો સૂરજ ખિસ્સે રાખી, ચાલી નીકળો,
ખુદનો પડછાયો ઉપાડી, ચાલી નીકળો!

કિનારા તોડીને દરિયા ઉમટશે સામટા,
મુઠ્ઠીમાં પૂનમને દાબી, ચાલી નીકળો!

લ્હેરાતાં ઉગશે ખેતર ત્યાં ઈન્દ્રધનુષનાં,
સૂકી ભોંમાં, સપનાં વાવી ચાલી નીકળો!

ચોગરદમ ઘુમશે મોસમ વાસંતી, શોધવા-
ટહુકાઓ કંઠે છૂપાવી, ચાલી નીકળો.

વીંધ્યે રાખો પોતીકાં અઢળક આકાશને,
વરસાદી યાદોને ચાખી, ચાલી નીકળો!

### ❑ રાજેશ મહેતા 'રાજ'

કંઈક, થોડું ને કશું અટવાય છે –
ને અધૂરી વારતા, રહી જાય છે.

કોઈ જીવે છે અઢી અક્ષર થકી,
કોઈને કયાં એ કદી સમજાય છે ?

એ, પણે પાલવ નીતરતો ઝાટકે,
ને અસર વાતાવરણમાં થાય છે !

હાથમાં મહેંદી રચે એ ત્યાં, અને,
હસ્તરેખાઓ અહીં ભૂંસાય છે !

રોજ રસ્તે આમ તો મળીએ છતાં,
વાત મનની કયાં કદી કહેવાય છે ?

જે નથી જોઈ શકાતું બહારથી,
આયનામાં એ બધું દેખાય છે !

આપણે છૂટા પડીએ, એ ક્ષણે,
ગામ આખું કેમ ભેળું થાય છે ?

(ઉપરની પાંચ કવિઓની રચના" શ્રીગઝલ " ગઝલસંગ્રહમાંથી. મુખ્ય વિક્રેતા : પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ - ૩૬૦૦૦૧. પ્ર.આ.૨૦૦૫, મૂલ્ય રૂ. ૫૫)

### ❑ સુ.દ.

બીજને જોવાની
ગમે એટલી
તીવ્ર ઝંખના હોય
તો પણ
વૃક્ષને ઉખેડાય નહીં.

❑

# FIRST LOVE ❑ Carol Ann Duffy

Waking, with a dream of first love forming real words,
as close to my lips as lipstick, I speak your name,
after a silence of years, into the pillow, and the power
of your name brings me here to the window, naked,
to say it again to a garden shaking with light.

This was a child's love, and yet I clench my eyes
till the pictures return, unfocused at first, then
almost clear, an old film played at a slow speed.
All day I will glimpse it, in windows of changing sky,
in mirrors, my lover's eyes, wherever you are.

And later a star, long dead, here, seems precisely
the size of a tear. Tonight, a love-letter out of a dream
stammers itself in my heart. Such faithfulness.
You smile in my head on the last evening. Unseen
flowers suddenly pierce and sweeten the air.



આદરણીય સુરેશભાઈ,

'કવિતા'ના સળંગ અંક : ૨૨૭માંથી શ્રેષ્ઠ કવિતાની પસંદગી કરવાનું આમંત્રણ મળ્યું તે બદલ આભારી છું. 'રેતીમાં કોરાયેલ' મુખપૃષ્ઠ ખૂબ ગમ્યું. ગઝલ, ગીત, ગદ્યકાવ્ય અને હાઈકુથી તરબતર અંકમાંથી પસાર થતી વખતે ક્યાંક અટક્યો છું, તો ક્યાંક અટવાયો છું. 'પ્રણય' જામનગરીની ગઝલ ગમી તો કોઈ જગ્યાએ ગૂંચવાયો છું. અંકમાં ગઝલોનું પ્રમાણ વધુ છે. દ્વિતીય મુખપૃષ્ઠ 'અમૃત ઘાયલ' શોભાવે છે ને ! વા. દાનું ગદ્ય તેમ જ અન્ય ગદ્યકવિતા તેમ જ આસ્વાદ અને અનુવાદો પણ આસ્વાદ્ય જ છે હોં કે !

ફરી વાર દરેક કવિતામાંથી પસાર થતી વેળાએ ગઝલોએ જકડી રાખ્યો. અંકમાં ગઝલો વધુ છે અને તેય એકબીજા સાથે હરિફાઈ કરે એવી. તે છતાં જે ગઝલ પાસે સતત ધોભાયું તે છે ચિનુ મોદીની 'વ્હાલા' ગઝલ. ખુદ્દારી, ખુમારી અને શેરિયતથી તરબોળ આ ગઝલના પાંચે શેર પંચ (મુક્કો) માફક હચમચાવી ગયા.

કવિ ચિનુ મોદીને અભિનંદન.

– અશોક ચાવડા



# કવિતા

અંક ૨૨૯

## દિવાળી અંક - ૨૦૦૫

ગુજરાતી સાહિત્યના
પ્રસિદ્ધ અને નવા કવિઓની

પાંચથી પચ્ચીસ કૃતિઓ
તસવીરો
હસ્તાક્ષર

બ્રિટિશ કવિ ડી.એચ. લૉરેન્સની કવિતાના અનુવાદો

| | | |
|---|---|---|
| આ અંકની છૂટક કિંમત | રૂ. | 50 |
| દેશમાં વાર્ષિક લવાજમ | રૂ. | 200 |
| **Foreign By Air** | **Rs.** | **425** |

સંપર્ક
સર્ક્યુલેશન મેનેજર
જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ
ફોર્ટ, મુંબઈ - ૪૦૦ ૦૦૧.

કવિતા : આત્માની અન્નપૂર્ણા
સળંગ અંક : ૨૨૮
વર્ષ : ૩૮, અંક : ૬, ઓગસ્ટ-સપ્ટે. ૨૦૦૫
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર


# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૩૭૦/-, ઍરમેલ રૂ. ૪૨૫, આ અંકના રૂ. ૪૦/-. બહાર ગામનું લવાજમ 'SAURASHTRA TRUST'ના નામે મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO. 022-2874097

મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી એન. ડી. પટેલ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

મુદ્રણ સ્થળ : મે. પ્રિન્ટમેન પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

નિત્ય મારો બચાવ રાખું છું
હું કિનારે જ નાવ રાખું છું

પાપ મારે ય ભાવ રાખું છું
ધર્મ પ્રત્યે ઝુકાવ રાખું છું

કોઈ કારણ હજુ નથી જડતું
કેમ તુજથી લગાવ રાખું છું

નામ તારું નથી જ બોલાતું
એટલો ભેદભાવ રાખું છું

આપ સંતુષ્ટ છું છલોછલ છું
હોઠ પર તોય રાવ રાખું છું

– મનહરલાલ ચોકસીના હસ્તાક્ષર

# મિતાક્ષરી

## નીતિન વડગામા (૧૦.૧૨.૧૯૫૮)

*કાવ્યસંગ્રહ : અચરજ (૧૯૮૫)*

'ફૂલછાબ'માં ૧૯૯૧થી ગઝલના આસ્વાદની કોલમ 'મધુશાલા' લખે છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્યભવનમાં પ્રાધ્યાપક છે. રાજકોટમાં રહેતા આ કવિ માત્ર લખતા નથી પણ વિવિધ કવિઓના કાવ્યોનું સંપાદન કરે છે. સહૃદયી વિવેચક છે. મનોજ ખંડેરિયાની ગઝલનો એમનો અભ્યાસ ઊંડો છે. એમની કવિતામાં ગઝલ, ગીત અલગ રીતે નીખરી આવે છે.

## ભરત વિંઝુડા (૨૨.૭.૧૯૫૬)

*કાવ્યસંગ્રહ : સ્હેજ અજવાળું થયું (૧૯૯૪), પંખીઓ જેવી તરજ (૨૦૦૩)*

ગુજરાતી સાહિત્યમાં પ્રલંબ ગઝલનો પ્ર-યોગ ભરત વિંઝુડાએ કર્યો છે. આમ તો ગઝલ મુશ્કેલ પ્રકાર છે. એક જમાનામાં ગઝલ એટલે શબ્દોની આતશબાજી. મુશાયરામાં મનોરંજનથી વિશેષ આગળ વધતી નહોતી. પણ હવે અનેક ગઝલકારો આ પ્રકારમાં અખતરાઓ કરે છે એ સારી નિશાની કહેવાય. સમજાય એવું છે કે બધા અખતરા હંમેશા સફળ હોતા નથી. અમરેલીના કવિ ભરત વિંઝુડાએ આ પ્રકારની દીર્ઘ ગઝલ લખીને ગઝલ કેટલો ઊંડો શ્વાસ લઈ શકે છે એનો આપણને આહ્લાદક પરિચય આપ્યો છે.

## જયા મહેતા (૧૬.૮.૧૯૩૨)

*કાવ્યસંગ્રહ : વેનીશન બ્લાઈન્ડ (૧૯૭૮), એક દિવસ (૧૯૮૨) આકાશમાં તારાઓ ચૂપ છે (૧૯૮૫), હૉસ્પિટલ પોએમ્સ (૧૯૮૭)*

એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટીના નિવૃત્ત પ્રાધ્યાપિકા. મુંબઈમાં વસે છે. શાંત અને સ્વસ્થ ચિત્તે માત્ર સાહિત્યકર્મ કર્યા કરવું એ એમની નિષ્ઠાનો પુરાવો છે. સમારંભોમાં જવું, પ્રવચનો આપવાં – આ બધી પ્રવૃત્તિઓથી એ અળગાં રહ્યાં છે અને એટલે જ એમના નામની આસપાસ કોઈ ગાજવીજ નથી. ગોપાળરાવ વિદ્વાંસ પછી એમણે મરાઠી

ભાષામાંથી ગુણવત્તાભર્યા ચિક્કાર અનુવાદો કર્યા છે. માત્ર અનુવાદો જ નથી કર્યા; પ્રવાસનિબંધ, કાવ્યાસ્વાદ પણ લખ્યા છે.

એમની કવિતામાં લાગણી છે પણ લાગણીવેડા નથી. ઝાઝેભાગે અછાંદસ કાવ્યો લખે છે. એમનાં કાવ્યો એટલા બધા સંયમથી રસાયેલાં છે કે એ મંચ પર વાંચવાનાં કાવ્યો નથી, પણ માણસે પોતાના એકાંતમાં મમળાવવા જેવાં કાવ્યો છે.

## હિતેન આનંદપરા (૨૭.૭.૧૯૬૮)

*કાવ્યસંગ્રહ : સૂર્યનું પ્રથમ કિરણ (૧૯૯૯)*

સ્વસ્થતા એમની કવિતાનો ગુણ છે. ગીત અને ગઝલના સવ્યસાચી છે. મંચ પર કવિતા વાંચે ત્યારે પણ એમની સ્વસ્થતા એવી ને એવી જ રહે છે. તાળીઓના ગડગડાટથી એમની કૃતિ ભીંસાઈ ન જાય પણ હથેળીમાં કમળ થઈને ઊઘડે એવી એમની પરિપક્વ રજૂઆત હોય છે. આ અંકમાં એમણે પોતાના પ્રિય ગીત પ્રકારને બાજુએ રાખીને નિતાંત ગઝલો આપી છે. ક્યારેક અછાંદસ પણ લખે છે.

## મુકેશ જોશી (૨.૧૦.૧૯૬૫)

*કાવ્યસંગ્રહ : કાગળને પ્રથમ તિલક (૧૯૯૯)*

રમેશ પારેખ અને વિનોદ જોશી પછી આટલી હદે મૌલિક ગીતો લખવાં એ વિરલ ઘટના છે. આ કવિની કવિતામાં ઊર્મિ સ્થિર અને સ્વસ્થ થઈને ધબકે છે. એમનાં ગીતો અને ગઝલો વાંચતાં અને સાંભળતાં ભાવકને તરત પ્રતીતિ થાય કે આ કવિ હૃદયની ભાષાનો કવિ છે. તર્કને એનેસ્થેશિયા આપવાની એમનામાં ત્રેવડ છે. આપણી ભાષાના ઉત્તમ ઊર્મિકવિ તરીકે એમને ઓળખાવી શકાય. ક્યારેક એ અછાંદસ પણ લખે છે અને અહીં એમણે હેમેન શાહે પ્રચલિત કરેલો ત્રિપદીનો કાવ્યપ્રકાર પણ આપ્યો છે.

## નટવર ગાંધી (૪.૧૦.૧૯૪૦)

*કાવ્યસંગ્રહ : અમેરિકા અમેરિકા (૨૦૦૪)*

અમેરિકામાં સેવન મિલિયન ડૉલરમેન તરીકે ઓળખાતા નટવર

ગાંધીનો ગુજરાતી સાહિત્યમાં નોખો અને અનોખો અવાજ છે. આજે જ્યારે ગુજરાતી કવિતા ગીત અને ગઝલની અતિવૃષ્ટિથી પીડાય છે અને ક્યારેક એવાં અછાંદસ કાવ્યો પણ લખાય છે કે કવિતા ક્યાં પૂરી થાય અને નિબંધ ક્યાંથી શરૂ થાય એની ખુદ સર્જકને પણ ખબર નથી પડતી; ત્યારે શિલ્પીને ટાંકણે ઘડાયેલાં હોય એવાં ઉત્તમ સૉનેટ પૂરતા વિષય- વૈવિધ્ય સાથે, દેશની અને પરદેશની અનુભૂતિ સાથે 'નેટ' ગાંધી આપે છે. એમનો સૉનેટસંગ્રહ 'અમેરિકા અમેરિકા' આજે નહીં તો કાલે એમના વિશિષ્ટ પ્રદાન તરીકે અવશ્ય ઓળખાશે. ૨૦૦૬માં એમનો બીજો સૉનેટસંગ્રહ પ્રગટ થશે ત્યારે આપણને એમની કલમની તાજગીનો અનુભવ અવશ્ય થશે. આ કવિ વૉશિંગ્ટનમાં રહે છે. અમેરિકામાં નેટ ગાંધી તરીકે ઓળખાતો આ જીવ ગુજરાતી કવિતા સાહિત્યમાં સૉનેટ ગાંધી તરીકે ઓળખાશે.

**સુ. દ.** (૧૧.૧૦.૧૯૩૨)

વાંચવું લખવું, લખવું વાંચવું એ એનું વ્યસન. એ કેવું લખે છે એ તો કાળ નક્કી કરશે. એને માટે એની પ્રત્યેક કવિતા આવનારી કવિતાની રિયાજ છે. 'બૃહદ્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ'ના સંપાદન પછી તાજેતરમાં દેશ-પરદેશની ૩૦ ભાષાઓના ૨૫૪ કવિઓના ૪૫૪ વૈવિધ્યસભર કાવ્યાઆસ્વાદનો ગ્રંથ 'કાવ્યપરિચય' પ્રગટ થયો છે.

**ડી. એચ. લૉરેન્સ** ( ૧૮૮૫ - ૧૯૩૦ )

વિશેષ જાણીતા નવલકથાકાર તરીકે છે. એમની કવિતા નવલકથાકારની કવિતા નથી, પણ કવિની કવિતા છે. અઢળક કાવ્યો લખ્યાં છે. કવિતાના મબલક વિષયો છે. સીધી અને સોંસરવી ગતિ છે – વૉલ્ટ વ્હીટમનના જેવી. એમની કવિતામાં આદિમતાનો આવેગ છે. થોડાંક વરસો પહેલાં લંડન ગયો હતો ત્યારે અનેક કવિઓને મળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તે વખતે જ્યારે જ્યારે કવિઓ સાથે ઍલિયટની વાત છેડાતી ત્યારે કવિઓ કહેતા કે હવે બ્રિટિશ કવિતામાં લૉરેન્સની કવિતાનું ફરી પાછું નવું મોજું સજીવન થયું છે. આપણા ઉત્તમ અનુવાદક મહેશ દવેએ લૉરેન્સની કવિતાના હાર્દમાં પ્રવેશીને અનુવાદ આપ્યો છે. એનાં મૂળ કાવ્યનાં તત્વ અને સત્વ જળવાયાં છે એટલું જ નહીં પણ આપણને ગુજરાતી ભાષાનો સ્વાદ પણ આપ્યો છે.

– સુ.દ.

*(૧૭ સપ્ટેમ્બર' ૦૫ – અનંતચૌદશ.)*

# નીતિન વડગામા

## ગાવું નથી

કોઈ પંખી ક્યાંય પણ ગાતું નથી.
તોય પાછું કેમ કંઈ થાતું નથી.

રંગમાં ડૂબી ગયાં છે સૌ છતાં
જીવતરનું વસ્ત્ર રંગાતું નથી.

સાવ સૂનો બાંકડો પૂછ્યા કરે-
કોઈથી કાં આજ બેસાતું નથી?

આંખ છે બુઠ્ઠી કે છે ભાષા અકળ?
એક પાનું કેમ વંચાતું નથી?

રોજ બમણું થૈ ઊગે છે આંખમાં,
એક ઝેરી ઝાડ છેદાતું નથી.

જન્મદિવસે વર્ષથી વિશેષ કૈં
આયખામાં કાં ઉમેરાતું નથી ?

□

## વીંધાતી નથી

મીણબત્તી માત્ર બુઝાતી નથી.
રાત પણ સ્હેજેય રંગાતી નથી.

જે ક્ષણે ચૂકી ગયાં'તાં જીવવું,
એ જ ક્ષણ ક્યારેય ભુલાતી નથી.

આપણે દોરેલ નકશાઓ મુજબ
જિંદગી હંમેશ જિવાતી નથી.

નાવ તો વ્હેતી થઈ વર્ષો થયાં,
ને નજરથી દૂર પણ થાતી નથી.

કોણ ઉશ્કેરે છે અંદરથી અહીં,
કેમ લીધી વાત મુકાતી નથી ?

જાતથી જુદું થવાતું હોય તો,
પંડની પીડાય પરખાતી નથી.

તીર તાકીને જ છોડ્યું છે છતાં,
માછલી કેમેય વીંધાતી નથી.



## ઓગળે છે

કોણ, કોનું સાંભળે છે ?
ભીડમાં સૌ ઓગળે છે.

સાવ જર્જર જાત સાથે,
માણસો પણ આથડે છે!

આંખ સૌની સાવ કોરી,
સૌ અહીં સુક્કું રડે છે !

હળ હવામાં હાંકવાથી,
ક્યાં કશુંયે સાંપડે છે ?

સાવ વાસી સૂર્ય ઊગે,
સાંજ પણ ઉજ્જડ ઢળે છે.

વાટ કે દીવેલ ક્યાં છે ?
કોડિયું કાં ઝળહળે છે ?

શ્વાસ ને ઉચ્છ્વાસ વચ્ચે,
જીવતર ભડભડ બળે છે.



## રોજ સૂરજ આથમે છે

આભનો દરિયો તરીને રોજ સૂરજ આથમે છે.
પાંદડાં માફક ખરીને રોજ સૂરજ આથમે છે.

રોજ ઊગીને સજા એ ડૂબવાની ભોગવે છે,
તોય પણ હાથે કરીને રોજ સૂરજ આથમે છે.

આગ વરસાવે બપોરે, એ જ પાછો સાંજ વેળા,
સાવ ઝીણું ઝરમરીને રોજ સૂરજ આથમે છે.

ગાઢ સગપણ તોડવું પણ એમ તો સહેલું નથી કૈં,
વાદળોને કરગરીને રોજ સૂરજ આથમે છે.

તારવે છે એક મોટું તથ્ય એ હળવે રહીને,
પાંગરીને-ઊછરીને રોજ સૂરજ આથમે છે.



☆ નીતિન વડગામા ☆

## નિર્ણય નથી થાતો હજી

ઊંઘવું કે જાગવું નિર્ણય નથી થાતો હજી.
ક્યાં અને ક્યારે જવું નિર્ણય નથી થાતો હજી.

એમ તો તરત જ 'તથાસ્તુ' કહેવા એ તૈયાર છે,
આપણે શું માગવું નિર્ણય નથી થાતો હજી.

બોદું – બસૂરું સાવ આ સગપણનું ઘૂંઘરું,
છોડવું કે બાંધવું નિર્ણય નથી થાતો હજી.

સ્વપ્નની સાથે જ સુરમો ને સુરંગો છે અહીં,
આંખમાં શું આંજવું નિર્ણય નથી થાતો હજી.

અંત દેખાતો નથી ને કૈં પમાતું પણ નથી,
કેટલું તળ તાગવું નિર્ણય નથી થાતો હજી.



## એ પ્રશ્ન છે

પ્રશ્ન પુછાતો નથી એ પ્રશ્ન છે.
અર્થ સમજાતો નથી એ પ્રશ્ન છે.

કોઈ માણસ કેમ મનના મ્હેલમાં-
આવતો-જાતો નથી એ પ્રશ્ન છે.

શબ્દ ઉકેલી શકો ચપટીક પણ,
મર્મ વંચાતો નથી એ પ્રશ્ન છે.

તાંતણો તોડ્યા પછી સહેલાઈથી,
એમ સંધાતો નથી એ પ્રશ્ન છે.

હું પવનની પાંખથી ઊડી અને,
કેમ લ્હેરાતો નથી એ પ્રશ્ન છે.



★ નીતિન વડગામા ★

## એય કૈં ઓછું નથી

એક તરણું હાથ લાગે એય કૈં ઓછું નથી.
ઊંઘતો જણ સ્હેજ જાગે એય કૈં ઓછું નથી.

આમ તો મહિમા મથામણનો જ કરવો જોઈએ,
તળ નહીં તો ટોચ તાગે એય કૈં ઓછું નથી.

ઊગતો અંધાર ચારેકોર રોજેરોજ એ –
બે'ક ડગલાં દૂર ભાગે એય કૈં ઓછું નથી.

બાંધતા ગાંઠે બધું જે એ બધાંયે એષણા –
કાંચળીની જેમ ત્યાગે એય કૈં ઓછું નથી.

કાળમીંઢા પથ્થરોના માણસોનો પણ અહીં,
ભાર ઝીલ્યો શેષનાગે એય કૈં ઓછું નથી.



## સાંજ ઢળતી હોય છે

આભની ઊભી બજારે સાંજ ઢળતી હોય છે.
ખીણની એ તીક્ષ્ણ ધારે સાંજ ઢળતી હોય છે.

ઝીલવાનું કાં બધાંથી શક્ય પણ બનતું નથી ?
એમ તો અહીં છાશવારે સાંજ ઢળતી હોય છે.

તીર કે તલવારને હેઠાં મૂકી જુઓ જરા,
કોઈના નાજુક ઇશારે સાંજ ઢળતી હોય છે.

રક્તરંગી કે ગુલાબી, ક્યારેક ભૂરી – ભૂખરી,
કોઈ ને કોઈ પ્રકારે સાંજ ઢળતી હોય છે.

આંખ સૂરજની હજી ઘેરાય છે નક્કી અહીં,
એટલે વ્હેલી સવારે સાંજ ઢળતી હોય છે.



★ નીતિન વડગામા ★

## ગડમથલ

ટોચથી તળિયા સુધીની ગડમથલ.
આપણી ફળિયા સુધીની ગડમથલ.

આ સમયના સૂર્યની કેવી હશે,
લાભ ચોઘડિયા સુધીની ગડમથલ.

શોધવા આ વૃક્ષના વિસ્તારને,
થાય છે ઠળિયા સુધીની ગડમથલ.

આંખની સુક્કી નદીની હોય છે –
સ્હેજ ઝળઝળિયાં સુધીની ગડમથલ.

આખરે કાગળ – કલમમાં પાંગરે,
શાહીના ખડિયા સુધીની ગડમથલ.



★ નીતિન વડગામા ★

## કશુંક શોધે છે

માછલી પણ કશુંક શોધે છે.
આંગળી પણ કશુંક શોધે છે.

શોધ તો સર્પની નથી કેવળ,
કાંચળી પણ કશુંક શોધે છે.

ક્યાંક પગમાંય કૈંક ખૂટે છે,
ઝાંઝરી પણ કશુંક શોધે છે.

આભઊંચીય હોયં તેથી શું ?
ડાળખી પણ કશુંક શોધે છે.

સ્પર્શ પર્યાપ્ત પણ નથી હોતો,
વાંસળી પણ કશુંક શોધે છે.



★ નીતિન વડગામા ★

## નાજુક સન્નિપાતને

ઓળખી જુઓ જરા આ જાતને,
માત્ર કાં વળગી રહો છો વાતને?

વિસ્મરણનું વ્હેણ ટાઢક આપશે,
ક્યાં સુધી વાગોળશો આઘાતને ?

શક્ય છે સૂરજ અચાનક પણ ઢળે,
એટલે શણગારવી છે રાતને.

શાંત જળથી જીવ પણ થીજી જશે,
આવકારી લે તું ઝંઝાવાતને.

જિંદગીભર જીરવી જાશું અમે,
શબ્દના નાજુક સન્નિપાતને.



## એક સત્તા

એક સત્તા અહીં જગાડે છે.
એક સત્તા લગન લગાડે છે.

એક સત્તાથી સૂર્ય ઊગે છે,
એક સત્તા જ રાત પાડે છે.

એક સત્તા ઉખાડે મૂળમાંથી,
એક સત્તા ફરી ઉગાડે છે.

એક સત્તાથી ઘાવ રુઝે છે,
એક સત્તા વળી દઝાડે છે.

એક સત્તા ઉછેરે પથ્થરને,
એક સત્તા ફૂલો ઉઘાડે છે.



★ નીતિન વડગામા ★

## થઈ ગયું

હા, હતું પોતાનું તે પર થઈ ગયું.
વાતનું કેવું વતેસર થઈ ગયું !

બે'ક સ્મરણોની સવારી નીકળી,
આંખનું જાણે સરોવર થઈ ગયું.

આગમનનો સ્હેજ સૂરજ ઊગતાં,
આજ એ ઝરણું સમંદર થઈ ગયું.

એમનાં પગલાંનો ટહુકો સાંભળી,
સાવ આ ખંડેર પણ ઘર થઈ ગયું.

પાન લીલું ફરફર્યું એ જોઈને,
આંગણું પોતે જ અવસર થઈ ગયું.

ઊડતું પંખીય થાકી આખરે –
ડાળ ઉપર કેમ નિર્ભર થઈ ગયું?

ઘાવ અંગેઅંગમાં ઝીલ્યા પછી,
જીવતરનું વસ્ત્ર બખ્તર થઈ ગયું.



## શરમાતી નથી

સાંજ તો ક્યારેય શરમાતી નથી.
આપણી આંખો જ કંઈ ગાતી નથી.

તરબતર છે તારલાથી તોય પણ,
રાત આ સ્હેજેય ભીંજાતી નથી.

જે ક્ષણે કરવી હતી, થઈ ના શકી,
વાત એ ક્યારેય પણ થાતી નથી.

આભમાંથી આગ વરસે છે છતાં,
ઓઢણી કાં આજ સુકાતી નથી ?

રંગ અંદરનો ઘૂંટાયો હોય તો –
ભાત મેંદીનીય ભૂંસાતી નથી.



★ નીતિન વડગામા ★

## ફેર કૈં પડતો નથી

પ્રશ્ન પૂછો કે ન પૂછો ફેર કૈં પડતો નથી.
સ્હેજ અથવા સાવ ઝૂકો ફેર કૈં પડતો નથી.

આજ સુકાઈ ગયું છે એ સુગંધોનું સરોવર,
ફૂલ ચૂંટો કે ન ચૂંટો ફેર કૈં પડતો નથી.

સાવ લાગે છે બધિર લોકો નગરના આ બધા,
ચીસ પાડો કે ટહુકો ફેર કૈં પડતો નથી.

છેક તળિયેથી તૂટેલો છે ઘડો સામે ભર્યો,
હોય આખો કે અધૂરો ફેર કૈં પડતો નથી.

કોઈ મીઠો આવકારો ના મળે તો સાવ સામે,
આંખ હો કે હો ઝરૂખો ફેર કૈં પડતો નથી.



## હરિ કહે તે સાચું

હરિ કહે તે સાચું.
શબદ હરિનો સાંભળવાને હુંય રગેરગ યાચું.

અમીનજર હો હરિતણી તો સૂરજ શ્વાસનો ઊગે.
હરિ કરે ને મૂળનું પાણી ડાળ-પાનમાં પૂગે.

હરિ હાથ ઝાલે નહિ ત્યાં લગ સઘળું સગપણ કાચું.
હરિ કહે તે સાચું.

મુખ મોડે જો જરી હરિ તો જગત લાગતું ખારું.
હરિ આંખ મીંચે ને થાતું જીવતરમાં અંધારું.

હરિ વિહોણો કોરો કાગળ કેમ કરીને વાંચું ?
હરિ કહે તે સાચું.



★ નીતિન વડગામા ★

## અંગૂઠાનું ગીત

આંગળીએ પૂછ્યું અંગૂઠાને તને કોઈ
મારી જેમ પહેરાવે વીંટી ?

અંગૂઠો ઊચરે : કોઈ ગુરુદક્ષિણા પેટે માગે છે કદી
સોનેમઢેલી એ આંગળી !
ચારચાર સામટી છતાંય તમે કેમ પછી
લાગો છો પરવશ ને પાંગળી !

પાંગરવું ભૂલીને થીજેલું ઝાડ થાય
ઠૂંઠું કે ઓરડાની ખીંટી !

અભણ આંગળિયુંથી અક્ષર ના ઊપસે તો
અકસીર અંગૂઠાની છાપ,
તોય આ છીનાળ બધી આંગળિયું વહોરે છે
અંગૂઠા વાઢવાનું પાપ.

વર્તુળનો વૈભવ લૂંટાય પછી શેષ રહે
સીધીસટ્ટાક સાવ લીટી !



## પીળાં પાંદડાંનું ગીત

પાંદડાંએ ડાળખીને પૂછ્યું'તું કાનમાં.
બોલ, હવે કેટલુંક રહેવાનું જીવતરના જર્જર મકાનમાં ?

એક દિ' અમેય કૂણાં પગલાં પાડીને
તારી કૂખનેય કેવી ઉજાળી'તી ?
કેટલીય આંખ્યુંમાં ટાઢક ઉગાડવાને
લીલપવરણી જાત બાળી'તી.

પાંદડાંએ કામણ કીધું'તું વેરાનમાં !

નસમાં પીળાશ આજ વ્હેતી દેખીને અમે
ઉકેલ્યું આયખાનું પાનું,
પંખીની જેમ હવે અમને પણ મળ્યું છે
હળવેથી ઊડવાનું બ્હાનું.
પાંદડાંએ સમજાવી દીધું'તું સાનમાં.



★ નીતિન વડગામા ★

## પ્રોષિતભર્તૃકાનું ગીત

વાતું કોને કરતી માણારાજ !
ધુમ્મસ ઓઢી રાત્યું આ થરથરતી માણારાજ !

ઝીણાં ઝરમર વરસે નેવાં,
ઊડે ઇચ્છાનાં પારેવાં.

હું તો ભરચોમાસે નોધારી નીતરતી માણારાજ !
વાતું કોને કરતી માણારાજ !

સીંચણિયાં નજરુંનાં ખેંચું,
આંખ્યુંના કૂવા ઉલેચું.

છાતી કેવી રોજ પછી કરગરતી માણારાજ !
વાતું કોને કરતી માણારાજ !



## જંગલનું ગીત

જંગલની વચ્ચે મેં જોયું ખાબોચિયું ને
એમાં ચપટીક હતાં નીર.

ડાળથી છૂટેલ એક સૌથી અજાણ એવું
ટહુકાનું ટોળું ચકચૂર,
ટોચેથી તળિયે આ આવતાં ને પછડાતાં
ઝરણાંનું પડવું ઘેઘૂર.

કાલ હજી ફૂટેલી કૂંપળ જુવાન થવા
થાતી અહીં કેવી અધીર !

હરણાંની પછવાડે દોડીને નજરુંને
થોકબંધ લાગ્યો છે થાક,
જંગલનું ઝેર ચડે રૂંવેરૂંવે ને પછી
કાઢવોય કોનો અહીં વાંક ?

તડકાના પાથરણે પોઢ્યું છે આજ અહીં
જંગલનું સઘળું ખમીર.



★ નીતિન વડગામા ★

## એટલું પર્યાપ્ત છે

સહજ રીતે સાંપડ્યું છે એટલું પર્યાપ્ત છે.
આંગણે આવી સર્યું છે એટલું પર્યાપ્ત છે.

રંજ, દરિયો દૂર છે એનો નથી લગરીક પણ,
જળનું ઝરણું મળ્યું છે એટલું પર્યાપ્ત છે.

જીવતરનું ચિત્ર તો સૌનું અધૂરું હોય છે,
એક અમથું પણ ફળ્યું છે એટલું પર્યાપ્ત છે.

આમ અંદરથી બધાં ઠરી ગયાં છે તોય પણ-
લાગણું રોજે વહ્યું છે એટલું પર્યાપ્ત છે.

ક્યાં સુધી અફસોસ આંસુનો કરીશું આપણે?
ગીત ગાતાં આવડ્યું છે એટલું પર્યાપ્ત છે.

ઢોલ-તાસાંમાં દબાતું એક છાનું ડૂસકું,
એણે તો સાંભળ્યું છે એટલું પર્યાપ્ત છે.

– નીતિન વડગામા

# ભરત વિંઝુડા

## સખી ( દીર્ઘ ગઝલ )

કોઈ આવે ને કોઈ જાય સખી
માર્ગમાં આવું આવું થાય સખી

દ્વાર ખોલાય ને બિડાય સખી
આવ-જામાં હવા જ વાય સખી

જળની વચ્ચે ફકત તરાય સખી
માછલીથી ન તરફડાય સખી

આપમેળે બધું રચાય સખી
આપણાથી તો ગોઠવાય સખી

બાજુમાંથી ફકત બળાય સખી
છેક નભમાંથી ઝળહળાય સખી

દ્વારની બાજી જો જીતાય સખી
જીતની બાજી પણ હરાય સખી

આગ સ્પર્શે અને દઝાય સખી
મીણની જેમ ઓગળાય સખી

ઠંડી છે એથી થરથરાય સખી
તાપણું હોય તો તપાય સખી

હાથમાં હાથ મેળવાય સખી
એમ ભેટાય ને ચૂમાય સખી

ધરતી પર બેસો તો ઉડાય સખી
આભમાં જઈ અને ઉભાય સખી

ગમના માહોલમાં ગવાય સખી
અથવા ગઝલોય પણ લખાય સખી

મારી છત પર મકાન તારું છે
જેના પર વાદળો છવાય સખી

આપ તો હાથોહાથ આપ મને
ફૂલ ફેંકેલ નહીં ઝિલાય સખી

જોઈએ તે અહીંથી લઈ જા તું
લઈ જવાનુંય જો અપાય સખી

રોજ મળવાનો અર્થ સમજું છું
અર્થના વ્યાપમાં મળાય સખી

હું તને જોઉં ને તરસ લાગે
ને તને જોઉં ને છિપાય સખી

તું કહે એમાં કંઈક કહેવું છે
વાતનો દોર જો સધાય સખી

જે તને જોઈ જોઈને લખીએ
એ કવિતા બહુ છપાય સખી

મારી ભીતરમાં તારું હોવું છે
કોઈને કઈ રીતે નમાય સખી

તું જ બસ યાદ રહી જશે કાયમ
જાત પણ જાય વીસરાય સખી

પત્ર લખનારને મળે ચુંબન
વાંચીને પત્ર જો ચૂમાય સખી

ઢાળ પર ચાલતું જવાનું છે
જ્યાં નદી જેમ પણ દડાય સખી

અક્ષરો છે કે છે છબી તારી
પત્ર નીરખાય કે પઢાય સખી

બેઉને એકસાથ કઈ રીતે
એકક્ષણ આત્મસાત્ થાય સખી

પાનનું બીડું તું ધરે છે તો
ખાઉં છું વર્ના કોણ ખાય સખી

☆ ભરત વિંઝુડા ☆

તું બહુ ધોધમાર વરસે છે
ધીમું ધીમુંય ઝરમરાય સખી

હોય છે ક્યારે તારો જન્મદિવસ
પર્વ એકાદ ઊજવાય સખી

ફોનમાં બે જણાં મળે એવાં
કે બધાંથી છૂટાં પડાય સખી

તું મને પ્રાપ્ત થાય છે ત્યારે
એ ક્ષણે ખુદને પણ પમાય સખી

હું ને તું બે ને આપણે ત્રીજા
એમ ચોથા ને પાંચમાંય સખી

મૂર્તિઓ મનમાં આવી બેઠી છે
હાથ જોડીને નહીં પૂજાય સખી

જો તને ના ગમે તો ના કહી દે
વાત છે, તુર્ત ફેરવાય સખી

હું તને ચાહું બેઉ આંખોથી
ને તું એક આંખથી રિસાય સખી

તું કહે નહીં તે યાદ આવે છે
ને કહે છે તે વીસરાય સખી

સ્પર્શથી થાય એવાં સંવેદન
આંખથી પણ અનુભવાય સખી

સ્પર્શતા કંઈ દીવા જલી ઊઠશે
આવ પાસે તો ઝગમગાય સખી

તો નદીની વધે છે સુંદરતા
તું નદી કાંઠે જઈને નહાય સખી

એકબીજામાં કંઈક શોધે છે
રૂંવે રૂંવે ત્વચા તણાય સખી

સ્પર્શ કર તો બધા સરી જાશે
કંઈ મને સર્પ વીંટળાય સખી

થાય નહીં ભાગ એક પળના બે
એવી પળ સાથે ભોગવાય સખી

પગ ઉપર પગ ને હાથ હાથ ઉપર
ને નજર પર નજર મૂકાય સખી

મારી ઇચ્છાઓ બાદ કરવાની
બાદ સઘળાં વચન પળાય સખી

છેક મસ્તકમાં આગ લાગી છે
પગની પાનીએ પણ દઝાય સખી

સામસામે ઊભાં છીએ આવી
એથી આગળ નહીં વધાય સખી

વસ્ત્ર ભીંજાયેલાં રહે ને ત્વચા
ભીતરી તાપથી સૂકાય સખી

ફૂટી નીકળે છે સ્વપ્ન અણધાર્યાં
આંખમાં જે કદી વવાય સખી

હાથ પકડી શકાય છે ત્યારે
હસ્તરેખાઓ પણ ઝલાય સખી

શબ્દમાં જાય એક અર્થ ફકત
મૌનમાં સઘળું મોકલાય સખી

કાનમાં એવી કંઈ વ્યવસ્થા હો
માત્ર કાવ્યો જ સંભળાય સખી

શિલ્પ જેવાં છે પહાડના પથ્થર
કાંઈ એમાં ન કોતરાય સખી

અરધી દુનિયા છે પીઠ પાછળ પણ
સઘળું નહીં સાથે નીરખાય સખી

જળની વચ્ચે પડી જતો ખાડો
જળથી ધીરે ધીરે પુરાય સખી

કવિતા (૨૨૯) ☆ ભરત વિંઝુડા ☆

એક કીડીને ગીત ગાવું છે
પંખીથી મૌન જો પળાય સખી

વહેતી નદીઓને આંસુ આવે છે
એ કહો કઈ રીતે લૂછાય સખી

રોજ વધતા રહે વજન સૌનાં
પૃથ્વીમાં જે ન ભેળવાય સખી

રૂપ બદલ્યાં કરે પળેપળ તે
કોઈ વાદળ ન ચીતરાય સખી

વૃક્ષની જેમ જીવવાનું છે
રોજ પર્ણો સમું ખરાય સખી

થાય છે ઘાવ ક્યાંક મારા પર
એ ક્ષણે ક્યાંક તું પીડાય સખી

ચારે બાજુની શૂન્યતા વચ્ચે
આ હવામાન ગૂંગળાય સખી

બે'ક આંસુનાં ટીપાં થઈ જાશું
નહીં કોઈ વહેણમાં ભળાય સખી

નામની થાય છે અસર ક્યાં ક્યાં
શબ્દમાં પણ ભરત ભરાય સખી

☆ ભરત વિંઝુડા ☆

સામસામા જ હોઠ મલકે છે
પીઠ પાછળ બહુ રડાય સખી

જે તને ને મને અનુકૂળ હો
એ નિયમ સૌપ્રથમ ઘડાય સખી

ચારેબાજુથી ઘેરી લીધાં છે
ભીડમાંથી નહીં ભગાય સખી

માણસો છે ઘણાય લોખંડી
હોય સોનું તો ના કટાય સખી

નવ્ય આતંકવાદ ચાલે છે
ના લડે એ જ જોખમાય સખી

આપણે મત ન આપીએ જેને
એ હંમેશાં અહીં ચૂંટાય સખી

ચોર જ્યાં કોટવાળને દંડે
એવી નગરીમાં શેં વસાય સખી

ઊંટ આવ્યું છે પહાડની નીચે
કોઈ એનો નથી ઉપાય સખી

લોક નીચેથી ખેંચવાના પગ
ક્યાંય ઊંચે નહીં ચડાય સખી

આવતી કાલનો એ માણસ છે
આજ એને નહીં પમાય સખી

પથ્થરોમાંય પ્રાણ આવે તો
પથ્થરો પણ નહીં પૂજાય સખી

પ્રાણીઓ જાતજાતનાં એમાં
કેમ ઈશ્વરથી અવતરાય સખી

શેરીઓ થઈ જશે કદી સીધી
ક્યાં સુધી ગામ ગૂંચવાય સખી

હોય ઘર આસપાસ ઘર બીજાં
આમ કે તેમ ના ખસાય સખી

મૂર્તિપૂજક બધું જ જાણે છે
પથ્થરોથી જ પીગળાય સખી

વિશ્વ આખાને એક ઘર માનો
કોઈનું કાંઈ નહીં લૂંટાય સખી

નીતિ નિયમોને ઠેસ પહોંચે નહીં
લાગણીઓ ભલે દુભાય સખી

પૂર આવે તો ગામ કાંઠાનાં
હોય ઘર એટલાં તણાય સખી

પગ નીચે પૃથ્વી હોય નહીં એવું
જઈએ નાસી અગર નસાય સખી

એક હાથે જો તાળી પડતી હો
તો રમત એ જ બસ રમાય સખી

બારી કે બારણાંની જેમ અને
ફૂલની જેમ પણ ખૂલાય સખી

માર્ગ વચ્ચે કોઈ મળી જાશે
એકલાં પણ જો નીકળાય સખી

કોઈ ફૂટપટ્ટીની જરૂર નથી
આ નજરથી બધું મપાય સખી

કોઈ ગમવું તો જોઈએ પહેલાં
એ વગર કેમ ટળવળાય સખી

પગને ખાલી ચડી ગયેલી છે
કેમ ઝાંઝરથી ઝણઝણાય સખી

નૃત્યની કેટલીય મુદ્રાઓ
એકઠી થાય તો નચાય સખી

જળ ઉપર પાણી ફેરવાઈ જતું
જો જરીકેય સળવળાય સખી

તું કશું પૂછ નહીં જોઈ લે
સઘળું ચહેરા ઉપર કળાય સખી

તું અહીં છે તો હુંય છું, નહીં તો
એકલાં ક્યાં સુધી જિવાય સખી

તારી ભીતર મને સમાવી લે
ક્યાંય પણ બહાર નહીં બચાય સખી

બારણાં બારીઓ હું બંધ કરું
ને પછી આંખ ના બિડાય સખી

જળ નીચે તળ ને તળ નીચે પણ જળ
જળ ડૂબે એમ ના ડુબાય સખી

થઈ ગયા છે આ હાથ ફૂલોના
તો હવે ક્યાંય નહીં લડાય સખી

વૃક્ષની એવી ડાળ થઈ જઈએ
પંખી બેસે અને ઝુલાય સખી

એક ને એક બે નહીં એક જ
આંક આગળ નહીં ગણાય સખી

આ તરફ પણ ફરકશે એ જ ધજા
જો પવન આ તરફનો વાય સખી

છેક ધરતી સુધી નીચે આવ્યાં
વાવમાં જ્યાંથી ઊતરાય સખી

આંખમાં આવી જાય આંસુઓ
ખાલી ખાલી નહીં હસાય સખી

નીકળી જાય જાત તોડીને
જળ નહીં જાળમાં ફસાય સખી

ને કબીર તારતાર રમતા'તા
વસ્ત્ર પણ એ ક્ષણે વણાય સખી

બહારથી નહીં ને નહીં જ અંદરથી
કઈ રીતે વચ્ચેથી રડાય સખી

કોઈ શિલ્પીથી ના બને એવી
મનમાં કંઈ મૂર્તિઓ ઘડાય સખી

હોય શબ્દો તો બોલી સંભળાવું
ભાવ છે, માત્ર ગણગણાય સખી

જોઉં છું તે ફરીથી જોઉં અહીં
એમ જોવાવું કેળવાય સખી

મનમાં એક મન ને એમાં ત્રીજું મન
ખુદની ભીડમાં જ ખુદ ભીંસાય સખી

ખૂબ મસ્તકને થાક લાગે છે
બેઉ પગ માંડ ઊંચકાય સખી

બાદ ઠરતાં જશે તિખારાઓ
જો પ્રથમ આગ ઓલવાય સખી

પંખી બનવાની કંઈ જરૂર નથી
આંખ મીંચો અને ઉડાય સખી

આપણાં જેવડાં શિખર સઘળાં
ઊઠીએ તો ઊંચા થવાય સખી

ઊંઘમાં મૃત્યુ આવી જાય અને
ઝબકીને જાગી પણ જવાય સખી

એકલો જીવ જાય જન્નતમાં
આ રીતે જાતને તજાય સખી?

એકસરખાં છે સર્વ પ્રિય મને
કોઈના કેમ સમ ખવાય સખી

પળ પછી પળ વીતી રહી છે કે
આપણામાંથી છીનવાય સખી

જાઉં ત્યાં એ જગાનો સાથ મળે
ક્યાંય નહીં એકલાં ઘુમાય સખી

★ ભરત વિંઝુડા ★

હું સ્વયમ્‌ના વિચાર પર ચાલું
કોઈ રસ્તે ન પણ ચલાય સખી

બેઉ પાટાની વચ્ચેનું અંતર
ટ્રેન નીકળે અને કપાય સખી

તું મને સ્વર્ગમાંય યાદ રહે
અથવા ત્યાં પણ મળી શકાય સખી

પ્રેમપત્રોની વાત પૂરી થઈ
બાદ ગઝલોય નહીં રચાય સખી

કોઈ બેસી ગયું ગુફા વચ્ચે
કોઈ ધરતી નીચે દટાય સખી

વિશ્વ પૂરું નથી થતું ક્યાંયે
જેટલું ફરવું હો ફરાય સખી

લોક આપે છે પુષ્પગુચ્છ હવે
બંધ મુઠ્ઠી નહીં રખાય સખી

ચોટ મૃત્યુની આકરી છે બહુ
જીવતે જીવ જે ખમાય સખી

અંતે ખાધું પીધું ને રાજ કર્યું
એ પ્રથમ આવું આવું થાય સખી

કોઈ આવે ને કોઈ જાય સખી
માર્ગમાં કોને આંતરાય સખી



બનતું હોય છે

કોઈ નથી ઉપાય છતાં બનતું હોય છે
મારા ઉપરનું આભ તૂટી પડતું હોય છે

મારા ઉપરનું આભ તૂટી પડતું હોય છે
તે જોઈ આસપાસ કોઈ રડતું હોય છે

તે જોઈ આસપાસ કોઈ રડતું હોય છે
રડતુંય હોય છે ને કોઈ હસતું હોય છે

રડતુંય હોય છે ને કોઈ હસતું હોય છે
એજે દ્વાર બેઉ બાજુ અહીં ખૂલતું હોય છે

એજે દ્વાર બેઉ બાજુ અહીં ખૂલતું હોય છે
ભીતર બહાર બેઉને એ અડતું હોય છે

ભીતર બહાર બેઉને એ અડતું હોય છે
જે બેઉમાંથી એકને અણગમતું હોય છે

જે બેઉમાંથી એકને અણગમતું હોય છે
કોઈ નથી ઉપાય છતાં બનતું હોય છે

MM ઝિંઝુવાડિયા

# જયા મહેતા

વહેલી સવારે સૂર્ય ઊગે તે પહેલાં, સાંભળું છું રંગોને.
હરિત વૃક્ષો થવા માંડ્યાં છે લાલ - કેસરી - પીળાં, જાંબુડી.

ધરતીના ઊંડાણેથી આવે છે ક્યાંકથી રંગના ફુવારા જાણે.

ભૂરું આકાશ છલકાય છે વૈભવી વૃક્ષોના રંગસૌંદર્યથી

રંગ બધા મુખરિત બન્યા છે
સાંભળું છું રંગોને અને થાય છે :
પ્રગટશે ક્યારે આપણા ઊંડાણેથી
વિશ્વને છલકાવતો રંગવૈભવ વૃક્ષ જેવો
પર્ણપર્ણ મુખરિત ?



પ્રાણીઓ ચાલે છે દોડે છે કૂદે છે ભરે છે ફાળ મારે છે
તરાપ ચીરે છે ફાડે છે ખાય છે પીએ છે ઊંઘે છે ઊઠે છે
માણસો ચાલે છે દોડે છે કૂદે છે પડે છે ઊડે છે ડૂબે છે
તરે છે ભરે છે ફાળ મારે છે તરાપ ચીરે છે ફાડે છે
ખાય છે પીએ છે ઊંઘે છે ઊઠે છે જાગે છે...
જાગે છે ?



## શોધ

ખીચોખીચ ભરેલું એક નગર
માણસો માણસો મકાનો મકાનો
વાહનો જ વાહનો બેસુમાર
મંદિર મસ્જિદ દરગાહ દહેરાં
ચર્ચ અગિયારીનો નહીં પાર

મનુને થયું
લાવ મારા વંશજોને મળું
દેવને થયું
લાવ મારા કોઈ સહોદરને મળું
દૈત્યને થયું
લાવ મારા કોઈ મિત્રને મળું

ત્રણે ભેગા થઈ ગયા રસ્તામાં
સાથે સાથે ચાલી નીકળ્યા
કોઈ વાહન વગર
ખીચોખીચ ભરેલા નગરમાં

દૈત્યને મળી ગયા મિત્રો અપાર

મનુ અને દેવ
શોધ્યા જ કરે છે શોધ્યા જ કરે છે
મળી જાય કદાચ ક્યારેક ક્યાંક કોઈ
વંશજ કે સહોદર



★ જયા મહેતા ★

દેવદેવીઓની દુનિયા બહુ સારી
એમને જેવાં ઇચ્છો એવાં બનાવી શકો

કોઈ નાચતાં, કોઈ ગાતાં
કોઈ ગજ-આનન
કોઈ સિંહ-મુખી
કોઈ મત્સ્યરૂપ કોઈ વરાહરૂપ

તમે કહો તો રીઝે તમે કહો તો કોપે
તમે કહો તો તાંડવનૃત્ય પણ કરે
તમે કહો તો દંતશૂળ પર પૃથ્વી આખી ધરે
તમે કહો તો યુદ્ધ કરે
તમે કહો તો રણભૂમિ પર સામસામે ઊભેલાં
સૈન્યો વચ્ચે પણ
અધ્યાત્મબોધ આપે,
તેય શ્લોકબદ્ધ.

તમે ઇચ્છો તો મધરાતે જન્મ લેવાયે તૈયાર
પાલક માતપિતાને ત્યાં ઊછરવામાંયે
વાંધવચકા નહીં
ન કોઈ રાવ ન ફરિયાદ

માણસ કરતાં
દેવદેવીઓની દુનિયા કેવી સારી!



એણે કહ્યું,
રોકી શકો તો રોકો બિછાને પડેલાનું કણસવું
લૂછી શકો તો લૂછો મૃતશિશુની માતાનાં આંસુ

એણે કહ્યું,
રોકી શકો તો રોકો
  શિશુઓને હણતા અશ્વત્થામાઓને
  શિષ્યનો અંગૂઠો માગતા દ્રોણાચાર્યોને
  અક્ષુશસો બનાવતી આંગળીઓને

નથી કરી શકતાને કાંઈ
તો ભલા મને શું કામ રોકો છો આમ.

હું તો છું માતાના ઉદરમાં ઊછરતી કન્યા
મેં તો હજી દુનિયા જોઈ પણ નથી

અહીં ગર્ભાશયમાં અંધારું છે
શું બહાર પણ અંધારું જ અંધારું છે!



દોરી એટલે દોરી તો ખરી જ
ભમરડે રમાય
કપડાં સૂકવાય

દોરી એટલે
કૂવામાંથી જળ ખેંચવાનું સીંચણિયું
ઇંધણનો ભારો બાંધવાનું દોરડું

દોરી એટલે
ગળે ફાંસો ખાવાનો, ફાંસો આપવાનો ગાળિયો
હાથપગ બાંધવાનું દોરડું

આ બધાંને
નારી સાથે જ કેમ સવિશેષ સંબંધ છે?
દોરી અને નારીનો પ્રાસ કંઈક મળે છે એટલે?

એમ તો વગર દોરીએ પણ
એને ભમરડાની જેમ ફેરવી શકાય છે
એના હાથપગ બાંધી શકાય છે
એને ફાંસો આપી શકાય છે



છાતી પર પથ્થર મૂકીને એ જીવ્યો
પેટે પાટા બાંધીને એ જીવ્યો
આંસુના દરિયા પી પીને એ જીવ્યો
લોહીનું પાણી કરી કરીને એ જીવ્યો
ટાંટિયાતોડ કરતો હાંફતો હાંફતો એ જીવ્યો
છતી આંખે આંધળો થઈને એ જીવ્યો
છતી જીભે મૂંગો રહીને એ જીવ્યો
રોંજ ને રોજ મરી મરીને એ જીવ્યો

હવે સૂતો છે એ સાથરે
ફોટાની નેગેટિવ જેવો



* જયા મહેતા *    કવિતા (૨૨૯)

મહોરાં ઉતારો તો દેખાય કદાચ

શિયાળનો ચહેરો
વાઘ વરુ કે લોંકડીનો ચહેરો
શ્વાન ઝરખ કે ગર્દભનો ચહેરો

ચહેરા તો કેટકેટલા
મહોરાં ઉતારીને જોતાં રહેવું

નરો વા કુંજરો વા કહ્યા પછી
ધર્મરાજ યુધિષ્ઠિરનો ચહેરો

એકલવ્યનો અંગૂઠો માગી લીધા પછી
ગુરુવર્ય દ્રોણાચાર્યનો ચહેરો

સીતાને વનમાં મૂકી આવવાની આજ્ઞા પછી
મર્યાદા પુરુષોત્તમ શ્રીરામનો ચહેરો

ચહેરા તો કેટકેટલા
મહોરાં ઉતારીને જોતાં રહેવું

કદાચ ક્યારેક દેખાઈ જાય
ભલા ભોળા માનવીનો ચહેરો



સૂર્યાગ્રે જળનાં ઝીણાં ટીપાંની જેમ
ટકેલું હોય છે
સત્ય

'નરો વા કુંજરો વા' કહો
એટલી જ વાર

કંપી ઊઠે સોય
જળનું ટીપું પછડાય ભોંય

પછી રહે
અર્ધસત્ય ધર્મરાજનું

❑

## પૃથ્વી ગોળગોળ ફર્યા કરે છે ત્યાં સુધી

અજવાળાં-અંધારાંના વારાફેરા થતા રહેશે
લીલી લીલી કૂંપળો ફૂટ્યા કરશે, પીળાં પર્ણો ખરતાં રહેશે

વસંતમાં કોયલો ટહુક્યા કરશે
વર્ષામાં મોરલા ગહેક્યા કરશે
મેઘદૂત સંદેશા પહોંચાડતા રહેશે
ડાંગરનાં ખેતરો લહેરાતાં રહેશે

જન-જનાવરની રગોમાં લાલ લાલ લોહી વહેતું રહેશે
હવેલીઓમાં ચૂલા પર આંધણ ખદખદતું રહેશે
રાંધેલા ભાત કોઈ આરોગતું રહેશે
ઝૂંપડપટ્ટીમાં ખાલી હાંડલાં કુસ્તી કરતાં રહેશે.

કવિઓ કવિતા લખતા રહેશે

ભૂખ્યા પેટની દયા ખાતા રહેશે

ક્યાં સુધી ?
પૃથ્વી ગોળ ગોળ ફરતી રહેશે

ક્યાં સુધી ?



અહીં લક્ષ્મી હિંદુ હોટેલમાં વેચાય છે
ભજિયાંની જેમ તળેલી
માછલી ગરમાગરમ
શ્રીરામ જનરલ સ્ટોરમાં મળે છે
હનુમાન છાપ બીડી
ગણેશમંદિરે માથું નમાવીને કરાય છે
ઘાસલેટનાં કાળાં બજાર
દર પૂર્ણિમાએ સમુદ્રસ્નાનથી પવિત્ર થઈને
આંગળીઓ સેલફોન રણકાવે છે
કૉલગર્લ માટે

હે દેવદેવીઓ
આ બધું આવું બધું
જુઓ છો તમે
કે...



ખેલ પૂરો થાય
પ્રેક્ષકો કલાકારો સૌ ચાલ્યા જાય
ખાલી ખુરશીઓ
ખાલી રંગમંચ
તાકી રહે એકમેકને નિશ્ચેષ્ટ
એમ
તાકી રહ્યા છે
દીવાલ સરસાં બેઠેલાં
બે વૃદ્ધજન
ભરયુવાન દીકરાને
અગ્નિદાહ દઈને
પાછા આવ્યા પછી.



દોરીથી ખેંચાય ને ફરવા માંડે ભમરડો
માણસની જેમ

પોતાની આસપાસ ફરતો રહે ભમરડો
માણસની જેમ

જરા આગળ પાછળ થતો રહે ભમરડો
માણસની જેમ

ગતિ ધીમી પડતી જાય ભમરડાની
માણસની જેમ

ગતિ થંભે કે ભોંય ભેગો થાય ભમરડો
માણસની જેમ

દોરીથી ખેંચાય ને ફરવા માંડે માણસ
ભમરડાની જેમ·
પછી
દોરી ને માણસને કાંઈ નહીં.



એક જળનું ટીપું
આંખેથી સર્યું
ને
આંસુ થયું

એક જળનું ટીપું
ગુલાબ પાંખડી પર ઠર્યું
ને ઝાકળ થયું

એક જળનું ટીપું
સરિતમાં ભળ્યું
ને
કાંઠે બંધાયું

એક જળનું ટીપું
સાગરમાં ભળ્યું
ને
અનહદ થયું



દીવો પ્રગટે
પછી
તેલ અને વાટ અને જ્યોત
શું જુદાં છે ?

માણસ અવતરે
પછી
કાયા અને જીવ અને શિવ
શું જુદા છે ?



પવન
મેં તને જોયો છે
ધોધમાર વરસાદની ધારાઓમાં
ત્રાંસો ત્રાંસો ધસમસતો - દોડતો

પવન
મેં તને જોયો છે
લીલા લીલા ઘાસમાં
ઝીણું ઝીણું ફરકતો - મરકતો

પવન
મેં તને જોયો છે
પીપળાના પર્ણે પર્ણે
હળવે હળવે ઝૂલતો - ડોલતો

પવન
મેં તને જોયો છે
આભને આંબતી
પાંખોના ફફડાટમાં
તેજગતિ ઊડતો - ભાગતો

પવન
મેં તને જોયો છે
મરણાસન્ન માણસના
છેલ્લા છેલ્લા શ્વાસમાં
શાંત પ્રશાંત વિરમતો-વિસામતો



સ્ત્રી દેવી છે સ્ત્રી માતા છે સ્ત્રી દુહિતા છે
સ્ત્રી ભગિની છે સ્ત્રી પ્રેયસી છે સ્ત્રી પત્ની
છે સ્ત્રી ત્યાગમૂર્તિ છે સ્ત્રી અબળા છે
સ્ત્રી સબળા છે સ્ત્રી શક્તિ છે સ્ત્રી નારાયણી
છે સ્ત્રી નરકની ખાણ છે સ્ત્રી પ્રેરણામૂર્તિ
છે સ્ત્રી રહસ્યમયી છે સ્ત્રી દયાળુ-
માયાળુ પ્રેમાળ છે સ્ત્રી સહનશીલ છે
સ્ત્રી લાગણીપ્રધાન છે સ્ત્રી ડાકણ છે
સ્ત્રી ચૂડેલ છે સ્ત્રી પૂતના છે સ્ત્રી
કુબજા છે સ્ત્રી મંથરા છે સ્ત્રી સીતા
ને સાવિત્રી છે સ્ત્રી...

સ્ત્રી સ્ત્રી સિવાય બધું જ છે
સ્ત્રી મનુષ્ય સિવાય બધું જ છે.





★ જયા મહેતા ★

આવવું...જવું
નામ બે
ક્રિયા એક જ
પણ
દિશા બદલાય
દશા બદલાય
ખબરેય ન પડે
સઘળું જ બદલાઈ જાય
કોઈ આવે કોઈ જાય
બદલાઈ જાય
સઘળું જ સઘળું જ
બદલાઈ જાય

❑

જળ કહે
ખળખળ વહેતાં રહેવું
ગાતાં રહેવું

પવન કહે
શીતલ શીતલ વાતાં રહેવું
ફરફરતાં રહેવું

ધરતીની ધૂળ કહે
ઝીણું ઝીણું વીખરાતાં રહેવું
ફેલાતાં રહેવું

અગ્નિ કહે
ઉષ્માભર્યું જળતાં રહેવું
ઝળહળતાં રહેવું

હું કહું મને
વહેતાં ગાતાં ઝળહળતાં રહીને
ભળતા રહેવું અવકાશમાં
શૂન્ય થવાના પંથે રહેવું

❑

અંદર બહાર અંદર બહાર
ફરતા રહ્યા શ્વાસ
આખરે પડ્યા બંધ
હવાને કાંઈ ન થયું

જાણે ફર્રર્ ફર્રર્ ફરતો ભમરડો
ઢળી પડ્યો ફરસ પર

અથવા
સર્રર્ સર્રર્ સરતું પૈડું
થયું જમીનદોસ્ત

અથવા
ફટાક ફટકો પડ્યો ને
ગિલ્લી ઊંચે ચડી ને પડી
થઈ ભોંયભેગી

હવાને કાંઈ ન થયું

❑

કાચ પર પથ્થર ફેંકો
તો કાચ તો તૂટે જ ને
આડી અવળી ઊભી ત્રાંસી
કંઈ કેટલીયે
તિરાડો તો પડે જ ને

હૈયું તો કાચ જેવું હોય છે

હાથમાં પથ્થર ન લેવો એ જ સારું
તિરાડો સાંધી શકાતી નથી.

❑

આકાશ છે ધરતી માટી વૃક્ષો છે
નદી પહાડ ઝરણાં ધોધ જંગલો છે
સૂરજ ચંદ્ર તારા છે તેજ છે સાગર ને
મહાસાગર છે પથ્થર છે પાણી ને પવન છે
આવનજાવન છે વાહનો છે રસ્તા છે
ને ભીડ છે પ્રેમ કરુણા ને હિંસા છે
અહિંસા છે કલા છે સાહિત્ય સંગીત
ને સ્થાપત્ય છે પશુ, પક્ષી, પ્રાણી છે...

ગતિ છે રક્તાભિસરણ છે શ્વાસ ને
ઉચ્છ્વાસ છે...

હું છું... તમે...?



☆ જયા મહેતા ☆ કવિતા (૨૨૯)

વિનાશક વાવાઝોડું પસાર થઈ ગયું છે
મુસળધાર વરસીને થાકેલું
આકાશ અત્યારે શાંત છે
સતત સૂસવાટાથી લોથપોથ
પવનો અરબી સમુદ્ર પર પોરો ખાય છે
જળબંબાકાર થઈ ખળભળી ઊઠેલી
ધરતી અત્યારે આરામ કરે છે
હવે બધાં ઠરીઠામ થયાં છે ત્યારે
લાલ લાલ ભીની ભીની
માટીમાંથી
લીલાં લીલાં કૂણાં કૂણાં
તરણાં માથાં ઊંચાં કરે છે
જાણે મહાયુદ્ધ શમી ગયા પછી
રણભૂમિ પર રમતાં બાળકો



કવિતા તો રચના છે
શબ્દોની
પણ શબ્દો કોની જોડે રમે ?
એકલા એકલા રમે ?
એ જ તો મૂળ છે કવિતાની
શબ્દો કોની જોડે રમે છે એ
પકડી શકો નહીં

કવિતા તો બાળક જેવા
બાળક એકલું એકલું રમતું હોય છે
પણ રમતને તો નિયમો હોય
કવિતાની રમતનેય નિયમો તો હોય,
પણ કવિતા તો બાળક જેવા
બધા નિયમો ફગાવી દઈને
બાળક પોતાની રીતે રમતું હોય છે

[illegible] પટેલ
૨૬.૮.૦૫

# હિતેન આનંદપરા

## બપોર

તપ્ત થયેલી બપોર
ઝાળઝાળ આકાશ આરોગે
વિલાતી ક્ષણોના સાન્નિધ્યમાં
સૂર્ય તેના તેજોમય સ્વરૂપથી અહંકારિત
ભડભડ બાળે સૃષ્ટિને
પડછાયાઓ માણસ કરતાંય ટૂંકા
ભટકે અહીં તહીં
તરસના કાળા ફીણાઉ પરપોટા ઓઢી
પીળાં પડી રહેલાં પાંદડાં
પીઠની લીલાશને બચાવવામાં વ્યસ્ત
મરણોન્મુખ ઊભેલું ઘાસ
ખેતરની કોરે ઊભેલા બળદને ચસચસ ચાવે
ગરમ લૂ વાગોળતું મુખ વરાળ ફેંકે
ઊના ઊના દેહથી દાઝી ગયેલી હવા
હાંફતા અવાજે પૂછ્યા કરે
રગોમાં વહી રહેલો સૂર્ય ક્યારે આથમશે?



## સ્મૃતિ

સ્મૃતિ વિચ્છિન્ન થઈને ભટકે
દીવાલોમાંથી એકાએક બહાર નીકળી આવેલાં દશ્યો
ઓરડાને ફ્ફોસે
– તકિયા પર તૂટેલો એક હાથ
ઝાલે બેવડ વળી ગયેલી કોણીને
ગળા પર માંડ સ્થિર થયેલું મસ્તક
સંતુલન જાળવવામાં વ્યસ્ત
નખથી ધરતીને ખોતરતો અવાજ
દેહમાં જન્મ આપે એક લખલખાને
મૌનનો ડૂમો હવામાં પડઘાય
છતાં કોઈને સંભળાય નહીં એના પડઘા
વેંતમાં વીખરાયેલી આંગળીઓ
અમાપ આકાશને માપવા મથે
ખરી પડેલા તારા પછીનો વ્યાપ્ત સન્નાટો
ધરતીને બેબાકળી કરી મૂકે
અંગ ગોબાયાની વેદનાથી કદરૂપાય ધરતીનો પટ
– ઝાડ સાવ સ્થિર
મૃતકના અકડાયેલાં અંગો જેવું
પથારીના સળમાં કણસતી ઝંખનાઓ
અપરાધીભાવથી જોયા કરતી બારી
કાટ લાગેલા સળિયા જેવી સ્મૃતિ
એકસાથે નભ ને નાભિ ફ્ફોસે
ખાલીપાને વાગોળતી નિઃસહાય આંખો
ધીરે ધીરે વિલીન થઈ જાય
ખિન્ન બાકોરામાં
જ્યાં નિઃસાસાઓ એકમેકને વળગીને
સૂતા છે સદીઓથી



## તમને બીજું શું કહું રમેશ પારેખ ?

ર. પા. તમારો એક અંશ જો મને મળે તો !
શબ્દોનાં પારેવાં ધડધડ મારે આંગણ ઊતરે
બેસે, ચણે, ઠરે ને નળિયાસોતો ફળિયાસોતો
લઈને ઊડે દૂરને ગામ
હોય જ્યાં લાગણીઓના ઠામ.
એવા તો ભરપૂર
કે એને લખલખ વાપરીએને તોયે
ખૂટે ન એનાં નૂર
સદા ચકચૂર
અનાદિ પ્રીત, પીડ ને પરમાતમના રસમાં

ને બધાં ઝાડનાં બધાં પાનની
લીલપનો ને પીળપનો અહેસાસ ઘૂંટીને
વહેતું લોહી તમારું

એનું એક બૂંદ જો મને મળે તો !
જનમ દીધાની ઈશ્વરને શાબાશી દઉં !
ને નતમસ્તક નતઆંખે
એને ઓવારું ઓવારું
ર. પા. તમારો એક અંશ જો મને મળે તો !

ર. પા. તમે મારી ભાષામાં જનમ્યા
એનો એવો રહે ખુમાર
સદાયે ચહેરા પર
કે દુનિયા એવું માને
મારો ગર્ભશ્રીમંતનો ચહેરો

ગીતોની બંધાણી પેલી સોનલ...
એની ભવભવ જૂની આગ ઠારવા
દોડી દોડી આવે
કલમ તમારી એને પહેલાં બેસાડે ને પંપાળે
ને ધોધમાર વરસાદ તળે
ભરચક ભરચક ભીંજાડે
તાપ બધોયે એનો શોષી
લાલઘૂમ થઈ બળતા બળતા
એને દેવો
સાત રંગનો સુંદર ચહેરો !

બધા જીવની, બધી કણસના
ભડભડતા નિઃસાસા ઝીલી
વહેતું લોહી તમારું
એની એક ક્ષણ જો મને મળે તો
જનમ દીધાની ઈશ્વરને શાબાશી દઉં !
ને તમને પીડતું છીનવી લઉં હું અંધારું અંધારું.
ર. પા. તમારો એક અંશ જો મને મળે તો !

* હિતેન આનંદપરા *

ર. પા. તમારી છલ્લક છલ્લક વહેતી
બારે માસે કૂદતી રમતી :
તોયે તસુભાર ના ખૂટતી એવી
પ્રીત-નદીનાં પાણી :
કો'ક દિવસ તો મારા સુક્કાભઠ્ઠ ખેતરમાં વાળો

પાળો છો તો તરેહ તરેહના પંખી
એની પાંખો, એનાં પીંછાં
એના ટહુકા, એના પડઘા
એના કલબલતા ઉમળકા –
એના ગભરુ અંતરિયાળપણાને
કો'ક દિવસ તો સમજાવો
કે ગરીબ આ જણના આંગણમાં આવી બાંધે માળો

બધી પાંખનાં બધાં પીંછાનાં
ટહુકા, થડકા, પ્રાસ ઘૂંટીને વહેતું લોહી તમારું –
એની કોઈ કળ જો મને મળે તો !
જનમ દીધાની ઈશ્વરને શાબાશી દઉં !
ને એનું મંદિર –
સ્વયં ખરેલાં મોરપીંછથી શણગારું શણગારું
ર. પા. તમારો એક અંશ જો મને મળે તો !!!



સુકાયેલી નદીના ક્યાંકથી પગરણ મળી આવે
વિખૂટું થઈ ગયેલું એ રીતે એક જણ મળી આવે

ઘણાં વરસો પછી, વાંચ્યા વગરની કોઈ ચિઠ્ઠીમાં
'તને ચાહું છું હું' બસ આટલી ટાંચણ મળી આવે

ફરે છે એક માણસ ગોધૂલિ વેળા આ સડકો પર
કદાચિત ગામનું છૂટું પડેલું ધણ મળી આવે

મને બહુ થાય છે ઇચ્છા કે હું પાદર જઈ બેસું
અને બહુ દૂરથી લલકારતો ચારણ મળી આવે

ઘણુંયે નામ જેનું સાંભળેલું, ને હતી ખ્યાતિ
મળો એ શખ્સને, ને સાવ સાધારણ મળી આવે

ખખડધજ, કાટ લાગેલી, જૂની બિસમાર પેટીમાં
ખજાનો શોધવા બેસો અને બચપણ મળી આવે.



આપણી વચ્ચે નિકટતા એમ વીકસતી રહે
જેમ કોઈ વૃક્ષ ઉપર વેલ વિસ્તરતી રહે

ગામ ભૂલેલી નદીની જેમ અટવાયા કરું
નામ ભૂલેલી નદીની જેમ તું વહેતી રહે

દશ્ય ને અદશ્યનું ભેગાં થવું સંભવ બન્યું
હું તને જોતો રહું ને તું મને સ્મરતી રહે

સ્પર્શક્ષમ સાંનિધ્ય સાચે બહુ જ દુર્લભ હોય છે
આમ તો બે-ચાર દિવસે તું મને મળતી રહે

છે મુબારક સૌને પોતાનું નિરાકારી ગગન
આપણી સામે હમેશાં આપણી ધરતી રહે

હોઈએ તખ્તા ઉપર કે હોઈએ નેપથ્યમાં
આપણામાં માણસાઈ સર્વદા શ્વસતી રહે



 ★ હિતેન આનંદપરા ★

રાહ બસ જોતા રહો એ હાલ પર છોડી દીધા
એમણે થોડા ટકોરા દ્વાર પેર છોડી દીધા

આપણે ઝંખ્યા જ કરીએ પૂર્વવત્ એકાંતને
જિંદગીએ એ રીતે ધિક્કાર પર છોડી દીધા

જો જરા ચહેરા ઉપર, દરિયો તને વર્તાય છે?
કેટલાં આંસુ અમે આ ગાલ પર છોડી દીધા

હું નિરાંતે સૂઈ શકું છું એનું કારણ એ જ છે
ફેસલા સૌ એમના અખત્યાર પર છોડી દીધાં

આખરે કારણ ઝુરાપાનું સમજ આવી ગયું
શૈશવે અમને અધૂરા વ્હાલ પર છોડી દીધા

એ તરત પામી ગઈ, આનું કશું ના થઈ શકે
એટલે અમને અમારા હાલ પર છોડી દીધા

હાથ પણ આપ્યો નહીં, ધક્કોય પણ માર્યો નહીં
દોસ્તોએ એમ ખીણની ધાર પર છોડી દીધા



ફક્ત શબ્દોની ગોઠવણી છે એમાં, શેરિયત ક્યાં છે?
ગઝલ માટે જે હોવી જોઈએ એવી કસક ક્યાં છે?

તમારી આંખમાંથી એક ચિઠ્ઠી સેરવી લીધી
મગર એને ઉકેલું કઈ રીતે એની ખબર ક્યાં છે?

અરે આ પ્રકૃતિ લખલૂટ પિવડાવાને તત્પર છે
પરંતુ એને માટે, આપણી પાસે, તરસ ક્યાં છે?

તમારી સાથ રહેવાની ગજબ ખ્વાઈશ હતી અમને
આ ખ્વાઈશ પૂરી કરવાનો હવે આજે વખત ક્યાં છે?

નદીની જેમ જીવવું બહુ જ અઘરું છે આ દુનિયામાં
કે આખી જાતને વિલીન કરવાની તડપ ક્યાં છે?

હું ધારું તો બિરાજું સાહ્યબીના શ્રેષ્ઠ શિખર પર
પરંતુ એક મુશ્કેલી છે એવી આવડત ક્યાં છે?

કહે જ્યોતિષ તમારી છે તરક્કી આવતા વરસે
અને બે દાયકાથી શોધું છું : એવું વરસ ક્યાં છે?



સારું થયું કે આપણે થોડાં અલગ થયાં
એના બહાને પોતપોતાની તરફ થયાં

પ્રત્યેક પળનો સાથ ખતરનાક હોય છે
ફૂલો સમા સંબંધ પણ કાળા ખડક થયા

પગલાંને વિસ્તરવું હતું એક રાજમાર્ગ થઈ
પગલાં ઘરેથી નીકળી શાપિત સડક થયાં

આજે નહીં તો કાલે બધુંયે સરળ થશે
આ કલ્પના જનમ્યાને પણ બે-ત્રણ દસક થયા

એકાદ તો એવો પ્રસંગ ગોતી બતાવ તું
જ્યારે ખુલાસા આપણા બોલ્યા વગર થયા

બે અંતિમો છે તે છતાં સરખી છે રિક્તતા
સંબંધ કાં હિબકાં થયા કાં તો હબક થયા

સપનાં કદીયે આંખથી નીકળી શક્યાં નહીં
પાંપણ ઉપર રોકાઈને ખારી તરસ થયાં



જિંદગી બે-ચાર સપનાંની સજાવટ હોય છે
તે છતાં શું કામ એમાં પણ બનાવટ હોય છે?

હું બજારોમાં બધે ઘૂમી વળ્યો પણ ના મળી
બાળપણ પાસે સહજ જે મુસ્કુરાહટ હોય છે

દોસ્ત, જો સંભળાય નહીં તો દોષ એ તારો હશે
હર પ્રતીક્ષાની સ્થિતિમાં એક આહટ હોય છે

જેમને ઉકેલવામાં તર્ક સૌ ઓછા પડે
મોત પાસે એવા પ્રશ્નોની છણાવટ હોય છે

આ શહેરમાં શેરના સોદા કરો ને શેર બોલો
નામ સરખાં છે છતાં જુદી પતાવટ હોય છે

હો કવિતા, લેખ, સંપાદન, પ્રવચન કે જીવન
' સુ.દ.' જેવી બહુ જ થોડા પાસે ફાવટ હોય છે

લોક પાસે લાગણીઓની મિલાવટ હોય છે
કો'ક પાસે લાગણીઓની રખાવટ હોય છે



એક પણ પગલુંસગડ મૂક્યા વિના, અવગત થઈને
આપણી સઘળી કરુણા, ક્યાં જતી રહી, લુપ્ત થઈને?

ગેરહાજર રહીને પણ ચોમેર ચર્ચાયા કરે એ
નોંધ લેવાયા વિનાનો હું ફરું છું વ્યક્ત થઈને

ચંદ્ર સૂરજ, રેત દરિયો, ઝાડ પંખી, મુગ્ધતા પણ
હું ગુમાવું છું ઘણું, હદથી વધારે, પુખ્ત થઈને

સાંજનું ખાલીપણું, કાયમનું દુશ્મન છે, છતાંયે
કૈં સભર બનવાની તક મળતી રહે છે, રિક્ત થઈને

ગત જનમનાં બીજ, અંકુરિત થવાની શક્યતા છે
એક જણ, મારી નસોમાં, વહી રહ્યું છે, રક્ત થઈને

પામવા ઈશ્વર તને, ઇચ્છા ઘણી; પણ પ્રશ્ન એ છે
દુઃખ જગતનાં, મારે સહેવાનાં શું કરવા, ભક્ત થઈને?



આપણે માણસ પ્રથમ સર્જક પછી
નીકળ્યું તારણ બધાં તારણ પછી

બે ઘડી વરસાદમાં ભીની થઈ
છત્રીને કેવી વળી ટાઢક પછી

અગ્રતા બદલાય છે વરસો જતાં
ફર્જ પહેલાં હોય છે ચાહત પછી

દ્વાર અંતરનાં અચાનક ઊઘડે
રિક્ત આંગણમાં થતી આહટ પછી

એક દિ કર્ફ્યૂમાં બસ નીકળ્યો હતો
જિંદગીભર હું રહ્યો સાવધ પછી

બેઉ બાજુ સ્તબ્ધ સન્નાટો મળે
સરહદો પહેલાં અને સરહદ પછી

તારું હોવું તું પ્રથમ પુરવાર કર
એના અસ્તિત્વ વિશે રકઝક પછી



આપણું મળવાનું ક્યાં સંભવ હવે, કારણ વગર
ફોડ પાડીને કહું તો, લાભ કે વળતર વગર

જંગલો ખૂંદી વળેલો, ગામનો જણ - શહેરમાં
બેધડક રસ્તા ઉપર નીકળી શકે નહીં ડર વગર

કાળ તો તત્પર સદા, મારા પ્રહારો ઝીલવા
હું જ પાગલ હાથ ફંગોળ્યા કરું ગોફણ વગર

માણસોને ચાવવા નીકળી પડેલું આ નગર
સાંજના, ટોળું બની પાછું ફરે માણસ વગર

હું હજારો યુદ્ધનો લઈને અનુભવ શું કરું?
જિંદગીમાં કાયમી લડવાનું છે બખ્તર વગર

તું ગરીબી આટલી, ક્યારેય ના દેતો ખુદા
આંગણે આવેલ પંખીને ઉડાડું ચણ વગર

હિતેન્દ્ર આનંદપરા

# મુકેશ જોષી

જો મારી આંખોનો આટલો ધરમ
તારી ટપાલ રોજ વાંચે ને પૂજે ને ચૂમે ને બસ -
    - તારા અક્ષરના સમ

તું મારી વાદળી શાહીમાંથી વાદળાં કેવાં ઉડાડતો હું જાણતી
અક્ષરની વાછરોટ ઉપરથી વરસે ને અર્થોની નદીઓ બહુ તાણતી
કેવી પગલાઈ તું પગલાં શણગારતો, હું મારા ભૂંસતી કદમ
    - તારા અક્ષરના સમ

કાગળને તળિયે તે વાવેલી મ્હેક, વેંત ઉપર તે મેઘધનુષ પાથર્યાં
શબ્દોની વચ્ચેના ચાંદરણે આવી ને શમણાંને અધવચ્ચે આંતર્યાં
જેટલા અક્ષર તે કાગળમાં નહીં લખિયા, એટલા મેં લીધા જનમ
    - તારા અક્ષરના સમ



કોઈ કોઈને ના પૂછે : તું હિંદુ કે મુસ્લિમ કોમનો
હવે બધાંએ ભળી જવાનું હવે જમાનો ડૉટ કોમનો

એના ઇન્ટરનેટ ઉપર તો આપણ બધા ડોટ
પ્રગટ થવાનું લુપ્ત થવાનું એને હાથ રિમોટ
અલ્લાહ અકબર બોલો ત્યાં તો નાદ સુણાતો હરિ ઓમનો
હવે બધાંએ ભળી જવાનું હવે જમાનો ડૉટ કોમનો

મંદિર મસ્જિદ નાની નાની વેબ પેજની સાઈટ
સહુ મેળવતાં લાયકાતથી આછી ઘેરી લાઈટ
સાથે રહેતાં શીખ્યા તેથી વટ્ટ પડે છે રવિ-સોમનો
હવે બધાંએ ભળી જવાનું હવે જમાનો ડૉટ કોમનો



ઝગમગતી દુનિયાદારીથી શણગારી લો અંગ
અમને વ્હાલી એ જ ઉદાસી અને ફકીરી રંગ

તમે દિવસનું રાતુ કંકુ અમે રાતની રાખ
અમને કેવળ શૂન્ય ગમે ને તમના ગમતા લાખ
અમે મૌનના મિત્ર : તમારો શબ્દો સામે જંગ... અમને વ્હાલી

તમે મોજડી પહેરીને જોવા નીકળેલા જગને
કાંટા કંકર પહેરાવ્યાતા અમે અમારા પગને
મોજડિયું ડંખી તો તમને રસ્તા લાગ્યા તંગ... અમને વ્હાલી

અજવાળાથી ડરી ડરીને અંધારું પોકારો
અમને ટપકું તેજ ઘણેરું એય મોકલે તારો
ટપકે ટપકે જોડ્યું તોયે જીવન તાર સળંગ... અમને વ્હાલી



હસી હસીને ફૂલો જેના કરમાં દેતાં તાલી
એ મારું ગામ વડાલી... એ મારું ગામ વડાલી

મીઠી મીઠી સક્કર ટેટી જેવી ભાષા બોલે
જેમ સહજ આ આંખ ખૂલે ને એમ એ હૈયું ખોલે
સુક્કી થઈ ગઈ તોય નદીની આંગળી જેણે ઝાલી...એ મારું ગામ વડાલી

ગામ વચાળે દેવ બધાંની આવન-જાવન જુએ
ગામ વડાલી ન્હાતું ત્યારે મેલ બધાનાં ધુએ
પરસાદીમાં મુઠ્ઠી મુઠ્ઠી વહેંચે રોજ ખુશાલી... એ મારું ગામ વડાલી

એ માટી એ ગલીઓ ને એ ખંડેરોની માયા
બા-બાપુજીના શૈશવને જેણે લાડ લડાવ્યા
બા ખોળામાં બેસાડી જ્યાં કરતી મુજને વ્હાલી... એ મારું ગામ વડાલી



☆ મુકેશ જોષી ☆ કવિતા '૨૨૯)

## વંધ્યાનું ગીત

કાચી તે આંબલી ખાવાના કોડ
        મેં તો આંબલીની બાજુમાં દાટ્યા
શૈશવથી સાચવેલ હાલરડાં કંઠમાં
        ચરરર ચરર ચરર ચરર ફાટ્યાં

એકે રમકડું ના દીધું દુકાનદારે મમતાની તોય દીધી ચાવી
ઘરને વસાવ્યું તો આયનો પૂછે છે અલી છાતીની ચીજ ક્યાં વસાવી
ફણગો ફૂટે જ નહીં ધરતીને શાપ દઈ
        ઉપરથી વાદળાઓ છાંટ્યાં... કાચી તે

જળની કિનાર ઉપર તડકાની સોય વગર મેઘધનુષ કેમ કરી સીવું
પોપટ ને પારણું ને દૂધની એ બાટલીમાં જીવને પૂરીને હું તો જીવું
પાલવને ખંખેરી સઘળા સિતારાઓ
        ડૂસકાંની સાથ મેં તો વાટ્યાં... કાચી તે

દીવાનું અજવાળું પામવાની લ્હાયમાં, આરતી બનીને હજી સળગું
દાઝવાના યોગ મારી કુંડળીમાં હોય છતાં જઈને કપૂરને હું વળગું
મારા આકાશમાં અંધારું ઘોર
        કહો સૂરજને ચાંદ ક્યાં છે દાટ્યા... કાચી તે



## ત્રિપદી

(૧) પ્રેમ કરશો તો તમોને મોક્ષ મળશે
પાટિયાં દુકાન પર ચીતરાયેલાં છે
લાગણીની પણ અહીં ઝેરોક્ષ મળશે

(૨) સાથ રહીશું મંત્ર ભણવાના નથી
ઊજવે છે એ મધુરજની છતાં
પંખીઓ ક્યારેય પરણવાનાં નથી

(૩) આંખના અખબારમાં ચર્ચાઈ ગઈ
સ્વપ્નનું કોલંબિયા છોડયા પછી
આપણી પણ કલ્પના ખોવાઈ ગઈ

(૪) એક બાળક આમ જોવું ઇષ્ટ છે
સ્કૂલના ઝાંપે કહે મા, "આવજે"
દશ્ય સાદું ને છતાં સ્વાદિષ્ટ છે.

(૫) પંખીને શંકાનો કીડો ના કદી રંજાડતો
દેવચકલી નાહીને ઊભી રહે કિનારીએ
સૂર્ય આવી રોજ એનાં અંગ લૂછી જાતો

(૬) તાજગીનું એક કારણ છે તૃષા
ઊંટવૈદુ હોય છો, ખોટું નથી
એક પ્યાલો ઓસ પી જાતી ઉષા

★ મુકેશ જોષી ★

(૭) શી રીતે એકાંતમાં છંછેડીએ
વર્ગમાં કોઈ નથી શીખવાડતું
તોય ઉત્સવ ઊજવાતા મેડીએ

(૮) ઊતરે એ ના ગળે કે ના ગમે
જૂઠને સંતાડવાની વાતમાં
કેટલાં દૃષ્ટાંત આપો છો તમે

(૯) વૈભવી ગ્રહની નજર એના ઉપર
આપણે તો સાવ નાના તારલા
ચાંદ કંઈ થોડું વસાવે મારું ઘર ?

(૧૦) સૂર્યના હોવાના સંકેતો પ્રથમ તો સાંપડે
જળ લઈને વાદળો આવી કરે જ્યાં ગર્જના
એ દિવસ મૃગજળને જીવવાનું બહુ ભારે પડે

(૧૧) એક જાદુગર કશું તો આંખમાં આંજી ગયો
પાસનું પણ ના કદી જોઈ શકું હું દિવસે
આગિયાની રોશનીમાં ઉપનિષદ વાંચી ગયો

(૧૨) જિંદગીનો અર્થ એથી તો કશો ના નીકળે
ઉષ્ણ જળમાંથી બરફ કરવા યુવાની વાપરો
ને, બરફ જેવો બુઢાપો ટીપે ટીપે પીગળે

(૧૩) ઝાડ નામની ઑફિસ ઉપર પવન-કાયદા જોયા છે?
લીલમ્-લીલા કામ કરે પણ અંતે મળતો જાકારો
ઘણાં પાંદડાં રાજીનામું લખતાં લખતાં રોયાં છે.

(૧૪) સૂઈ જતાં પહેલાં સમયસર ખાઈ લે છે
તૃણ, ઝાકળનો સમય પણ સાચવે છે
ઊંઘમાં ને ઊંઘમાં એ નાહી લે છે

(૧૫) સૂર્યનાં પહેલા કિરણના મંદ સ્વરને સાંભળો
કાલ રાતે પ્રશ્ન જે તમને બહુ રંજાડતો
ઈશ્વરે આપ્યો છે એનો શુદ્ધ ઉત્તર સાંભળો

(૧૬) કયા કવિના શબ્દોથી ભીંજાતી'તી
મને ડાયરી વિના પઠન પણ ના ફાવે
કોયલ ત્યાં તો મોંઢે ગીતો ગાતી'તી

(૧૭) મેં લીંબોળીને પૂછયું આ લીમડા શાને કડવા છે ?
લીંબોળીએ મને પૂછયું કે તને ગમે છે, તારા દાદા ?
તારા ઉત્તર 'હા' જ હોય તો એ પણ મારા વડવા છે.

(૧૮) ફૂલ-ગુલાબી સપનાં જોવાં
તારું-મારું કામ નથી આ
મોંઘાં મોંઘાં આંસુ ખોવાં

(૧૯) બાળ-શિક્ષણના પ્રથમ શ્વાસે જ લ્યો હાંફી જતા
હાથ બદલાવ્યા છતાંયે માંડ દફતર ઊંચકે
મમ્મી જેવી મમ્મીના પણ હાથ બે થાકી જતા

(૨૦) જળ ઉપર અક્ષર બતાવે તો ખરો
આગમાં કે શ્વાસમાં એ હોય પણ
તું પવનનું ઘર બતાવે તો ખરો



તરબતર મારી તૃષાનો રંગ બદલાતો નથી
હું ગળ્યું બોલું પરંતુ વ્યંગ બદલાતો નથી

પાનખરનો કેમ તું હાથો બને છે ઓ પવન
ઝાડ કહેતું'તું પવનનો ઢંગ બદલાતો નથી

ઢીલ મેં છોડી હવે તો ફીરકી ખાલી થઈ
આપણો સંબંધ તોયે તંગ બદલાતો નથી

કાલ તો તલવાર ને બંદૂક બે રોઈ પડ્યાં
યુગ બધા બદલાય છે પણ જંગ બદલાતો નથી

તું મને ચિઠ્ઠી લખે ને હું તને ચુંબન લખું
સાંજનો આ શરબતી સત્સંગ બદલાતો નથી



આપને જોયા પછી જે કંઈ થયું તે આ મુજબ
આંખ લૂછી તે છતાં જે રહી ગયું તે આ મુજબ

બે'ક પંખી, બે'ક વાદળ, સૂર્યને બદલે દીવો
આટલું આકાશ કોઈ દઈ ગયું તે આ મુજબ

'આપ મારી જિંદગી છો' સો વખત ગોખ્યું હતું
સો કરી વાતો છતાં જે રહી ગયું તે આ મુજબ

એક શીશીમાં સુગંધીદાર ડૂસકાંઓ રડે
મોગરાનું ફૂલ અત્તર થઈ ગયું તે આ મુજબ

સૂર્ય વેચી મેં ખરીદી રાત પૂનમની અને
કોઈ મારો ચાંદ માંગી લઈ ગયું તે આ મુજબ



☆ મુકેશ જોષી ☆

જે રીતે રેતી તમે ભેગી કરો છો
થાય છે રણની તમે ખેતી કરો છો.

ઈશ્વરે ઊંચાઈ તો આપી તમોને
પણ તમે ક્યાં જિંદગી ઊંચી કરો છો

એ જ ના પિવડાવશે તો શું થશે રે.
જેમને માટે તરસ ભેગી કરો છો.

હાથ જોડાતા પરંતુ માગવામાં...!!
પ્રાર્થનાને આ હદે મેલી કરો છો?

કેમ આ લાલાશ મારી જિંદગીમાં !
નામ મારું લઈ તમે મ્હેંદી કરો છો ?



સાજન મારો સપનાં જોતો, હું સાજનને જોતી
ભરમ રાખવા બેઠી'તી પણ રાખ્યું ઝીણું જોતી....

મોતીઓથી દદડી પડતું અજવાળાનું ઝરણું
મેં સાજનને પૂછ્યું તારા સપનાંઓને પરણું ?
એણે એના સપનાંઓથી ચોળી કાઢ્યાં ગોતી---- સાજન મારો

સૂકી મારી સાંજને ઝીલી ગુલાબજળમાં બોળી
અરમાહા સ્પર્શોની પૂરી અંગો પર રંગોળી
સૂરજની મા હોઉં ! એવી રોમે રોમે જ્યોતિ — સાજન મારો

- મુકેશ જોષી

# નટવર ગાંધી

## ઇન્ડિયા શાઇનિંગ

આઠ સૉનેટ્સ

### ૧. પ્રવાસી દિવસે

પ્રવાસી દિવસે વિદેશ વસતા અમે દેશીઓ,
કુટુમ્બ કબીલા સહિત વળી મિત્ર લૈ આવતા,
મહાજન વધાવતા દયિત પુત્ર પ્રોડીગલ,
બજાવી શરણાઈ, ખૂબ હરખાઈ, સત્કારતા.

નસીબ અજમાવવા, પ્રગતિ સાધવા, લાધવા
અલભ્ય સુખ શાંતિ કાંતિ, નવ દેશ આકર્ષણે,
અમે વતન છોડ્યું, કિન્તુ નથી છૂટ્યું ઉરે હજી
પ્રસન્ન મધુ ગંધ આ ધરતીની, પ્રીતિ દેશની.

અધીર ઉર દોડતા જરૂર ગામ જૂને જતાં,
જૂને ઘર જઈ ખચીત ખખડાવતા ખડકી એ.
જવાબ મળતો ન કાંઈ, અમને ન કો' ઓળખે,
કુતૂહલથી છોકરાં ફરી વળે, ભસે કૂતરાં!

ભમી ગલી ગલી જૂની વતન વ્યર્થ ફંફોળતા
અનેક મુખ નીરખી સ્વજન મિત્ર કો' ખોળતા.



## ૨. મુંબઇ

અહીં પ્રથમ જોઈ મેં નગર સંસ્કૃતિ, વિકૃતિ,
થિયેટર, નિયોન, બાગ બગીચા, ઝરૂખા ઊંચા,
મિરાત, મિજબાની, મ્યુઝિયમ, ભવ્ય ગેલરી, ઝૂ,
હવાઈઘર રમ્ય, સ્ટેડિયમ, રોડ આસ્ફાલ્ટના,

કિતાબઘર ને મિનાર, વળી વિશ્વ વિદ્યાલયો,
ઊંચી ડબલ ડેક, ટ્રામ, ટ્રક, ટ્રેન ઇલેક્ટ્રિક
ખીચોખીચ લઈ જતી ઝડપથી જનો ઓફિસે,
કરું નજર અત્ર તત્ર બસ માણસો, માણસો!

ચડાવી સૂટ, બૂટ ટાઈ ફરતા ઘણા તોરથી,
ગીચોગીચ વસે અસંખ્ય જન બાપડા ચાલીમાં,
વસે ઝૂંપડપટ્ટી, કૈંક ફૂટપાથ લાંબા થતા,
લગાવી લિપસ્ટિક કૈંક ગણિકા ફરે, નોતરે,
અહીં ઊઘડી આંખ, પાંખ પ્રસરી ઊડ્યો આભ હું,
મહાનગર આ, ભણ્યો જીવનના અહીં પાઠ હું.



### ૩. મુંબઈની એક સવાર–૧૯૬૫

સવારે ઊઠીને પગ લઈ જતા બાથરૂમમાં,
અનાયાસે દાઢી, બ્રશ કરું, નળે સ્નાન કરતો,
ચડાવી મોજાં ને બૂટ, સૂટ લગાવી જ ભળતો,
ઠરેલી ચાના બે કપ ગટગટાવી નીકળતો;
કરી ધક્કા મુક્કી નવ દસ તણી ફાસ્ટ પકડું;
ભર્યા ડબ્બે ડબ્બે ધરબી ધરબી લોક બમણા,
ખરા ખત્તા ખાતા જન ઊમટતા, કૈં લટકતા!
ઘણા ડૂબ્યા છાપે; ભગત જન કૈં ભક્તિ કરતા,
કરે દીવો, પૂજા, ધૂન; રમતમાં પત્તી તીનની
ઘણા ચોંટ્યા; ખેંચે અરધી પરધી નીંદ નબીરા;
અને મારા જેવા ચગદઈ ચડ્યા, મૂંઝવણમાં
પડ્યા વાગોળે કૈં ગત સમયનાં શેષ સ્મરણો;
નથી સંત્રી કોઈ હુકમ કરતો દંડ દઈને
લઈ જાતી તોયે ટરમિનસમાં ટ્રેન અમને.



### ૪. સાબરમતી આશ્રમે

અહીં નથી જ રાજ મંદિર, ન મ્હેલ, મ્હેલાત ના,
ન દુર્ગ, નથી હર્મ્ય કો, નથી વિશિષ્ટ સ્થાપત્ય વા,
ન હસ્તિગૃહ, શસ્ત્ર સંગ્રહ ન, અશ્વશાલા નથી,
કુટીર દસ બાર માત્ર બસ જોઉં આ આશ્રમે.

અહીં જ કસી કાછડી કમર, હાથ લૈ લાકડી,
કપાળ કરી ચાંદલો, હરિનું નામ હોઠે ધરી,
અમોઘ સત શસ્ત્ર સજ્જ, જૂજ સાથી સંગે તમે
અહીં જ જગરાજ્યની સહુ સમર્થ અક્ષૌહિણી
બુલંદ પડકારી'તીઃ "કરવું હોય તે લ્યો કરી.
નથી જ નથી આવવું વિણ સ્વરાજ પાછું હવે,
ભલે મરું હું કાગ શ્વાન સમ કિન્તુ પાછો નહીં
મૂકીશ પગ આશ્રમે, " કહી તમે શૂરા નીકળ્યા.

અહીં જ અહીંથી શરૂ થયું મહાન પ્રસ્થાન જે,
વિશાળ પ્રસર્યું પછી ઉર ઉરે, દૂરે, ચોદિશે.



## ૫. રાજઘાટે

મહાન ગણતંત્રની રમણી રાજધાની મહીં,
અનેક અધિરાજ્યના સ્તૂપ, મિનાર, સ્તંભો વિષે,
ન કાંચન, ન તામ્ર પત્ર, પણ માત્ર પાષાણમાં
અહીં, અમર લોકઉર, ઇતિહાસ પૃષ્ઠે તમે.
શિખામણ તમારી જોઉં ચિર કોતરી પથ્થરેઃ
"પડે ખબર ના કદી કરવું શું અને કેમ જો,
વિચાર કરવો તદા દલિત, દુઃખિયા લોકનો,
થશે સકળ સ્પષ્ટ શું કરવું, કેમ, કેવી રીતે,

"સલામ સરકારને! અમલદાર ઊંચા અહીં,
પ્રધાન, અધિકારી, સંસદ સદસ્ય, સાહેબ સૌ,
મહેલ મજલે કરે મસલતો બડી ફાંકડી,
ઠરાવ કરી ઠાવકા ગરીબને દિયે સાંત્વના,
સદાય સચિવાલયે લટકતી તમારી છબી
કદીક નીરખી તમારું શુભનામ લેતા ચરે.



## ૬. પતન

અહીં જ અહીં ઉદ્‌ભવી મનુજ વંશની સંસ્કૃતિ,
વિશિષ્ટ થઈ વ્યક્ત જે અમર ગીત, સંગીતમાં,
કળા સકળ, કાવ્યમાં, ગહન ધર્મમાં, નીતમા
ઉદાર પ્રસરી ધરા, નિકટ, દૂર ભૂલોકમાં.

પછી જન વિદીર્ણ ક્ષીણ, બળહીન, વિચ્છિન્ન જે
અજંપ, વશસંપ, કંપિત ફરે, ડરે, ઓસરે,
કરે પતન દેશનું, દગલબાજી ઝાઝી રમી
ચડી મુગલ આવિયા, બ્રિટિશ, ફ્રેંચ, ફિરંગી કૈં.

પુરાતન પ્રદેશ આ, રતન જે હતો એકદા
જ્વલંત, થઈ જપ્ત રાણી મુગટે જડાયો જઈ,
ગુલામ સમ વેઠતા ભીરુ અમે, અમે મૂર્છિત,
સ્વમાન, અભિમાન, આત્મબળ, એમ ખોયું ઘણું.

ભગીરથ પરિશ્રમે ગઈ ગુલામી, નામી થયા,
સ્વતંત્ર, મગરૂબ, દેશ અવ આત્મશ્રધ્ધા ભર્યો.



### ૭. પુનરુત્થાન

જુઓ પ્રગતિ કેટલી! વિવિધ વાહને, સાધને,
હવે અછત ના કશી, અવ બધું જ માગ્યું મળે,
ટીવી, ડિજિટ, ડીવિડી વળી કસેટ, ગેજેટ સૌ,
રીમોટ રમતું ફટાફટ શું કેબલે, આપ લે
થતી વીજળીવેગ વેબ પર, ફેક્સ ને ફોનથી,
હવે સહજ સેલ, શું રમતું કાખમાં છોકરું!
બધું સુલભઃ લક્ઝરી બસ મળે, મળે પ્લેન ને

ફરે સ્કૂટર, વેન, ટ્રેન નરી એર કન્ડિશન્ડ,
ન ધૂળી ગલી, હાઈ વે ઉપર લેન ચચ્ચારમાં
અવિરત નવી નવી સરતી કાર ફોરેન કૈં,
વિલાસમય ફાઈવ સ્ટાર ભરી હૉટલે, મોલમાં
ન ફાનસ, નિયોનની ઝગમગાટ છે રોશની,

ઉદિત જુનવાણી દેશ અવ ભવ્ય આધુનિક,
હતો ભરત ખંડ તે ઊજળું આજનું ઇન્ડિઆ.



## ૮. છતાં વતન એનું એ

ભવિષ્ય ભભૂકે, જુઓ ઊજળું આજનું ઇન્ડિઆઃ
રૂપેરી પડદે, મહેલ મજલે, ઝરૂખે ઊંચે,
સભા સરઘસે, સ્વતંત્રદિન ઉત્સવે ઊભરે,
નવીન ટીવી, રેડિયે, મ્યુઝિકબાર, બોલીવૂડે,
નવીન રીત ભાત, ને રિધમ, તાલ, બોલે, લયે,
નવી જ નવી ફેશને, ઊછળતા નવા યૌવને,
ગણાય અમ સુંદરી જગત શ્રેષ્ઠ, ડંકો બજે,
દલાલ સ્ટ્રીટમાં અમે ધનિક શેર સટ્ટે હવે.

છતાં નજર તો પડે કમર તોડ કામે ચડ્યા
અગણ્ય કૃષિકાર ને મજૂર કૈં, ભિખારી ભમે,
શિશુ કુસુમની ફૂટે કૂંપળ ના ફૂટે ત્યાં ખરે,
જલે નવવધુ હજી લગીર ચાર ફેરા ફરી,
થઈ પ્રગતિ છે જરૂર-જન જૂજ જે ભોગવે-
અને વતન એનું એ ગરીબ જ્યાં રિબાતાં મરે.



# મોત ખખડાવતું બારણું

## (સાત સૉનેટ્સ)

નોંધ: કેન્સર જેવા ઘાતકી રોગથી પીડાતા દર્દીઓ કે જેમને મોત આંખ સામે દેખાય છે તે મોતનો સામનો કેમ કરે છે તેનો અભ્યાસ માનસશાસ્ત્રીઓએ ઘણો કર્યો છે.(દાખલા તરીકે જુઓ: (Elisabeth Kubler-Ross, Death and Dying, New York: Touch Stone, ૧૯૬૯) કહેવાય છે કે આવા ઘાતકી રોગોથી પીડાતા દર્દીઓ પાંચ તબક્કાઓમાંથી પસાર થઈને આખરે મોતની અનિવાર્યતાનો સ્વીકાર કરે છે. આ તબક્કાઓને અહીં આ સૉનેટમાળામાં વણી લેવાનો પ્રયત્ન કર્યો છે. આ તબક્કાઓ આ પ્રમાણે છે: ૧. Denial-સ્મશાનગૃહે, જિજીવિષા, અને અસ્વીકાર. ૨. Anger-ક્રોધ, ૩. Bargaining-વિનિમય, ૪. Depression-વિષાદ, અને ૫. Acceptance-છેવટે સ્વીકાર.

### ૧. સ્મશાનગૃહે

જગાડી મધરાત મોત ખખડાવતું બારણું,
ઉઠાડી ભર ઊંઘથી બજતી ફોનની ઘંટડી :
"સ્મશાન જલદી ચલો, જરૂર છે, કહો શબ્દ બે."
કહ્યું : "મૃત ભલા હતા, પરગજુ છતાંયે ગયા,
નિરર્થક, ક્ષણિક છે બધું; અસાર સંસાર આ."
પછી ભજન શ્લોક કૈં ગણગણી ઘરે નીસરું,
બીજે દિવસ જોઉં હું મરણનોંધ છાપે વળી,
જતો સમય, ને ચડું સહજ નિત્ય કામે, ક્રમે.

વિચાર કરતો: કદીક મુજ નોંધ છાપે હશે?
કદીક મધરાત ફોન બજશે? અને લોક કૈં
સ્મશાન જઈને મને અચૂક અંજલિ આપશે –
"ભલા પરગજુ હતા, જગત ખારું છોડી ગયા?"
અને ભજન બાદ સર્વ ચડશે જ કામે વળી?
કદીક, હમણા નહીં, ઘણું ઘણું હજી બાકી છે.



## ૨. જિજીવિષા

સવાર પડતાં જ મોત ખખડાવતું બારણું,
ઉઘાડું ફટ છાપું, જોઉં ઝટ શું મથાળે, પછી
લહું મરણનોંધ, કોણ મર્યું, કેટલી ઉમ્મરે,
તપાસું વળી ખાસ જો સમવયસ્ક કોઈ ગયું,
હતો શું જીવલેણ રોગ? ઘણી લાંબી શું માંદગી?
ત્રિરાશી પછી માંડતો, જીવીશ કેટલું, કેમ હું?

હજી કરવું કામ છે ઘણું ઘણું, ન ઝાઝો રહ્યો
હવે સમય, આજુ બાજુ જન તો થયા ચાલતા,
અધીર જઈ પૂછતો તબીબને કહો, શું કરું?
કહો, શરીર કેમ સાચવવું? લાંબુ છે જીવવું,
નથી વળતું, અંગ અંગ કળતું છતાં જિમમાં
જતો અચૂક હું, કદાચ બદલાય જો આયખું,
કરું છું ઉપચાર, ઓસડ બધાં જ, થંભાવવા
મથું સમયને, કદાચ વળી માની એ જાય તો.



### ૩. અસ્વીકાર

બગાડી ભર ઊંઘ મોત ખખડાવતું બારણું,
મજાલ કશી ધૃષ્ટની! વગર પત્ર, નિમંત્રણે
ન નોટિસ, ન વાત, ના ચબરખી, ન ચિઠ્ઠી વળી,
જરૂર થઈ ભૂલ ક્યાંક, સરનામુ ખોટું હશે,
પીડાય જીવ કૈંક રોગ સબડે, સડે બાપડા,
પડ્યા મરણની પથારી, છૂટવા મથે રાંકડા,
અનેક નવરા નડે જરઠ જે નકામા જીવે,
ચૂકી મરણ એ બધા અચૂક ભૂલ મોટી કરે.

ન રોગ નખમાં મને, નરવી નાડ, પંડે પૂરો,
અનેક કરવાં હજી ધરમ પુણ્યનાં કામ કૈં,
રહી અધૂરી વાત કૈં, જરૂર જાણતો મોત તો
લલાટ સહુને લખ્યું-વ્યરથ એની ચિંતા કશી?
પરંતુ નહિ આજ, છો ખખડતું રહ્યું બારણું,
કબૂલ કરી ભૂલ નિજ જમરાજ પાછા જશે.



## ૪. ક્રોધ

નથી જ થઈ ભૂલ, મોત ખખડાવતું બારણું,
તરાડ તડ તાકતું તડકતું તકાજો કરે,
કહે: "દિવસ આ જ, આ જ ઘડી દોડી ઘોડે ચડી
જવું, ખતવણી થતી બધી જ પાપ ને પુણ્યની,
હિસાબ હરિ માંગતાઃ જીવન આખું શું શું કર્યું?
જમા કદી, ઉધાર, હાર જીતના હવાલા પડે
ગણે સિલક ચિત્રગુપ્ત ઇહલોકની ચોપડે.

"જવું જરૂર કિન્તુ આમ નહિ, ન્યાય ક્યાંનો કહો?
જીવે જન અનેક અર્થહીન, હીન કર્મો કરે
અને દિવસ રાત હું સતત વ્યસ્ત વિસ્તારમાં
પૂરી ફરજ સૌ કરું, ધરમ ધ્યાન ઝાઝાં કરું,
અવેજ મહીં તેડું આ મરણનું? નહીં આવું, જા,
કનિષ્ઠ તું કસાઈ, ક્રૂર જમડા તું જલ્લાદ, જા,
દઉં ધમકી ધાકઃ જો ખબરદાર તું આવિયો.



## ૫. વિનિમય

જરાય ખસતું ન મોત ખખડાવતું બારણું,
કહે : "સમય છે થયો, વગર ઢીલ ચાલો હવે,
નથી કરવી વાત કૈં, શુકન તિથિ જોવાં નથી,
લગામ કઠતા ધૂણે, હણહણે પણે ઘોડલા."
"કબૂલ કરતો અચૂક મરવું લલાટે બધે,
વળી દિવસ એક ચોક્કસ હુંયે જવાનો જ છું,
પરંતુ અરજી કરું દીનદયાળને આટલીઃ

"મળે વરસ એક, બે, ત્રણ કદાચ જો જીવવાઃ
ગણીશ દિન સૌ, સુણીશ સતવાણી સંતો તણી,
કરીશ વ્રત આકરાં, ધરમ ધ્યાન કૈં બાકી જે,
બધું જ ચૂકવીશ ઋણ, વ્રણ સૌ રુઝાવીશ ને
પરાર્થ, પરિતાપથી થઉં પવિત્ર પૂરો પછી
જરૂર ધૂમધામથી કરીશ આપનું સ્વાગત,
ઉકેલી લઈ કાફલો કહીશ હું જઃ તૈયાર છું"



## ૬. વિષાદ

ખલાસ ખલ ખેલ, મોત ખખડાવતું બારણું
થઈ ખતમ જિંદગી વ્યરથ, કાંતિ, શાંતિ વિના,
મુરાદ મનની, ઉદાર ઉરના પૂરા ઓરતા,
બધું જ બધું નષ્ટ સ્પષ્ટ હતું તે થયું ધૂંધળું,
નથી જ નથી આવિયો નજીક દૂરથી શબ્દ કો'
સુમંગલ, ન આર્ષ દર્શન થયું, ન દીક્ષા મળી.

મને અબળખા હતી જીવન ભવ્ય કર્તવ્યની,
પરંતુ ઘટમાળ જાળ જીવલેણ સંસારની
ગઈ ભરખી સર્વ સ્વપ્ન, ઉરમાં ઉધામા હવે,
હજાર કરી ભૂલ શૂલ સમ આજ જે ભોંકતી.
રહસ્યમય રમ્ય જે જીવનની કરી કલ્પના
ન ઝાંખી થઈ એની કાંઈ, ભવનો ભવાડો થયો.
નિરાશ ભટક્યો, ભરાડી ભભડ્યો, ભૂરાયો ભૂંડો,
લડ્યો હું, લથડ્યો, પડ્યો-વરવી વાત વૈફલ્યની.



## ૭. સ્વીકાર

હવે ન ગભરાઉં, મોત ખખડાવતું બારણું,
હવે ન પરવા કશી, ફિકર ના કરું કાંઈ હું,
હવે ન ફરિયાદ દાદ, નવ વાદ વિવાદ વા,
હવે ન અફસોસ, અંત સમયે ન અંતાક્ષરી,
સ્મરું ન ગત, ના અનાગતની કોઈ ચિંતા હવે,
હવે ન કરું વાત કો જીવનના જુદા જોગની,
મળ્યું જીવન જે, ફળ્યું ન ફળ્યું, ત્યાં જ તેમાં જ, હું
રહસ્ય લહું દુન્યવી, સકલ અર્ક અસ્તિત્વનો.

ભલે મરણ આવતું, બસ અનંત નિદ્રા સરું,
થઈ સફર પૂરી આજ, યમરાજ, પૃથ્વી પટે,
ચલાવ રથ દિવ્ય દક્ષિણ પથે, હું તૈયાર છું.
વિલીન બસ થાય નામ, ન નિશાન કાંઈ રહો.
વિદાય લઉં આખી આલમની હું કહું, "અલ્વિદા"
હવે કરવું હોય તે હરિ કરે, હરિ હાથ હું.



## જમા-ઉધાર

(ચાર સૉનેટ્સ)

### ૧. પતાવી સંસારી ફરજ

પતાવી સંસારી ફરજ, બધું આટોપી લઈને,
હવે આજે બેઠો જીવતર તણો સાર કરવા;
પૂછું: મોંઘેરા આ મનુજ અવતારે શું શું કર્યું?
ગણ્યો ઓછું તો યે ડિગરી લીધી બે ચાર ભણીને,
લગાવી રેઝ્યુમે, જીવનભર મેં નોકરી કરી,
નથી ફાવ્યો ઝાઝું, શ્રમ, નિયમ જો કે હું કરતો,
મળ્યો મોભો જે કૈં, પ્રગતિ થઈ તે પાડ પ્રભુનો.
વિચાર્યું ઝાઝું ના, પરણી લીધું, સંતાન ઊપજ્યાં,
પુરાણા કો પુણ્યે રતન સમ બન્નેય નીવડ્યાં,
અને આજે એને ઘર પણ રૂડાં બાળ રમતાં.
હતાં સ્વપ્નો જે કૈં ઉર ઊછળતાં દાબી દઈ તે,
ફર્યો છું ઘાણીના બળદ સમ ફેરા જીવનના,
હવે મોડે મોડે ઉર સળવળે સુપ્ત સપનાં
નહિ માને, ઊંડે અવશ વળી એનું શું કરવું?



## ૨. મને ખબર ના પડે

મને ખબર ના પડે જીવન કેમ આ જીવવું,
છતાં સતત જીવતો દિવસ રાત, ના છૂટકે,
સવાર પડતાં કલાક મળતા મને ચોવીસે
નવેસરથી નિત્ય, છો જરૂર હોય કે ના ભલે.

પ્રયોજન વિના જ એક પછી એક વર્ષો ગયાં,
કિશોર વય મુગ્ધ, યૌવન ગયું, થયો પ્રૌઢ હું,
પસાર વનનાં કરી વરસ વ્યગ્ર હું વૃદ્ધ થયો.
રહ્યો હજુ અબુધ હું, સમજ સૂઝ ઝાઝી નથી.

ભલે ફરજ મેં કરી જરૂર પૂરી સંસારીની,
પરંતુ બધું એ થયું અવશ, હું તણાતો ગયો
ધસ્યા જીવન પૂરમાં, ખબર ના પડી ક્યાં ગયો,
હતું સ્વજન કોણ, સંગ વળી કોણ સાચે હતું.

હજાર કરી ભૂલ તેથી બસ આટલું જાણતો:
હવે ન કરું એની એ જ ફરી ભૂલ તોયે ઘણું.



### ૩. પાડ માનું પ્રભુનો

જોઉં જ્યારે લખપતિ ઘણા કોડી બુદ્ધિ વિનાના,
ઊંચે ઊંચે પ્રગતિ કરતા લોક પ્રસ્વેદ વિના,
જન્મે પામે બરકત બધી, સ્વાસ્થ્ય, આયુષ્ય લાંબું,
ને જોઉં છું જન જગતના ધન્ય કૈં ભાગ્યશાળી,
ત્યારે થાતું નસીબ નબળાં કેમ મારાં ફૂટાયાં?
બ્રહ્માની શું રમૂજ ક્રૂર આ? કર્મની રીત ન્યારી?

જોઉં જ્યારે ગરીબ ગુરબાં, ટંક ખાવા ન પામે,
કૈં પીડાતાં દમ દરદથી, મોત બેઠેલ સામે!
ને દુઃખી કૈં અકથ દુઃખથી, કૈં થયાં ચાલતાં રે!
ત્યારે થાતું: હજી ય જીવતો, જાગતો બોલતો હું,
ખાતો પીતો, ખબર કરતો લોક બે ચારની હું,
કેવું મારું નસીબ ઊજળું, કેટલો ભાગ્યશાળી!

આજુબાજુ નજર કરતા આટલું માત્ર જાણું:
પામ્યો છું તે જીવન જીવવું પાડ માની પ્રભુનો.



## ૪. મેં માનેલું

મેં માનેલું શરદ શત જીવીશ હું પૂર્ણ સિદ્ધ,
ને દેવોનાં ભગીરથ કરી કાર્ય, કૈં દેશનાં હું,
પામું કીર્તિ કળશ, કુળનું નામ ઝાઝું ઉજાળું
ને મોંઘેરા મનુજ અવતારે થઉં ધન્ય, ધન્ય!

એવું ના કૈં થયું, ખબર ના કૈં પડી કેમ ના થ્યું,
પ્હેલેથી હું જીવતર તણી જાળમાં ગ્યો ફસાઈ,
ભોળા ભાવે જરૂર કરી મેં ભૂલ બે ચાર કિન્તુ,
ત્યારે એવી ખબર નહિ કે જિંદગી વેડફાશે.

આજે ઊભો નીરખું ઘરડી જાતને હું અરીસે,
પૂછું ક્યાં ગ્યા અધિર ઉરના ઓરતા ને ઉછાળા?
ક્યાં ગ્યાં, ક્યાં ગ્યાં, દિવસ, વરસો? ક્યાં ગયા દાયકાઓ?
ને જે બાકી જૂજ દિવસ તેનું હવે શું કરું હું?

તોળી તોળી, ગણી ગણી હવે જીવવા દિન બાકી,
વીણી વીણી અવર કરવાં કામ બે ચાર નાનાં.



# અહીં અમેરિકામાં

## ૧. દિનચર્યા

અલાર્મ બજતો, સવાર પડતી, સફાળો ઊઠું,
પતાવું નિત કર્મ સર્વ ઝટ, ચા પીધી ના પીધી,
લગાવું સૂટ, બૂટ ટાઈ ઝડપે જઉં ઑફિસે,
ઘડીની નવરાશ ના, અહીં તહીં બધે પ્હોંચું હું,
સલાહ લઉં ને દઉં, મસલતો કરું મોટી કૈં,
પ્રમોશન અને ડિમોશન દઉં, લઉં નિર્ણયો,
પતે દિવસ કિન્તુ કામ ઘણું ચાલતું ડિનરે,
શ્રમિત પછી લોથપોથ પડું ગાદલે ગોદડે,
"નહિ જ નહિ ચાલશે તમ વિના, બધું ભાંગશે,"
કહે જન ઘણા મને, હું ફૂલીને થતો ફાળકો,
કરું નજર બ્હાર, એક નીરખું ઊંચું પૂતળુ,
– મહાન જન કોક, નામ નથી યાદ જેનું મને –
અઢેલી જ્યહીં હોમલેસ જન કૈં નિરાંતે પડ્યા,
કહીં કહીંથી આવીને કબૂતરો ચરે, વિચરે.



## ૨. એક બાઈની આત્મહત્યા

છાપે ચડી વજૂદ વાત કરુણ આવી:
સંપન્ન કો' ગૃહિણીએ નિજ બાળ સાથે
દોડી જઈ ધસતી આવતી ટ્રેન પાટે
લંબાવ્યું ને જન હજાર રહ્યા જ જોતા.

લોકો કહે: જરૂર દુ:ખ હશે અસહ્ય,
કેવાં હશે સ્વજન નિષ્ઠુર ત્રાસદાયી?
કેવું હશે કઠણ નિર્દય હૈયું એનું
કે સાથ લીધું કુમળું નવજાત શિશુ?

વિશ્લેષતા મનનશીલ સમાજશાસ્ત્રી,
એવું થયું શું હતી જેથી હતાશ બાઈ?
શું શું ઘટે કરવું કે નહિ અન્ય કોઈ
દાઝેલ, દુ:ખી પડતી ફરી ટ્રેન પાટે?

ને સ્ટેશને ફરીથી આવતી ટ્રેન માટે
ઊભા મુસાફર હજાર વિના ઉચાટે.



### ૩. મને શિશિર ના ગમે

મને શિશિર ના ગમે, નહિ નહિ જ હેમન્ત વા,
ગમે ન કદી અંગ અંગ થથરાવતી ઠંડી આ,
થીજે બરફથી બધું ભીતર બ્હાર, સંચાર ના,
ફરે ન ચકલું ભલું, જિગર મારું થંભી જતું.
અને ઘર બહાર જો નીકળું કામ કાજે જવા,
ચડાવું થરના થરો ગરમ કોટ જેકેટ કૈં,
લગાવું શિર ટોપી ઉપરથી ને નીચે બૂટ બે,
છતાંય થથરું, કહો શિશિર કેમ ઋતુ ગમે?

પરંતુ વધુમાં કહું, ગમતી કેમ ના ઠંડી આ,
મને નીરખવી ગમે નમણી નાર સૌ ગ્રીષ્મની,
ફગાવી સહુ ગોદડાં, વસન અલ્પ, આછે સજી,
બજાર બગીચે ફરે, રમણી રમ્ય જોતો રહું,
વળી પરખતો રહું હ્દય ગમ્ય તન્વી તણાં
હતાં શિશિર ગુપ્ત તે સકળ અંગ સોહામણાં.



અહીં અમેરિકામાં

## ટીવી

નાનું રમકડું કહ્યાગરું કરે તમે જે કહો,
કરો જરીક ક્લીક ને તુરત ગાજતું વાજતું,
કુટુંબ કબીલો એ દિવસ રાત મોડે સુધી,
બપોર બળતે ઘરની ગૃહિણી શોધતી સાંત્વના,
શ્રમિત જન સાંજના, રડતું બાળ છાનું થતું,
પ્રમાદી ઘરકુકડા, વડીલ વૃદ્ધનો આશરો.

દિયે ખબર આસપાસ, દૂર દેશ વિદેશની,
અતુર સમજાવતું જીવન કેમ આ જીવવું:
કહે રમવું કેમ, પ્રેમ કરતા વળી શીખવે,
રૂપાળું બનવું? શું ખાસ શણગારતા શીખવું?
ભૂગોળ ભણવી? કહો ઈતિહાસ શું જાણવો?
ભૂલોક ભમવું બધે? શીખવું સાંધતા, રાંધતા?

બધું જ બધું: જોવું, જાણવું, શું ગાવું, શું નાચવું
શીખી નવું નવું આ રમકડે હવે જીવિયે.

— નટવર ગાંધી

# સુ. દ.

પડદો પડી ગયો, તાળીઓનો ગડગડાટ શમી ગયો.
હું જાઉં છું 'ગ્રીન રૂમ'માં મારો પોશાક બદલવા
અને 'મેકપ' ધોવા. ખુશામતિયો અરીસો
મારા અહમ્‌ને વિવિધ રીતે પંપાળે છે અને
મને ભ્રમણાની બેહોશીના સન્નિવેશમાં ગોઠવી આવે છે.

મારી ભજવેલી ભૂમિકાને ભૂલીને હું ફરી પાછો
મારા અસલ સ્વરૂપે પ્રકટ થવાનો પ્રયત્ન કરું છું.
અસલ સ્વરૂપ એટલે મારું રેશનકાર્ડમાં લખાયેલું નામ.
મારો મારા કુટુંબ સાથેનો નાતો, મારી જવાબદારી.
પ્રેક્ષકોનું મનોરંજન કરતો હું મારું મનોરંજન નથી કરી શકતો.
મારી અંગત રંગભૂમિ પર તો ભરેલી ખુરશીઓ પણ
ખાલીખમ લાગે છે. ખાલી ખુરશીઓ વચ્ચે હું એકલો છું :
બત્તીઓ બુઝાઈ ગઈ છે. હોઠ પરથી ઊડી ગયા છે ઉછીના સંવાદો.
ને મારા પોતાના શબ્દો મૌનની સફેદ ચાદર ઓઢીને શબવત્ પડ્યા છે.



એક કોરા કાગળ પર દોરું છું એક સીધી લીટી
પ્રારંભથી તે કાગળની હદ સુધી - તો એ પ્રવાસ
કોનો ? લીટીનો કે લીટી દોરવી છે એવી
મારી ઇચ્છાનો ?
કાગળ પર દોરું છું એક વૃક્ષ. વૃક્ષનાં પર્ણ.
એનાં મૂળિયાં. વૃક્ષ દોરું છું. મૂળિયાં
તો વૃક્ષની છેક નીચે.
દોરું છું એક માણસ. માણસને પગ પણ
છે અને આંખ પણ. માણસની આંખ મારા
દોરેલા વૃક્ષના ચિત્રને જુએ છે કે
નહીં એની મને ખબર પડતી નથી.
કાગળનો રેખા સાથેનો સંબંધ. રેખાનો
મારી ઇચ્છા સાથેનો સંબંધ. ચિત્રના
વૃક્ષનો અને માણસની આંખનો સંબંધ -
મૂર્ત કે અમૂર્ત છે કે નહીં એ વિશેનું
મારું અજ્ઞાન. એક ચીજ બીજાને
જોડે છે કે નથી જોડતી કે દરેક ચીજ
ચીજ જ રહે છે સ્વતંત્રપણે, - નથી
જાણતો કે નથી જાણવા માગતો.

આ લખાયેલા શબ્દો
પહેલાં મનમાં બોલાય છે
પછી મરવા માટે કાગળ પર અવતરે છે
- એનું પોતાનું નિશ્ચિત જીવન
અને મરણ લઈને. આ શબ્દોમાં અગ્નિ છે કે ધુમાડો છે
કે અંતે રાખ છે
- નથી જાણતો કે
કશું જ નથી જાણવા માગતો.



ભૂરો, સમુદ્ર, સોનેરી રેતી, ભૂખરો ટુવાલ
ભૂરું આકાશ, મરેલી માછલી, હવાની તાજગી,
કિરણોનો કાફલો, પથ્થર જેવી વાસ્તવિકતા,
પ્હાડ જેવો કાળ, નદી જેવો સમય,
નારંગીની છાબ, લીલુંછમ ઘાસ, ઠંડાગાર શબ્દો,
મકાનની કમાન, લીલાં લીલાં પાન વચ્ચે
જાસુદના ફૂલ જેવો બંગલો, સ્મશાનમાં બળતી ચિતા,
નહીં વંચાયેલાં પુસ્તકો જેવી જિંદગી.
આંખ કને લંબાયેલો ભિખારીનો હાથ,
પાંદડા પર ચાલતી કીડી, પ્રલંબ પડછાયો,
પસાર થતાં વાહનો, એકલી એકલી ઢળતી સાંજ,
બગીચામાં લટકી ગયેલી ડાળી, વીતી ગયેલી ક્ષણ,
વિસ્તરતું રણ, નહીં કહેવાયેલી વાત,
શરાબ વિનાનો જામ, ચંદ્ર વિનાની રાત,
વહી ગયેલી વસંત, વરસતો વરસાદ,
દુકાનનાં બંધ શટર્સ, ભાંગી ગયેલું
શરીર અને મન, બારીની બ્હાર કોઈકને
શોધતી આંખ, આવતા જતા મિત્રો,
દુશ્મનની આંખનું ખુન્નસ, પાંદડાં પર
ઢોળાયેલો તડકો, દ્વિધામાં અટવાતો
જીવ, દિવસના ઉઝરડા, ઝરણાનું
રણઝણતું ગીત, રાતની નીરવ શાંતિ,
પ્રભાતનું મૌન, ઊડતા પંખીનું જળમાં
પડતું પ્રતિબિંબ, ફૂલ પર ઠરેલું ઝાકળ,
નિદ્રાધીન થતી
આંખો, બેહોશ મન — આ બધી
કવિતાની સામગ્રી કે કવિતાનો આભાસ કે
સ્વયમ્ કાવ્ય ? – ન જાને.

❑

મારી પત્ની
ઘીનો દીવો પ્રકટાવે છે
ત્યારે એની જ્યોતમાં
ઈશ્વરનો ચહેરો જોવાનો
પ્રયત્ન કરું છું:

મારી પત્ની
અગરબત્તી સળગાવે છે
ત્યારે ઊંચે જતી એની ધૂમ્રસેરમાં
પરમાત્માનાં પગલાં જોવાનો
પ્રયત્ન કરું છું:

દીવો ઓલવાઈ જાય છે,
અગરબત્તીની રાખ થઈ જાય છે.
એ ચપટીક રાખમાં
મારી આંગળીએથી લખું છું:
શ્રધ્ધા.



દશે દિશાઓની વેદનાને
પોતાનામાં સમાવી
એક સ્ત્રી
વૃક્ષના પડછાયામાં બેઠી છે.

સમુદ્રનાં
આછાં ભૂરાં જળનાં વસ્ત્રો
પહેર્યાં છે.
ચહેરા પર દેખાય છે
ઉદાસીના ઉઝરડા.
એની આસપાસ
કશું શ્વેત નથી
નથી કશું શ્યામ.
આશાનો ભૂખરો રંગ લઈને
ચંદ્ર પરાણે ઊગે છે આકાશમાં
એ તો માત્ર બેઠી છે ચૂપચાપ.
મૌનથી પણ એને
કશું કહેવાનું નથી.



અસ્તવ્યસ્ત હોય છે મારો રૂમ.
આમતેમ વેરાયેલાં પુસ્તકો,
રઝળતાં સામયિકો, અડધાંપડધાં વંચાયેલાં છાપાં
જીવનભરનો સંઘરો કરીને બેઠેલું ફાંદાળુ ટેબલ.
ટેબલનાં ખાનાંઓ તો ખૂબ મુશ્કેલીએ ખૂલે.
ઠાંસીઠાંસીને ભર્યું છે એમાં કેટલુંયે.
માંડ માંડ ખૂલ્યું એક ખાનું.
કેટલીયે કામની નકામી વસ્તુઓ.
આ બધાંની વચ્ચેથી
ગાઢ ઝાડીમાંથી
ભીરુ સસલું દોડી આવે એમ
ધસી આવ્યા તારા પત્રો.
એમાંથી ટપકયો તારો ફોટો, –
નળમાંથી ટીપું પડે એમ.
આ ફોટો જોઈને
એક વાર મને લાગ્યું હતું
કે તું માત્ર મને જ જોયા કરે છે.
આજે એ જ ફોટો
જાણે મારા પર ચોકીપ્હેરો ભરતો હોય
એવો લાગે છે.
પત્રોમાં આજે હાસ્યાસ્પદ લાગે
એવી લાગણીઓનાં એન્લાર્જ ચિતરામણ.
તારો ફોટો ધીમે ધીમે નાનો થતો જાય છે
જાણે ઝાકળનું એક બિંદુ.
હું આ બધું આઘુંપાછું કરી નાખું છું.
ધીમે ધીમે થાય છે ખંડ મારો સાફસૂથરો,
અને હું ખંડિત, અસ્તવ્યસ્ત.



ધિક્કાર શું છે ?
પ્રેમશૂન્યતા.

પ્રેમ શું છે ?
હૃદય રિક્તતા.

હૃદય શું છે ?
પ્રેમની સભરતા.

ચહેરો શું છે ?
ખભા પરની નિશાની.

આંખ શું છે ?
ઊંડા કૂવાનાં કોરાં પાણી.

સંબંધ શું છે ?
ઉઝરડા... ઉઝરડા...

યૌવન શું છે ?
વૃદ્ધાવસ્થાની પૂર્વ અવસ્થા.

આવતી કાલ શું છે ?
આજની પ્રતીક્ષા.

માણસ શું છે ?
ભૂખ અને ભિક્ષા.

જીવન શું છે ?
મરણ તરફની ગતિ.

પ્રશ્નો શું છે ?
અનુત્તર ઉત્તરની સ્થિતિ.



બધાંયથી છૂટો પડીને સાવ એકલો છું મારા ખંડમાં.
અખંડ એકાન્તને સાચવીને હું બેઠો છું મારી સાથે.
સાંજની હળુ હળુ હવા જેવું મૌન સહજપણે લઈ આવે છે
મારે માટે મધુર મુલાયમ રેશમી રજાઈ જેવો અંધકાર.

બારી ખોલી નાખીને બંધ બારણે જીવવું મને ગમે છે.
અસ્તિત્વની આસપાસ રચાઈ જાય છે એક નીરવ સરોવર.
કમળ આપમેળે ખૂલતાં જાય છે અને ભ્રમર પણ
ગુંજનને હોઠ પર અટકાવી રાખીને મારા એકાન્તની ઇજ્જત કરે છે.

કોઈ અજબગજબની લિજ્જત માણું છું મનના મયખાનામાં.
હોશથી બેહોશ થવાની મજા કોઈ ઓર જ હોય છે.
ભાવ-અભાવ-પ્રતિભાવ-પ્રત્યાઘાત-અપેક્ષા-ઉપેક્ષા –
કશું જ ક્યાંય પણ નડતું-કનડતું નથી.

વાણીથી વિખૂટો પડીને હવે મન સાથે પણ મૂગો થતો જાઉં છું
અને ગાવાનાં કેટલાંયે ગીતને અલ્વિદા કરીને મારામાં વિરમું છું.



હું
મારી સ્મૃતિની બ્હાર
નીકળી ગયો છું આરપાર.
અંગત ગલીઓને અલવિદા કહ્યા વિના,
નીકળી ગયો છું બિન્ધાસ્ત
પ્હાડ, ઝાડ, ફૂલ, પાંદડાં
નદી, સરોવર, દરિયો –
દરિયો મારો દોસ્ત
જોયા કરું છું આવતાં ને જતાં મોજાં...
માત્ર જોયા કરું છું
ઝાડનાં પાંદડાં કે દરિયાનાં મોજાં
જોવાંના હોય, ગણવાનાં નહીં.
હાશ, અહીં કશું ભણવાનું નહીં.
સરવાળા, બાદબાકી, ગુણાકાર,
ભાગાકારનો ભુક્કો બોલાવી દીધો
અને એ બધાંને દાટી દીધાં
દરિયાને તળિયે.
આનંદચૌદશ તો આને કહેવાય.
હવે હું ન્હાઉં છું
પંખીના ટહુકાના વરસાદમાં.
પ્હેરી લઉં છું
મેઘધનુષના રંગ – અંગેઅંગ
એક એક મોજું
પાસે ને પાસે આવે.
એનું એ જ અને અલગ અલગ.
હું હવે
કાયમને માટે
અનંત, વિશાળ દરિયાની લગોલગ.
□

નહીં નહીં તોયે વહી ગયાં કેટલાંયે વર્ષ...
થોડીક પીડા, થોડીક યાતના: પણ અંતે તો અઢળક હર્ષ.
પ્હાડ પર જોયો, જાણ્યો સૂર્યોદય
અને સમુદ્રના સાન્નિધ્યમાં માણ્યો ચંદ્રોદય.

જીવન થોડુંક અસ્તવ્યસ્ત રહ્યું એનો પણ આનંદ.
વૃક્ષની ડાળે ડાળે ફૂલ અને પાંદ અને પંખીઓનો છંદ.
રાતને સમયે કદી કદી ગટગટાવ્યા ચાંદનીના જામ.
કામ, કામ, કામની વચ્ચે ઐયાશી, આરામ.

ક્યારેક મન મંદિર જેવું તો ક્યારેક મયખાનું.
જીવવા માટે કારણ અને મરવાનું નહીં બ્હાનું :
સલામતીની દીવાલ વચ્ચે ખુલ્લી રહે બારી.
બારણાંઓ ઉઘાડ-બંધ થયા કરે : હવા અલગારી.
હરખ અને શોકની પાર વિશ્વ એક જોઈ રહું.
ફૂલની સુગંધ અને તારાઓના તેજ સાથે મનોમન મોહી રહું.



ડોશી કહે સવાર પડી : ડોસો કહે હાજી.
ડોસો કહે રાત પડી : ડોસી કહે હાજી.
હાજી હાજી હાજી હાજી હાજી હાજી હાજી
બન્ને કરતાં એકમેકને વારાફરતી રાજી.

બન્ને જણા વાતો કરે : કરે હોંશાતોશી
મનથી રહ્યાં તાજાંમાજાં : શરીરની ખામોશી
ડોસો બ્હારથી થોથાં લાવે : ડોશી લાવે ભાજી.
બન્ને કરતાં એકમેકને વારાફરતી રાજી.

ડોશીના દુ:ખે છે ઘૂંટણ : ડોસો ધીમે ચાલે.
એકમેકનો હાથ પકડી નાટકમાં જઈ મ્હાલે.
સિગારેટના ધુમાડાથી ડોશી જાયે દાઝી.
બન્ને કરતાં એકમેકને વારાફરતી રાજી.

બન્નેના રસ્તા જુદા : પણ બન્ને પાછા એક.
એકમેક વિના ચાલે નહીં. : લખ્યા વિધિએ લેખ.
વરસે તો વરસે એવાં : પણ ક્યારેક રહેતાં ગાજી.
બન્ને કરતાં એકમેકને વારાફરતી રાજી.



વૃક્ષોને થાય છે હરિયાળી વેદના
ને ડાળીને ફૂટે છે ફૂલ
પાંદડાને કાનમાં જઈને મેં પૂછ્યું
અને કળીએ પણ કીધું 'કબૂલ'

આભના તે ગાભમાંથી પ્રકટે સૂરજ
અને ઊગે છે ચાંદ અને તારા
આંસુને ક્યાંક ભલે સંતાડી રાખે
પણ ક્યાંક હશે વેદનાની ધારા.
આંખોની છીપમાં પાકે છે આંસુ :
પણ ધારદાર સ્મિતમાં એનું છે મૂળ.

વેદનાથી જ્યારે સાવ વલોવાઈ જઈએ
ત્યારે ફૂટે છે એક ગીત.
અડીખમ દીવાલ જેમ છોને ઊભા
પણ ભીતરમાં ભાંગેલી પ્રીત.
આમતેમ ભલે આપણે ફંગોળાઈ રહીએ
અને જીવતરની ભલે ઊડે ધૂળ.



આંધળી આંખો ને કાન બ્હેરો આપ્યો.

પથ્થરને શાને તમે ચ્હેરો આપ્યો ?

સપનાનાં મેઘધનુષ સામે મૂક્યાં

અને પંખીના ટહુકાઓ ડાળે ઝૂક્યા.

સોનાનો પ્હાડ તમે પડખે મૂક્યો

વળી પગમાં તો લોહીના લય પણ થીજ્યા.

વર્તુળ દોર્યું તો એવું દોર્યું કે લખચોરાશીનો ફેરો આપ્યો:

પથ્થરને શાને તમે ચ્હેરો આપ્યો ?

પાંદડાની જેમ એ તો ફરકી શકે નહીં

સરવરની જેમ એ તો મરકી શકે નહીં

આંસુની જેમ એ તો સરકી શકે નહીં

હોઠની જેમ એ તો હરખી શકે નહીં

ઝૂકવા તો ઝંખે પણ ઝૂકી શકે નહીં

કાળનો કેવો કઠેરો આપ્યો ?

પથ્થરને શાને તમે ચ્હેરો આપ્યો ?



ગીતના વિશ્વમાં વિશ્વના ગીતને
મેં વહાવી દીધું લય અને તાલમાં
બરફનો પ્હાડ હું પીગળતો જાઉં છું
કોઈ અણજાણ આ સૂર્યના વ્હાલમાં.

ઘોર - ઘનઘોર આ રાત્રિની મધ્યમાં
હું શીતળ ચંદ્ર થઈને હવે ઊગતો.
શાંત આ સરોવરે જળ તણા મૌનમાં
ઠેઠ ઊંડે જઈ ક્યાંક હું પૂગતો.
ડૂબતો જાઉં છું હરપળે હરિવરે :
પંખીની પાંખ પ્રકટી ઊઠી ચાલમાં

લીલાછમ ઘાસના શ્વાસમાં પતંગિયું
છાનું છાનું ઝીણા રંગ પૂરે.
અંકુરે અંકુરે દીપ અહીં પ્રકટતા
હવાના હોઠ પર સ્મિત સ્ફુરે.
ઘૂઘવતા, સૂસવતા, ઊછળતા સમુદ્રને
કેમ કરી બાંધશો પથ્થરી પાળમાં ?



આ શબ્દો એ તો સેતુ છેઃ
જીવન જીવનનો હેતુ છે.

આ સ્થિર ઊભાં છે વૃક્ષોઃ
એની હળવે ઝૂલે ડાળ.
ફૂલ-પતંગિયાંના રંગોને
આંખોથી પંપાળ.
પ્હાડ ભલેને હોય અડીખમ
પણ ઝરણું એ તો વ્હેતું છે.
જીવન જીવનનો હેતુ છે.

આ શાંત સરોવર જાગે છે
ને નાવ નિરાંતે મ્હાલે છે.
સંબંધ વિનાનો સંબંધ એ તો
એકમેકને અજવાળે છે.
છે છે-ના છત્તરની નીચે
*કોઈ વાળી પલાંઠી બેઠું છે.*
જીવન જીવનનો હેતુ છે.



એકલવાયી ડાળી
એકલી એકલી ઝૂલતાં ઝૂલતાં
ઝંખે છે વનમાળી !

ક્યારેક વસંત આવશે
એનો પગરવ ઝંખે કાન.
કોયલના ટહુકાનું એ તો
ધરતી મનમાં ધ્યાન.
ઝુરાપાનો લઈ તરાપો
તરત રૂહે સંભાળી.

એનું જીવન આજે જાણે
રણમાં કૂવા જેવું
મનમાં રહેવું : મનમાં સ્હેવું
કાંઈ કશું નહીં કહેવું.
નહીં પ્રકટેલા ફૂલથી પોતે
વ્યથા રહે પંપાળી.



હું બોલું છું
અને તમે સાંભળો છો
તમે શું સાંભળો છો
એ મારે માટે છે
કેવળ અટકળ
પણ સાંભળો છો
એ હકીકત છે.
તમારે માટે સાંભળવું
અનિવાર્ય છે
જેમ મારે માટે બોલવું.
સત્ય તો એ છે
કે હું તમારા મૌનને
વાંચું છું
અને એમાંથી જ
પ્રકટે છે આ શબ્દો.
હું તમારા જ
શબ્દો બોલું છું
અને તમે
તમને જ સાંભળો છો.
મારા મૌનની વાડ પર
એક બાજુ તમે છો
અને બીજી બાજુ
આ શબ્દો.



# ડી. એચ. લૉરેન્સનાં કાવ્યો

## કવિપરિચય અને કાવ્યોના અનુવાદ : મહેશ દવે

ડી.એચ. લૉરેન્સ અનોખા પ્રકારનું રોમૅન્ટિક જીવન જીવી ગયા. એઝરા પાઉન્ડ, થોમસ હાર્ડી, એલિયટ, વેલ્સ, હક્ષલી જેવા સમર્થ સાહિત્યકારો એમના સમકાલીન, પણ એ બધા કરતાં લૉરેન્સના જીવનની તાસીર સાવ જુદી. એ ગરીબીમાં ઊછર્યા, જીવનભર અછતમાં રહ્યા, ઘણાં પ્રીતિપાત્રો મળ્યાં અને છૂટાં પડ્યાં. જીવતા હતા ત્યારે તેમને સ્વીકૃતિ ઓછી મળી, પણ મૃત્યુ પછી તેમની પ્રતિષ્ઠા અને ખ્યાતિ ઉત્તરોત્તર વધતાં રહ્યાં. એમ કહી શકાય કે કાળની કસોટીમાંથી એમનું સાહિત્ય સફળતાપૂર્વક પાર ઊતર્યું છે.

નોટિંગહેમશાયરના ઈસ્ટવૂડ ગામમાં ૧૧-૯-૧૮૮૫ના દિવસે લૉરેન્સનો જન્મ. કોલસાની ખાણોના પ્રદેશ તરીકે નોટિંગહેમશાયર ઇંગ્લૅન્ડમાં જાણીતું છે. લૉરેન્સના પિતા આર્થર ખાણમાં મજૂરી કરનાર ખાણિયા હતા. આવક ઓછી ને વળી દારૂની લત. આવકમાં ઉમેરો કરવા માતા લીડિયા ઘરના આગળના ભાગમાં સ્ટોર ચલાવતાં. પહેલાં એ શિક્ષિકા તરીકે કામ કરી ચૂક્યાં હતાં. લીડિયા સ્વતંત્ર મિજાજનાં સાલસ ગૃહિણી હતાં. આર્થર અને લીડિયા વચ્ચે અવારનવાર ઝઘડા થતા. આર્થર મારઝૂડ પણ કરતા. આ સંજોગોમાં લીડિયાનું બધું વહાલ-હેત દીકરા-દીકરીઓ પર ઠલવાયું. છોકરાઓનો સારો અને સ્વસ્થ ઉછેર થાય તે ઉપર લીડિયાએ ધ્યાન આપ્યું. દીકરાઓ મજૂરીમાં ન જોતરાય અને દીકરીઓ ઘરકામ કરનારી ચાકરડીઓ ન બની રહે, એ તેમણે જોયું. ત્રણ દીકરા અને બે દીકરીઓમાં લૉરેન્સનો નંબર ચોથો. લૉરેન્સ ઉપર માતાનો ભારે પ્રભાવ અને કડપ હતો.

નોટિંગહેમશાયર ડુંગરાળ પ્રદેશ છે. લૉરેન્સકુટુંબ ડુંગરના ઢોળાવ પર વસ્યું હતું. બંધિયાર અંધારી ખાણો અને તેમાંથી ઉપર ચડતો ધુમાડો ઘરમાંથી દેખાતો. નીચે તળપ્રદેશમાં પથરાયેલાં ખેતરો પણ ત્યાંથી નજરે પડતાં. પ્રકૃતિનાં આવાં બંને રૂપના પરિવેશમાં લૉરેન્સ ઊછર્યા. એટલે જ એમનાં કાવ્યોમાં પ્રકૃતિની બિહામણી ભયાનકતા અને લીલીછમ રમ્યતાનાં બંને રૂપ જોવા મળે છે.

લૉરેન્સ ભણવામાં ઘણા હોશિયાર, પ્રાથમિક શિક્ષણમાં સારા ગુણ મેળવ્યા એથી હાઈસ્કૂલમાં ભણવાની શિષ્યવૃત્તિ મળી. નોટિંગહેમની હાઈસ્કૂલમાં ભણ્યા. હાઈસ્કૂલની પરીક્ષામાં પહેલા આવ્યા તેથી યુનિ.-શિક્ષણ માટે પણ સ્કૉલરશિપ મળી. કૉલેજશિક્ષણની સાથે સાથે લૉરેન્સે થોડો વખત શાળામાં શિક્ષક તરીકે પણ કામ કર્યું.

લૉરેન્સના ઘરની નજીક ફાર્મલૅન્ડ પર ચેમ્બર્સ-કુટુંબ રહેતું હતું. તે કુટુંબની છોકરી જેસી ચેમ્બર્સ સાથે સોળ વર્ષની કિશોરવયે લૉરેન્સને મૈત્રી જામી. બંને સાઇકલ પર ફરવા નીકળી પડતાં. સાથે બેસી નવલકથા અને કવિતાઓ વાંચતાં. લૉરેન્સ અઠ્ઠાવીસ વર્ષના થયા ત્યાં સુધી ગાઢ મૈત્રી ચાલુ રહી. જેસી લગ્ન કરવા રાજી હતી, પણ લૉરેન્સનાં માતા આડે આવ્યાં. દરમિયાન મોટી ઉંમરની પરિણીત સ્ત્રી એલિસ ડોક્સ સાથે લૉરેન્સને નાજુક સંબંધ બંધાયો હતો. કૉલેજશિક્ષણ પછી લૉરેન્સ શિક્ષક તરીકે જોડાયા. શાળામાં લેવિસ બરો નામની યુવતીના પરિચયમાં આવ્યા. એ જ અરસામાં શાળાની શિક્ષિકા ઍગ્નેસ હોલ્ટ સાથે સગપણને સંબંધે જોડાયા, પણ સગપણ ટક્યું નહીં. લગ્નમાં દુઃખી દુઃખી થઈ ગયેલી યુવતી હેલન કોર્ક તરફ તે સમયગાળામાં લૉરેન્સની સહાનુભૂતિ વળી હતી.

ચારેક વર્ષ શિક્ષક તરીકે કામ કર્યા પછી સ્વાસ્થ્યને કારણે લૉરેન્સે નોકરી છોડવી પડી. સ્વાસ્થ્ય સુધર્યા પછી જર્મન યુનિ.માં અધ્યાપક તરીકે જોડાવા વિચાર કર્યો. તે અંગે સલાહ લેવા લૉરેન્સ તેમની કૉલેજના અધ્યાપક અર્નેસ્ટ વિકલેને મળવા ગયા. ત્યાં વિકલેનાં પત્ની ફ્રેડા સાથે મુલાકાત થઈ. ફ્રેડા તેના અધ્યાપકપતિ કરતાં ચૌદ વર્ષ નાની હતી. ભાષાવિજ્ઞાનના શુષ્ક અધ્યાપકપતિથી તે કંટાળી હતી. તેને ત્રણ બાળકો હતાં. લૉરેન્સ પર એ ઓવારી ગઈ. મૂળ એ જર્મન હતી. પિતાને ત્યાં પ્રસંગને બહાને એ લૉરેન્સ સાથે જર્મની પહોંચી. એ અને લૉરેન્સ બેએક વર્ષ સાથે રહ્યાં. પછી અધ્યાપકપતિ સાથે છૂટાછેડા મળી જતાં એ અને લૉરેન્સ પરણ્યાં. ફ્રેડાના પ્રોત્સાહનથી લૉરેન્સે લેખનને આજીવિકા તરીકે અપનાવ્યું. લૉરેન્સના મરણપર્યંત ફ્રેડાએ સાથ નિભાવ્યો. જોકે અઢાર વર્ષના સંબંધમાં ઉતાર-ચઢાવ આવ્યા, રગડા-ઝઘડા થતા, પણ સમગ્ર રીતે જોઈએ તો લૉરેન્સનું લગ્નજીવન ઠીક ઠીક સફળ રહ્યું.

ફ્રેડા સાથે લગ્ન કર્યા પછી દંપતી ઇંગ્લેન્ડ આવ્યાં. દરમિયાન પહેલું વિશ્વયુદ્ધ થયું. ઇંગ્લેન્ડ અને જર્મની યુદ્ધમાં સામસામે હતાં. યુદ્ધ વિશેના લૉરેન્સના વિચારો અને તેમનાં પત્ની મૂળ જર્મનીનાં હતાં તે બે કારણે લૉરેન્સ-દંપતી પર પ્રતિબંધો મુકાયા. સ્વાભાવિક રીતે લૉરેન્સને બ્રિટન તરફ કડવાશ જન્મી. સ્થાયી થવા માટે એ યુરોપ ગયા. ઇટલી, ફ્રાન્સ અને જર્મનીમાં રહ્યા. સિલોન અને ઑસ્ટ્રેલિયા પણ ગયા. છેલ્લે થોડો સમય અમેરિકામાં રહ્યા. લૉરેન્સનું સ્વાસ્થ્ય પહેલેથી નબળું હતું, જીવનભર સ્વાસ્થ્યની તકલીફો રહી અને પિસ્તાલીસ વર્ષની નાની વયે ૨-૩-૧૯૩૦ના દિવસે ફ્રાન્સમાં તેમનું અવસાન થયું.

લૉરેન્સે વિપુલ અને વૈવિધ્યપૂર્ણ સાહિત્યનું સર્જન કર્યું છે. સત્તર વર્ષની ઉંમરે એમણે લખવાનું અને ચિત્રો દોરવાનું શરૂ કર્યું અને જીવનભર લેખન ચાલુ રાખ્યું. શરૂઆતનાં ચારેક વર્ષ એમણે શિક્ષક તરીકે કામ કર્યું. એ સિવાય એમણે આજીવિકા માટે જીવનમાં કદીય કોઈ વ્યવસાય ન કર્યો. આખુંય જીવન સંપૂર્ણ રીતે લેખનને સમર્પણ કર્યું. એમણે ૬૦થી વધારે પુસ્તકોનું મબલક સાહિત્ય આપણને આપ્યું છે. તેમાં ૧૧ નવલકથા, ૧૦ કાવ્યસંગ્રહ, ૯ લઘુનવલ, ૫ વાર્તાસંગ્રહ, ૫ નાટક, ૪ પ્રવાસવર્ણન તથા નિબંધ-વિવેચન ઇત્યાદિનાં ૧૩ જેટલાં પ્રકીર્ણ પુસ્તકોનો સમાવેશ થાય છે.

શ્લીલ-અશ્લીલના પ્રશ્ને એમના સમય કરતાં લૉરેન્સ ઘણા આગળ હતા. અશ્લીલતાના મુદ્દે વિવેચકો એમની આકરી આલોચના કરતા. એમનાં કેટલાંક પુસ્તકોનું પ્રકાશન કરવા વિવેચકો પહેલાં તૈયાર થયા નહોતા. પુસ્તકોમાંથી કેટલોક ભાગ દૂર કરવા આગ્રહ રખાયો હતો. લંડનમાં એમનાં ચિત્રોના પ્રદર્શનમાંથી કેટલાંક ચિત્રો જપ્ત કરવા સરકારે હુકમ કર્યો એ કારણે એ ચિત્રો હટાવી લેવા પડ્યાં હતાં. એમની નવલકથા 'રેઇનબો'પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતી. એમની નવલકથા 'લેડી ચેટરલીઝ લવર્સ' એમને ખાનગી રાહે પ્રકાશિત કરવી પડેલી. તેમના મરણ પછી તેનું જાહેર પ્રકાશન થયું ત્યારે ઇંગ્લેન્ડ તેમજ અમેરિકામાં એ નવલકથાને કોર્ટકેસોનો સામનો કરવો પડ્યો હતો.

પોતાના સમયમાં લૉરેન્સ નવલકથાકાર અને વાર્તાકાર તરીકે વધારે વિખ્યાત થયા. લૉરેન્સના કથાસાહિત્યના પ્રભાવને કારણે તેમનાં કાવ્યો પર

ઓછું ધ્યાન અપાયું. તેમના મરણ પછી ધીમે ધીમે તેમની કવિતા તરફ વિવેચકો અને કાવ્યરસિકોનું ધ્યાન વધારે ખેંચાયું. આજે લૉરેન્સ એક મોટા ગજાના (major) કવિ તરીકે સ્વીકારાયા છે.

લૉરેન્સ 'મહોરા વગરના કવિ' તરીકે ઓળખાયા છે. અંગત અનુભવના સઘન ભાવો એ કસબના આવરણથી ઢાંકતા નહોતા. તેમની વાત સીધેસીધી સચોટ રીતે મૂકતા. એનો અર્થ એવો નહીં કે લૉરેન્સમાં કલા-કસબ નહોતો. એમણે પોતાની આગવી પદ્ધતિ અને સ્વરૂપ ઊભાં કર્યાં. ફૅશનરૂપ બની ગયેલાં પ્રચલિત કાવ્યરૂપોનું અનુકરણ એમણે ટાળ્યું. એ રીતે એ પરંપરાથી જુદા પડે છે. તેમનાં શરૂઆતનાં કાવ્યો આત્મકથનાત્મક હતાં, પણ પછીનાં કાવ્યોમાં ઘણું વૈવિધ્ય આવ્યું. તેમણે પ્રણયગીતો લખ્યાં છે, વિચારપ્રધાન કાવ્યો લખ્યાં છે તેમજ ફૂલ, છોડ, વૃક્ષ, જીવ-જંતુ, સરીસૃપો, પ્રાણીઓ વગેરે વિષયો પર પણ કાવ્યો કર્યાં છે. વિશ્વપ્રકૃતિ અને પ્રાણીસૃષ્ટિ પરનાં એમનાં કાવ્યોમાં વૉલ્ટ વ્હિટમૅનનો પ્રભાવ પડઘાય છે.

લૉરેન્સ કંઈક અંશે ગૂઢ, રહસ્યવાદી, અધ્યાત્મવાદી અને ધર્મના રંગે રંગાયેલા કવિ છે. તેમના પર બ્લેઇકની ઘણી અસર વર્તાય છે. નિષ્ઠાથી ભરેલું નિરીક્ષણ, ધર્મપરાયણતા, જીવનતત્ત્વનો સ્વીકાર, કરુણા અને અહોભાવ એ એમની કવિતાના મહત્ત્વના ગુણો છે. એમણે પ્રકૃતિનું સૌંદર્ય પણ ગાયું છે અને સૃષ્ટિની ક્રૂર ભયાનકતા પણ આલેખી છે.

પશ્ચિમની ભૌતિકવાદી, યંત્રવાદી સંસ્કૃતિથી એ ખાસ્સા નારાજ હતા. વિકસી રહેલાં ભૌતિકવાદી મૂલ્યો મનુષ્ય પાસેથી માણસાઈ, નિર્દોષ વૃત્તિ, વિસ્મય, પ્રકૃતિ સાથેનો સંબંધ અને અહોભાવ ઝૂંટવી લે છે એવું તે માનતા. માણસને પૈસાનો ગુલામ કેદી બનતો નિહાળી એમને ઉદ્વેગ થતો. વિકસી રહેલા આવા સમાજ પર ધારદાર વ્યંગ અને કટાક્ષ કરતાં કાવ્યો એમણે કર્યાં છે.

લૉરેન્સમાં ભારે ઉલ્લાસ, ઊર્જા અને અનેક ક્ષમતા–શક્યતાઓ ભરી પડી હતી. સ્વાસ્થ્ય અને આયુષ્યે યારી આપી હોત તો તેમની પાસેથી હજી ઘણું માતબર અને મબલક સાહિત્ય મળી શક્યું હોત.



# એ કોણ છે?

એ કોણ છે?

— માણસ

હા, પણ એ કરે છે શું?

– એ જીવે છે અને માણસ છે.

એ તો બરાબર, પણ કંઈ નોકરી-ધંધો તો કરવો પડે ને? કંઈ કામકાજ તો કરતો હશે ને?

– શા માટે?

કારણ કે એ કોઈ ફુરસદ માણતો શેઠિયો તો લાગતો નથી.

– એ તો મને ખબર નથી, પણ એની પાસે ફુરસદ ઘણી હોય છે અને એ સુંદર ખુરશીઓ બનાવે છે.

હં... ત્યારે એમ કહો ને કે એ સુથાર છે.

—ના, ના.

તો પછી કાર્પેન્ટર કે લાકડું કાપનાર ને જોડનાર.

– બિલકુલ નહીં.

પણ તમે હમણાં તો કહ્યું.

– શું કહ્યું મેં?

કે એ સુથાર કે કાર્પેન્ટરનું કામ કરે છે.

– મેં એમ કહ્યું કે એ ખુરશીઓ બનાવે છે, પણ એમ નથી કહ્યું કે તે સુથાર કે કાર્પેન્ટર છે.

અચ્છા તો એમ કો'ને કે એ હજી શિખાઉ છે.

– કદાચ એમ હોય! પણ તમે કોયલને સજ્જ ગાયિકા કહેશો કે પછી શિખાઉ?

હું કહીશ કે તે એક પક્ષી છે.

– અને હું કહું છું કે પેલો માત્ર માણસ છે.

ભલે તો એમ! તમે હંમેશાં શબ્દોનો ખોટો વિતંડાવાદ કરો છો.

## નવોદય પામતો ચંદ્ર

રેતીના ઢગલાઓ પાછળ
દેખાયું આકાશ તેજ તેજ.
પસાર કર્યાં મેં રેતના ઢગ
તરત જ સામે દીઠો ચંદ્ર.
સંકોચથી સમસમી ગયો હું.

કારણ કે
રાત્રીના અંધકાર સાથે
કરતો હતો સંવનન સોનવર્ણો ચંદ્ર.
ખલેલ ન પડે પ્રણયમાં એ માટે
સરકતાં'તાં ગભરાતાં ગભરાતાં મોજાં દરિયાનાં હળુહળુ
કિનારાની રેત પર.
પણ મેં તો કર્યો'તો ધડ દઈને પ્રવેશ
અંગત ગોપનીય સંબંધમાં.
પ્રણયની મસ્તીમાં હતો ચંદ્ર
નીરખી રહ્યો'તો રાત્રીને
રજનીને કર્યું એણે ચુંબન ચસચસતું મદઝરતું
અને થઈ ગયું વિશ્વ આખુંય ઝળાંઝળાં.

## અંતે પામ્યાં અમે ઊર્ધ્વગમન

માનવ-જગતમાં ઘણો સંઘર્ષ કર્યા પછી અને પ્રેમમાં ઘણું વેઠ્યા પછી, પરણી ચૂકેલી સ્ત્રી સાથે મનુષ્ય-નાયક પોતાનું ભાગ્ય અજમાવે છે. ભેગાં મળી બંને બીજા કોઈ દેશમાં ચાલ્યાં જાય છે. સ્ત્રી પોતાનાં બાળકોને મજબૂરીથી પાછળ છોડી જાય છે. કોઈક પ્રકારના સમાધાને પહોંચી શકાય ત્યાં સુધી પુરુષનો સ્ત્રી સાથે અને એ બંનેનો દુનિયા સાથે ઝઘડો ચાલુ રહે છે, દિવ્યતાના કોઈ પ્રદેશમાં તેઓ ઊર્ધ્વગમન કરે છે.

# બેઈ હેનેફ*

*સાંજના આછા પ્રકાશમાં*
*કલકલ કરતી વહે છે નાની અમથી નદી.*
*ધૂંધળા, ઝાંખા પ્રકાશનું અદ્દભુત છે દૃશ્ય.*
*ખરેખર, સ્વર્ગ સમું છે સર્વ.*

*બધું જ થઈ ગયું છે ગુપચુપ*
*અને ગયું છે પોઢી.*
*સંધ્યામાં ડૂબી ગયા છે*
*સર્વ ઉપાધિ, ચિંતા અને સંતાપ.*

*હવે છે માત્ર સંધ્યાનું આછું અજવાળું*
*અને સનાતન છે નદીની મીઠી-મધુર કલકલ.*
*અંતે, પ્રિયે, સમજાયું છે મને કે*
*સમગ્ર અખિલાઈમાં, પૂર્ણ વિશાળતા સાથે*
*સંધ્યાના ઉજાસની જેમ હાજરાહજૂર છે તું અહીં.*
*આછા, અસ્થિર, ટમટમતા પ્રકાશ,*
*અંતરાયો, ઉપાધિઓ, ચિંતાઓ અને સંતાપને કારણે*
*જોઈ શક્યો નહોતો પહેલાં તને.*

*તું છે સાદ, હું પ્રતિસાદ,*
*તું છે ઇચ્છા, હું છું પૂર્તિ,*
*તું છે રાત્રિ, હું છું દિવસ*
*હવે રહી શાની જરૂર?*
*બધું જ છે પૂરેપૂરું પૂર્ણ.*
*તું અને હું*
*બીજું જોઈએ શું?*

*વિચિત્ર લાગે એવી વાત છે કે*
*આ બધું હોવા છતાંય, આપણા ભાગ્યમાં છે વિરહ!*

---

* ફ્રેડા સાથે લૉરેન્સ છૂપી રીતે જર્મની આવેલા, પણ આવી પડેલી એક મુશ્કેલીને કારણે લૉરેન્સે જુદા ગામે જઈ રહેવું પડ્યું. તે જુદા ગામના 'બેઈ હેનેફ' નામના સ્થળે લૉરેન્સે ફ્રેડાને ઉદ્દેશીને આ કાવ્ય લખ્યું હતું.

## સંધ્યા

પૃથ્વીના પેટાળમાંથી નીકળે છે અંધકાર
ગળી જાય છે ડુબાડીને પશ્ચિમના આછા અંજવાસને;
સંભળાય સુ' ઘાસ પર બાળકોના ગમતીલા અવાજો;
ભૂંસાય લખાણ જૂનું સ્લેટ પરનું.

રાત્રીનું વાતાવરણ ઝમે છે સુગંધ,
ચાંદની-ભૂરું જીવડું સરી જાય છે બાજુએથી;
દુન્યવી દિવસનો હતો જે કાંઈ અર્થ
નાશ પામ્યો છે જૂઠાણાંની જેમ

છોડી રમતો ચાલ્યાં ગયાં છે બાળકો;
પારદર્શક પ્રકાશ-પટલમાં ચળકે એક જ તારલો;
અને દષ્ટિપથમાંથી દૂર થયો છે
દિવસનો નકામો સર્વ કચરો.

## અસહિષ્ણુતા

બહુ ગમે તો નહીં, પણ તોય
માથું ખાનારા માણસને સહી લેવાય
મૂર્ખાઓને નિભાવી શકાય
– દુઃખી થઈએ તોય મજા પડ્યાનો ઢોંગ શાને કરવો?

પણ સહન કરી શકાતા નથી
લુચ્ચા ચબરાક લોકો
કે ગોટાળા કરનારા ચતુર માણસો
કે ધમાલ-ધાંધલ કરનારા સટપટિયા.
શાંતિ જાળવતા ન હોય તેવા લોકો હવે સહી શકાતા નથી.

## નૈતિકતા

*પ્રાણીઓ કે ફૂલો કદી અનૈતિક હોતાં નથી*
*કેવળ એકલો માણસ જ હોઈ શકે છે અનૈતિક,*

*કારણ કે માણસ બિચારો જીવ*
*જોઈ શકે છે પોતાને*
*અને ઓળખી શકે છે પોતાની જાતને આયનામાં.*

*જુએ પોતાને આયનામાં ત્યારે*
*કૂતરાની જેમ એ ભસતો નથી*
*મૂલવે છે એ પોતાની જાતને ગંભીરતાથી.*

*પોતાના તરફ એ ભસી શકતો હોત*
*અથવા તો બિલાડીની જેમ*
*ગુસ્સે થઈ રુવાંટી તંગ કરી શકતો હોત*
*અને પછી પીઠ ફેરવી*
*બધું ભૂલી જઈ શકતો હોત*
*તો કેવું સારું થાત.*

## અશ્લીલતા

*કાયા તો કંચન*
*ચોખ્ખીચણક, નિષ્પાપ.*
*અંદર પુરાયેલું બંધ બંદીવાન મન*
*છે સાવ ગટર જેવું.*
*અંદરના બધા જ અવયવમાં*
*ફેલાવે એ ગંદકી ને સડો.*
*બાકી રહે માત્ર બહારની ચમક-દમકનો પોપડો,*
*દેખાડાનો ઠસ્સો અને કિન્નાખોર ધિક્કાર*
*જેનાથી લજ્જા અનુભવે નરાધમો.*

# નિયતિ

નિયતિ, ઓ નિયતિ,
તારું અસ્તિત્વ છે તો ખરું ને?
અને તારી લીલાનો તાગ
માણસ પામી શકે તો ખરો ને?

ઓ નિયતિ,
પામી શકતો હોઉં જો તારો ખેલ
અને નિશ્ચિત હોય જો મારો પરાજય
તો ચાલ્યો જવા છું તૈયાર.
પૃથ્વી પરથી નષ્ટ થઈ ચૂકેલા કોઈ સરીસૃપની જેમ
મારી જાતને ભૂંસી નાખવા છું તૈયાર.
મારા પંજાનો કોઈ અવશેષ
કે અંગૂઠા જેવી નિશાની પણ બાકી રહે
તેની નહીં માગું ભીખ,
પૂર્ણપણે, સંપૂર્ણપણે નષ્ટ થવા છું તૈયાર.

પણ હોય જો કોઈ શક્યતા જીતવાની અને
મનુષ્યજાત રહેવાની હોય મનુષ્યજાતિ તરીકે
તો તૈયાર છું લડવા.
ચડાવીશ મારી બાંયો
અને શરૂ કરીશ ઝઝૂમવાનું.

ફક્ત ઇચ્છું છું એટલું કે
ઓ નિયતિ, ખુલ્લો પાડ તારો ખેલ.

# હળીએ મળીએ ને હસીએ

*ખુશીની સાથ*
*હળીએ મળીએ, હસીએ*
*ને કરીએ એકબીજા સાથે એલફેલ વાતો;*
*મુક્ત થઈ જઈએ આડંબરથી*
*અને ત્યજી દઈએ ખોટો વિવેક;*
*નર-નારી સૌ ભેગાં થઈને*
*ઊજવીએ ઉત્સવ આનંદનો.*

*આપણી વચ્ચે બંધાય છે એ રીતે*
*વિનિમય અને વિચારોનો, નિષ્ઠાપૂર્વકનો ઘનિષ્ઠ ઘરોબો,*
*પણ રખે સમજી લેતા કે*
*એ છે કંઈક વિશેષ કરવાનો*
*શરીર-સંબંધનો પરવાનો.*

*સત્ય તો વસે છે સાવ વિરુદ્ધ દિશામાં.*
*વાતોચીતો અને સમજણની સંવાદિતા*
*બને ઉમદા અને પવિત્ર*
*જો રાખી શકીએ એકબીજાથી*
*આદરપૂર્વકનું અંતર*
*અને રહીએ શરીર-સંબંધથી સાવ અલિપ્ત.*

*ઊતરી પડવું મનોસખ્યથી શરીરના ચૂંથણામાં*
*એ છે ભારી ગોબરું-ગોટાળિયું*
*અને સાચું પૂછો તો*
*થાય છે એ થકી અધમ સ્ખલન*
*અને લાવે છે એ સર્વનાશ*
*સુચારુ સંબંધનો.*

# સર્પ

તાપને કારણે હું હતો ફક્ત પાયજામાભેર
ને બળબળતા ઉનાળાના એ દિવસે
પાણીના મારા ધોરિયા પર
આવ્યો પાણી પીવા એ સર્પ.

અંધાર-ઘેરા વિશાળ કેરબવૃક્ષના
કોઈક ઔર જ પ્રકારની સુગંધથી શોભતા છાંયડામાં ઊંડે ઊંડે
પાણીની ઝારી સાથે, પગથિયાં ઊતરી, પહોંચ્યો હું,
પણ મારે ઊભા રહેવું પડશે, કરવી પડશે પ્રતીક્ષા,
કારણ કે આવ્યો'તો એ મારા ધોરિયા પર
મારાથી પહેલાં.

નીચેના સુંવાળા પેટથી
સોન-ભૂખરી અલસતાને સરક સરક સરકાવતો
પહોંચ્યો'તો એ માટીની ભીંતમાં પડેલી તિરાડના અંધારિયામાંથી
પથરાળ ધોરિયાને છેડે,
ટેકવી'તી ડોક ધોરિયાના પથ્થર નીચે
અને જ્યાં ટપકતી હતી ટપક ટપક ટીપે નિર્મળ સ્વચ્છતા
ત્યાં ખુલ્લા મોં વડે, ઘટક ઘટક ઘૂંટડે,
પેઢામાં થઈ લાંબા સુસ્ત શરીરમાં
પીતો'તો એ પાણી,
કશોય અવાજ કર્યા વિના.

પાણીના મારા ધોરિયે આવ્યું'તું કોક મારી પહેલાંય
ને બીજા આવનારની જેમ ઊભો'તો હું કતારમાં.

પાણી પીતી વખતે વચ્ચે ઊંચું કરે છે માથું ઢોરઢાંખર જેમ
તેમ ઊંચી કરી તેણે ફેણ
અને ઢોર-ઢાંખરની જેમ જ
જોયું તેણે નફકરાઈથી મારા તરફ.

હોઠ વચ્ચે લપકારી બે-ફાંટાળી જીભ ને વિચાર્યું ક્ષણેક એણે
ને વાંકા વળી પીધું પાણી થોડું વધુ.
સિસિલી પ્રદેશના જુલાઈ મહિનાના એ દિવસે
હતું જ્યારે એટના ગામ ડમરીથી ધુમાડિયું
ત્યારે ધૂળિયો-ભૂખરો
એ દેખાતો'તો ધરતીના પેટાળના બળબળતા ઉત્તાપ જેવો સોનવર્ણો.

મેં મેળવેલા શિક્ષણે કહ્યું મને:
'છૂંદીને મારી નાખ એને,
કારણ કે સિસિલીના કાળા સાપ હોય છે નિર્દોષ નિર્દંશ,
પણ સોનવર્ણા હોય છે ભયાનક ઝેરી.'

અને બોલી ઊઠ્યા ભીતરના અવાજો:
'સમજદાર માણસ હોય જો તું
ઉઠાવવી પડે તારે લાઠી
પાડી દેવો જોઈએ એને
અને મારી નાખી કરવો જોઈએ એને પૂરો.'

પણ કબૂલ કરવું જોઈએ મારે
ગમ્યો'તો એ બહુ મને,
કેવી ખુશીની વાત કે આમ અતિથિ થઈ આવ્યો
પાણી પીવા મારા ધોરિયે!
અને તૃપ્ત થઈ, શાંતિથી, આભાર માન્યા વિના
જતો'તો એ પાછો બળબળતી પૃથ્વીના પેટાળમાં.
શું કાયર હતો હું જેથી હિંમત ન કરી મેં એને મારવાની?
શું વિકૃત હતો હું કે ઝંખતો'તો તેની સાથે વાત કરવા?
કે પછી થયું છે મારું બહુમાન એવું લાગ્યું મારી સીધીસાદી સમજને?
ખરેખર, આપ્યું'તું તેણે મને ગૌરવ.
અને તોય સંભળાય પોકાર પેલા:
'હતે ન જો તું કાયર, જરૂર છૂંદી નાખ્યો હોત તેને.'
અને ખરું પૂછો તો થઈ ઊઠ્યો'તો ભયભીત હું — ખૂબ જ ભયભીત,

પણ ભય કરતાંય વધુ પ્રબળ હતો ગૌરવનો ભાવ એવો કે
રહસ્યગૂઢ ભોમના અંધારિયા બારણેથી મારા આંગણે
આવ્યો'તો એ મહેમાનગતિ મારી માણવા.

ભરપેટ પી લીધું એણે,
સપનામાં હોય તેમ ઊંચી કરી તેણે ફેણ, ડોલાવી પીધેલાની જેમ
હવામાં લટકતી હોય પાતળી ડાળખી જેવી કાળીધબ રાત્રી
તેવી લપકતી જીભ, ચાટતી હોય જાણે હોઠને.
જોયું ન તેણે હવાની પાર, નાખી ફક્ત નજર આસપાસ ગર્વિષ્ઠ ઈશ્વરની જેમ.
ધીમે રહીને, સાવ ધીમેથી, ત્રિગુણિત સપનામાં હોય તેમ
સરકતો વાંકોચૂકો, લાગ્યો એ મંથર લંબાઈને સંકોરવા
ને ચડ્યો ફરી તૂટેલી જર્જર દીવાલને કાંગરે.

*અચાનક એ દરમાં દાખલ થઈ ફેણ*
ને લીધો સર્વ અગ્રભાગ એનો એણે દરની અંદર સર્પગતિએ
ને ખેંચવા માંડ્યું ધીમે ધીમે શરીરને અંદર.
વધ્યો એમ એ આગળ અંદર ને અંદર
પીઠ એની આમ પાછળ ફરી ત્યારે
જાગી ઊઠ્યો મારા મનમાં પ્રખર વિરોધ
અને થયો મારા હૃદયમાં દારુણ હાહાકાર
તેના જાણીબૂજીને અંધારમાં ઓઝલ થવા સામે
અને કમકમાંભર્યા કાળા દરમાં સમાઈ જવા સામે.

જોયું મેં આમતેમ, મૂકી દીધી ઝારી
ઉપાડ્યું લાકડાનું એક ઢીમચું
ફેંક્યું એની સામે ધોરિયા પર
ખખડાટ અવાજ સાથે.

માનું છું, વાગ્યું તો નહોતું એને,
પણ બાકી રહેલા તેના અંગના છેડાનો ભાગ
વમળાયો વિચિત્ર ઝડપે, અમળાયો વીજળી માફક

ને થઈ ગયો ગરક દરના અંધકારમાં.
તાકી રહ્યો હું દરની સામે
વશીભૂત આશ્ચર્યથી ધોમધખતા બપોરમાં

ને થયો તરત જ પસ્તાવો મને
કેવું હલકું, કેવું ગંદું, કેવું બેહૂદું કૃત્ય કર્યું'તું મેં!
આવ્યો તિરસ્કાર મારા પર ને ધિક્કાર મારા ભણતર પર.

યાદ આવ્યું સોહામણું દરિયાઈ પંખી મહાકાય
ને થયું, કાશ આવે પાછો મારો સર્પ!

હવે ફરી દેખાવા માંડ્યો એ એક રાજવી સમો,
દેશનિકાલ કરાયેલો રાજવી,
ભરાયો'તો ધરા હેઠળ રાજમુકુટ વિનાનો
ને હવે પાછો કરવાનો છે જેનો રાજ્યાભિષેક.

ને આમ ગુમાવ્યો મેં મહામૂલો અવસર જિંદગીના સરતાજને મળવાનો
ને કરવું છે મારે હવે પ્રાયશ્ચિત્ત મારી હીનતાનું.

## રાતે આવ્યો ચોર

આવી ચડ્યો કાલે રાતે મારે ત્યાં ચોર
ફટકાર્યું મારા માથામાં એણે અજાણ્યું ઓજાર.
મેં રાડ પાડી, પણ નો'તું કો' સુણનાર
પડ્યો રહ્યો ચૂપચાપ અક્કડ ને ટટ્ટાર.

ઊઠ્યો આજ સવાર
ના કાંઈ મળે અણસાર.
કદાચ હતું એ સપનું દઈ જતું ભાવિનો ભણકાર,
કેમ કે હવે પડે નહીં ચેન જરાયે વાર.

## જિપ્સી

લાલ ફૂમતું પે'રી ફરનારો હું ભમતારામ
કમાયો છું જે કાંઈ છેલ્લા અઠવાડિયામાં
આપી દઈશ તને તે મારું ધન તમામ
એ વડે ખરીદી લેજે ચાંદીની વીંટી
કરજે શાદી મારી સાથે
મળશે મારા હૃદયને કંઈક આરામ.

પછી તો —
લગ્નથી જોડાયાં એટલે પાડીશ તારે માટે પરસેવો
પરસેવે રેબઝેબ થઈ આવીશ તારા માટે થઈને ઘરે
પણ તું તો જોઈને મને
વાસી દેશે બારણાં.

## નાસ્તિત્વ

નાનકડા અમથા જળરાશિમાં પ્રતિબિંબ પાડી રહેલા
ઝબૂક ઝબૂક તારલિયાઓની જેમ
મારી સંકોડાયેલી છાતી પર તારાઓ વરસે છે.

મંદ મંદ પવનની શીતળ લહરના
એક પછી એક પડતાં-ઊપડતાં મોજાંનાં સુંવાળાં ફીણ
મારી છાતીને સ્પર્શે છે.

ઝરણાંમાં છબછબિયાં કરતું હોય તેમ
મારા પગ નીચેનું ગાઢું ઘાસ
મારામાં સ્પંદન સરજે છે.

ઓહ! કેવું મધમીઠું છે
જાતને ભૂલી જવું ને
આવું બધું બની જવું!

કારણ કે જુઓ,
થાકી ગયો છું હું મારાથી.

# પુનરાગમન

આવું હું તારી પાસે તે માટે
કરી હતી તેં તીવ્ર ઝંખના.
હવે આવ્યો છું જ્યારે પાસે
શાને મોં ફેરવે મારાથી અવળી દિશામાં?
શાને છે ગાલ લાલચોળ
મારી તરફના રોષથી?
એવું શું કર્યું મેં જેથી
રોજ કરતાં બદલાઈ ગયું છે તારું મોં પુણ્યપ્રકોપથી?

અહીં બેઠો છું હું
અને વગાડે તું સંગીત તારા ગજથી ઇસરાજ પર.
બસૂરું છે એ અને કનડે કાનને,
પડતું મૂક સંગીત એ.
તારી પાસે નહોતો
પીડા તે સમયની
આજે મારા પુનરાગમને
આપે શું તને
કાંટાળી વાડથી વીંટળાયેલું અળગાપણું?

## ગરીબી

શ્રીમંત હોય
કે પછી પોતાને શ્રીમંત માનતા હોય,
એવા લોકો જ
વાતો કર્યા કરે છે સન્નારી શ્રીમતી ગરીબીની.
સેન્ટ ફ્રાન્સીસ પોતે પણ હતા
બગડીને બેહાલ થયેલા ધનાઢ્ય જુવાનિયા.

મજૂર-કામદાર કુટુંબમાં જન્મ્યો છું હું
એટલે જાણું છું કે
ગરીબી છે કઠોર, કૂબડી, કદરૂપી ડોસી.
ખરેખરી અછતોથી રહેંસાયા હો તમે
ત્યારે લાગે છે એ ડાકણ જેવી.
કહેતું હોય કોઈ કે નથી એ તેવી
તો જાણજો કે એ બોલે છે જૂઠું.
મારે નથી રહેવું ગરીબ
કારણ કે એનો અર્થ છે કચડાયેલા રહેવું.
અને નથી થવું મારે શ્રીમંત પણ.

નિહાળું છું જ્યારે દરિયા પાસેનું,
ખડકમાંથી ઊગી નીકળેલું,
વધતું અને વિકસતું પાઇન-વૃક્ષ
ત્યારે દેખાય છે તેને સહજ મળેલી પારાવાર વિશાળતા.
રોજિંદું પોષણ આપતા પાષાણમાં
સજ્જડ છે એનાં મૂળિયાંની પકડ
અને ભરપૂર આસવથી ભરેલી, સૂર્ય અને વાયુ સામે ધરેલી,
લીલી પ્યાલીઓ જેવી દેખાય છે એની કલગીઓ.

મારે પણ એવું જ વધવું-વિકસવું
અને થાવું સમૃદ્ધ.

## ખતમ કરી દો પૈસાનું રાજ

ખતમ કરી નાખો પૈસાને
કાઢી મૂકો એને જીવનમાંથી બહાર.
પૈસો છે વિકૃત વૃત્તિ
ને છે છૂપા દુશ્મન જેવું તત્ત્વ
સડી જાય છે જેનાથી
ચિત્ત, લોહી, હાડકાં, જઠર અને આત્મા.

સમાજના વ્યવહારનો
આજે છે તેનાથી જુદો
સ્થાપો નવો મૂલાધાર
કરીને દઢ નિર્ધાર.

હોવી જોઈએ પરસ્પર વિશ્વાસમાં શ્રદ્ધા
અને સાદા જીવન માટેની નમ્ર ઇચ્છા
દરેક માણસને મળવાં જોઈએ વિનામૂલ્યે
ઘર, ખોરાક અને ઉષ્મા
મળે છે જેમ પક્ષીને!

## આધુનિક પ્રાર્થના

સર્વશક્તિમાન સેતાન!
બનાવી દે મને ધનવાન
બનાવી દે જલદીથી ધનવાન!
સમૃદ્ધિ આપ અઢળક, આવે ન કોઈ આંચ
આડે નડે જો કોઈ જહન્નમમાં નાખ એને
મારીને એક લાત.
સેતાન તું છે સચ્ચો
કુત્તીનો બડો બચ્ચો!

# મહેનતાણું

મજૂરીનું મહેનતાણું છે ખણખણતા રૂપિયા.
રૂપિયા લાવે છે વધુ રૂપિયાની લાલસા.
વધુ રૂપિયાની લાલસા સરજે છે ઝેરીલી હરીફાઈ
અને ઝેરીલી હરીફાઈએ આપ્યું છે
એવું વિશ્વ કે જેમાં આપણે વસીએ છીએ.

મજૂરી-રૂપિયા-લાલસાનું ચક્ર રચે છે એવું વિષ-વર્તુળ
જે માણસને બદલી નાખે છે સેતાનમાં.

રોજી રળવી એ છે જેલમાં રહેતા માણસનો વ્યવસાય
અને તેથી રોજી રળનાર છે એક કેદી.
માસિક વેતન કમાનાર છે જેલ ઉપર દેખરેખ રાખનાર.
કેદીને બદલે એ છે જેલર.

પોતાની આવક પર જીવવું એટલે
'જેલની અંદર તો નહીં જવું પડે ને' એના ભયમાં
જેલની બહાર રુઆબથી આંટા મારવા.

મહેનતાણું કમાવાની જેલ આખા વિશ્વને આવરીને બેઠી છે.
જેલમાં કસરત કરે છે જેમ કેદી તેની માફક
એક સાંકડી પટ્ટીમાં
તમે ફર્યા કરો છો આમથી તેમ.

આને કહેવાય છે વૈશ્વિક સ્વાતંત્ર્ય.

## વિજય

*પાંચેક હજાર વર્ષથી માણસ ઝંખતો આવ્યો છે:*
*વિજય, વિજય ને બસ વિજય.*
*પોતાના જ માનવ-બાંધવો પર વિજય,*
*વિઘ્નો પર વિજય*
*ને અનિષ્ટ પર વિજય.*
*વિજય, વિજય ને વિજય.*
*એટલે સુધી કે 'વિજય' શબ્દ હવે અકારો થઈ પડ્યો છે.*
*એ શબ્દ હવે સાંભળી શકાય એમ નથી.*

*આપણા અંતરના ઊંડાણમાં નજર નાખીએ*
*તો સમજાશે કે વિજયનો વિચાર સુધ્ધાં ધિક્કારની લાગણી જન્માવે છે.*
*એ શબ્દથી આપણે ત્રાસી ગયા છીએ.*

## સાર-સર્વસ્વ

*જ્ઞાન કેમ ન મેળવવું*
*એ જ્યાં સુધી જાણતો નથી મનુષ્ય,*
*ત્યાં સુધી એ જાણતો નથી કશું જ.*

*મહાન ગુરુઓ આપે છે એક જ શીખ:*
*સર્વ જ્ઞાનનું અંતિમ છે વિસ્મરણ —*
*મધુરું, અંધાર-ડૂબ્યું વિસ્મરણ.*
*એવું વિસ્મરણ થયે*
*થઈ જાઉં હું નષ્ટ મારામાંથીય*
*અને બની રહું પૂર્ણ.*

# દેવહુમા

ચુસાઈ જવા, ભૂંસાઈ જવા, નેસ્તનાબૂદ થઈ જવા
અને શૂન્ય બની રહેવા તૈયાર છો?
અસ્તિત્વવિહોણા થઈ જવા તૈયાર છો?
વિસ્મૃતિની ગર્તામાં ડૂબી જવા તૈયાર છો?

જો ન હો તો કદીય પામી શકશો નહીં તમારામાં પરિવર્તન.

દેવહુમા પક્ષી થઈ જાય છે ભડકો
બળી મરે છે જીવતેજીવત
ને બની જાય છે ગરમ, ઊનના ગોટા જેવો રાખનો ઢગલો.
ત્યારે જ કરી શકે છે એ પુનર્જીવિત પોતાનું નવયૌવન.
હવામાં ઊડતી
રાખના રજકણ સમી રુંવાટી ધરાવતા નવા નાના બચ્ચાની
માળામાંની હલચલ
પછી દેખાડે છે
ગરુડ-સામર્થ્ય જેવી પુનર્યૌવનની પ્રાપ્તિ,
એ છે અમર્ત્ય પક્ષી.

# જીવતર

નથી જીવવાનું માણસે ફક્ત આજીવિકા માટે
એ જો જીવતર જીવી જાણે ને
તો બસ, જીવ અને જીવન મોરે.

બેફિકર ધરા,
અને નફકરું આકાશ,
એ બેની વચ્ચે
પક્ષી ચણે છે દાણા અને નાનકડાં જંતુ.

પણ ચક ચક ચણવાની નાનકડી રમત,
જીવનને આપે છે ગીત, કિલકિલાટ,
મજાનાં પીછાં,
સુંવાળી રુવાંટીની હૂંફ,
ઠક ઠક ઠેકવું
અને ફડફડ ઊડવું —
આ બધો અનેરો જાદુ
એ જ છે પક્ષીઓનું પક્ષી તરીકે જીવવું.
અને જોવા મળે છે આપણને આ બધુંય,
બદલામાં કશુંય આપ્યા વિના.

# મૃત્યુનું ગીત

ગાઓ ભાઈ, મૃત્યુનું ગીત
અરે ભાઈ, ગાઓ સૌ મૃત્યુનું ગીત.
મૃત્યુના ગીત વિના
અર્થહીન જીવનનું ગીત.
અરે ભાઈ, ગાઓ સૌ મૃત્યુનું ગીત.

સૌથી પ્રલંબ
એની છે યાત્રા.
લઈ જાય આત્મા શું પોતાની સાથે
જાય મૂકી શું પોતાની પાછળ.
પાર કરીને અનેકો સમંદર
વીંટળાઈ વળે જ્યારે અંધાર એને
શી રીત મળે રે એને શાંતિ
એવા રે મૃત્યુનું ગીત.
ગાઓ ભાઈ, એવા રે મૃત્યુનું ગીત.

★ ડી. એચ. લૉરેન્સ ★

# આ અંકના કવિઓ

**નીતિન વડગામા**
'તાંદુલ', સ્વાતિ સોસાયટી, વિરાણી સાયન્સ કૉલેજ પાછળ, કાલાવડ રોડ,
રાજકોટ-૩૬૦ ૦૦૫. ફોન : ૯૮૭૯૪-૦૦૪૨૪

**ભરત વિંઝુડા**
રામ કૃપા, ખાદી કાર્યાલય પાસે, સાવરકુંડલા, જિ. અમરેલી.
ફોન : ૯૪૨૬૪-૫૬૯૩૪

**જયા મહેતા**
બી-૧૯, આનંદ છાયા, સાતમો માળ, પી. બાલુ માર્ગ, પ્રભાદેવી,
મુંબઈ-૪૦૦ ૦૨૫. ફોન : ૨૪૨૨ ૦૫૦૯

**હિતેન આનંદપરા**
ડી-૨/૩૦૧, ચારકોપ કેસર સોસાયટી, સેક્ટર નં. ૩, ચારકોપ માર્કેટ, કાંદિવલી (વેસ્ટ),
મુંબઈ-૪૦૦ ૦૬૭. ફોન : ૯૩૨૩૫-૯૯૫૭૨.
email: hiten_anandpara@yahoo.com

**મુકેશ જોષી**
બી-૩૦/૧૦૧, RMMN સોસાયટી, યુનિટ નં. ૮, સી.એસ. રોડ, આનંદનગર,
દહિસર (ઇસ્ટ), મુંબઈ-૪૦૦ ૦૬૮. ફોન : ૨૮૪૮૫૮૪૮.
email: mdj029.gamil.com

**નટવર ગાંધી**
14625, Stonewell Drive, Silver Spring, MD 20905, USA.
email: natgandhi@yahoo.com

**મહેશ દવે**
૧, વનશ્રી સોસાયટી ડ્રાઇવ ઇન રોડ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૪.
email: mdave@imagepublications.com

**સુરેશ દલાલ**
૧૩૩, હસા મહલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫.
email: imagepub@vsnl.net